# સૌ. દિવાળીબાઇ તે સ્વ. પ્રહ્લાદજી સેવકરામનાં પત્ની સ્મારક ગ્રંથમાળા ફંડનો

## ઉપોદ્ઘાત

**સ્વ.** પ્રહ્લાદજી સેવકરામના પુત્ર ઇંદુપ્રસાદ વતી એમનાં બહેન કમળાલક્ષ્મીએ રૂ. ૫૦૦૦) ની રકમ સોસાયટીને એવી શરતે સોંપી છે કે એના વ્યાજમાથી સ્ત્રીઉપયોગી પુસ્તક દર વર્ષે અથવા એથી વધતા-ઓછા અંતરે સોસાયટીએ છપાવી પ્રસિદ્ધ કરવું અને એ પુસ્તકમાં "સૌ દીવાળીબાઇ, તે સ્વ. પ્રહ્લાદજી સેવકરામનાં પત્ની, સ્મારક ગ્રંથમાળા" એ નામ લખવું. એ પ્રમાણે મજકુર ફંડમાંથી આજ દિન સુધીમા નીચેના પુસ્તકો છપાવી પ્રસિદ્ધ કરવામાં આવ્યાં છે:

| નં. | નામ | કીમત |
|---|---|---|
| ૧. | ગ્રીક સાહિત્યના કરુણરસપ્રધાન નાટકો અને કથાઓ | ૦-૧૦-૦ |
| ૨. | જગતનો સંક્ષિપ્ત ઇતિહાસ | ૦-૧૨-૦ |
| ૩. | હિંદુસ્તાનનો પ્રાચીન ઇતિહાસ-પૂર્વાર્ધ | ૧-૦-૦ |
| ૪. | ,, ,, ,, -ઉત્તરાર્ધ | ૧-૦-૦ |
| ૫. | ઝાંશીની રાણી લક્ષ્મીબાઈ | ૧-૦-૦ |

ગુજ૦ વર્ના૦ સોસાયટી
અમદાવાદ
તા. ૨૪-૯-'૪૫

હીરાલાલ ત્રિભુવનદાસ પારેખ

જેઠાલાલ જીવણલાલ ગાંધી
આસિ. સેક્રેટરી

# પ્રસ્તાવના

**આ**પણા ઘણા લોકોનો ખ્યાલ છે તેમ સત્તાવનનો સગ્રામ એ કંઈ કેવળ કંપની સરકારથી અસંતુષ્ટ થયેલા સિપાઈઓનો જ બળવો નહોતો કે ગાદી યા જાગીર ગુમાવી બેઠેલા રાજાઓ યા ઠાકોરોનું ખાલી ધાંધલ નહોતું. લગભગ સો વરસ સુધી આપણા દેશને રાજકીય, આર્થિક અને ધાર્મિક અથવા એક શબ્દમાં કહેવું હોય તો રાષ્ટ્રિય યા સાંસ્કૃતિક રીતે કચડવાના જે પ્રયાસો કંપની સરકાર તરફથી અવિરતપણે અને યોજનાપૂર્વક થતા હતા તેની સામે સમગ્ર પ્રજાએ ઉઠાવેલો એ જબ્બર બળવો હતો.

સત્તાવનનો બળવો સમસ્ત પ્રજાનો બળવો હતો અને આજની ભાષામાં કહેવું હોય તો લોકક્રાન્તિ હતી એ વિશે કેટલાક લોકો શંકા સેવે છે.

ઓગણીસમી સદીની આપણી સમાજવ્યવસ્થા કે ગ્રામવ્યવસ્થાનો જો વિચાર કરીએ તો જણાશે કે તે જમાનામાં સમાજ યા ગામના પટેલિયાઓ જે કંઈ ઠરાવ કરે તે સમગ્ર સમાજે યા ગામે જ કર્યો ગણાતો, અને ગામ યા સમાજના બધા જ લોકો એ ઠરાવનો અમલ કરવાની પોતાની ફરજ સમજતા. સત્તાવનના બળવાની પૂર્વ તૈયારી વખતે બળવામાં ભળવાની સંમતિરૂપે સ્વીકારાતી રોટી કે કમળનું ફૂલ 'એ રીતે' દરેક ગામ કે સમાજના આગેવાનો સ્વીકારતા એ ઉપરથી ગામોની સમસ્ત પ્રજા બળવામાં સામેલ થઈ હતી એ સિદ્ધ થાય છે.

આવા સત્તાવનના રાષ્ટ્રવ્યાપી સ્વાતંત્ર્યસંગ્રામના અધિષ્ઠાતાઓમાં એક જ નામ એવું જાણે છે કે જેની ભાવના, વીરતા, હિંમત, રણકુશળતા અને ક્રાન્તિના નેતૃત્વની સહજ શક્તિની બાબતમાં બળવાનો બીજો ભાગ્યે જ કોઈ નેતા સરસાઈ કરી શકે. નાનાસાહેબ, બેગમ ઝિન્નતમહલ, બેગમ હજરતમહલ, મૌલવી અહમદશાહ,

અફિઝુદ્દ્રલાખાં કે તાત્યા ટોપે એ બધાંએ બળવો ઉઠાવવામાં, તેનું સંગઠન કરવામાં અને તેને સફળ કરવામાં ભારે જહેમત ઉઠાવી છે એ નિઃશંક વાત છે. પણ યુદ્ધમાંના જયાપજય, બળવાની ચડતીપડતી કે સાથીઓની આશાનિરાશાથી પર થઈને અંગ્રેજી રાજ્યને ઉખેડી નાખવાનું એક જ લક્ષ્ય રાખીને જેણે અવિરત પરિશ્રમ કર્યો એવી વ્યક્તિ તો ઝાંશીની રાણી એક જ હતી. બળવાનું પૂર ઓસરતું હતું ત્યારે તેણે બળવામાં ઝંપલાવ્યું અને ઠંડા પડી જતા બળવાના દાવાનળને તેણે પોતાના વીરત્વની ફૂંકથી પાછો સળગાવી દીધો. બળવાનાં કેન્દ્રો ગુમાવવાથી હતાશ થઈ ગયેલા નેતાઓને ગ્વાલિયરનું નવું કેન્દ્ર અપાવી તેણે સહુમા આશાનું પૂર રેલાવ્યું અને ત્યારપછી પણ રાવસાહેબ પેશવા વગેરે પ્રમાદમાં પડી ગયા અને અંગ્રેજી સન્યો બળવાવાળાઓ ઉપર ચોતરફથી ત્રાટકી પડ્યા ત્યારે તેણે અપૂર્વ વીરત્વ બતાવી એ બધાનો સામનો કર્યો અને તેને જ્યારે ચોતરફ કંઇ જ આશા દેખાઇ નહિ ત્યારે અંગ્રેજો સાથે લડીને સ્વાતંત્ર્ય-યજ્ઞના કુંડમાં પોતાની આહુતિ આપી તે અમર થઇ ગઈ. સ્વાતંત્ર્ય માટેના બળવાનો ધ્વજ તેણે તેનામાં ચેતનની સહેજ પણ ચિનગારી હતી ત્યાંસુધી ફરકતો રાખ્યો. આવી આ ભારતની સ્વાતંત્ર્યલક્ષ્મી આપણને જ નહિ પણ દુનિયાની એકેએક પ્રજાને સ્વાતંત્ર્ય માટે બધું ફના કરવાનો અજબ પદાર્થપાઠ મૂકી ગઈ છે.

આમાં ખાસ ધ્યાન ખેંચે એવી વાત તો એ છે કે તે એક સ્ત્રી હતી. સ્ત્રી એ ઘરની રાણી છે એ વાત સાચી. જીવનમા એ જ એનું મુખ્ય કામ છે એ પણ સાચુ. પણ એટલાથી જ તેના જીવનની પરિપૂર્ણતા થઇ જતી નથી. તે ગૃહરાણી હોય તે દરમિયાન પણ તે દેશના જાહેરજીવન ઉપર પ્રભાવ પાડનારી હોવી જોઇએ, ઘરના પુરુષને જાહેરજીવનના ઘડતરમાં સલાહ દેનારી હોવી જોઇએ. નારી-જીવનના સાફલ્યનો આ નવો ખ્યાલ આ ગાથોયુગમા આપણને મળતો જાય છે. પણ તે ઉપરાત પણ હરેક રાષ્ટ્રના જીવનમાં જ્યારે

એવો કટોકટીનો કાળ આવે છે ત્યારે ઘરબારને વેરણછેરણ થવા દઇને પણ રાષ્ટ્રની આબરૂનું રક્ષણ કરવા સ્ત્રીએ પુરુષની સાથે બહાર નીકળવું જોઇએ એ ખ્યાલ પણ આપણા દેશમાં છેલ્લાં દસવીસ વર્ષથી આવી રીતે દેશનું કાર્ય કરવાની શક્તિ નારીમાં પડેલી જ છે એ છેલ્લાં ત્રીસચાળીસ વર્ષના આપણા રાષ્ટ્રિય ઉત્થાનના ઇતિહાસે પણ પુરવાર કરી આપ્યું છે. નારીમાંની આ શક્તિને જ્યાંસુધી આહ્વાન નથી થયું ત્યાંસુધી જ એ બેસી રહે છે તેને જો એકવાર પડકારવામાં આવે તો ભલભલા પુરુષોને પણ મોમાં આંગળી ઘલાવે એવો સાક્ષાત્કાર તે કરાવે છે. ઝાંશીની રાણી લક્ષ્મીબાઇએ સ્ત્રીશક્તિનો એ સાક્ષાત્કાર પોતાના એકવીસ વર્ષના ટૂંક આયુષ્યમા પણ કરી બતાવ્યો છે. તેણે પોતાના જાહેર જીવનના ત્રણ વર્ષના ગાળામા જ રાજ્ય કરી બતાવ્યુ, સૈન્યોની દોરવણી કરી બતાવી અને વખત આવ્યે સ્વાતંત્ર્ય માટે સંગ્રામ કરતા કરતા સર્વસ્વ હોમીને પોતાના જીવનની આહુતિ પણ આપી બતાવી.

આમ કરીને તેણે ભારતના જ કેવળ નહિ પણ દુનિયાના સમસ્ત નારીવર્ગ સમક્ષ એક ભવ્ય આદર્શ રજૂ કર્યો છે.

તેની આ જીવનકથા સ્વાતંત્ર્યવાંછુ લોકોને તેમ જ જીવનની પૂર્ણતાની પરિસીમાએ પહોંચવા માગતા નારીવર્ગને પ્રેરણા, બળ અને ઉત્સાહ દેનારી નીવડો

હવે આ પુસ્તક વિશે એક બે વાત.

આ જીવનચરિત્રને બને તેટલું સરળ કરવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે દસ્તાવેજોના ઉતારા કે કાયદાની કલમોની જાળમાં અટવાઇને વાચક કથાના તંતુને ખોઈ ન નાખે એ લક્ષ્યમા રાખ્યુ છે. પણ એનો અર્થ એ નથી કે જરૂરી એવા પુરાવા આમાથી બાતલ રાખ્યા છે આમાં જેમ પુરાવાઓના ડુંગર ખડક્યા નથી તેમ જરૂરી એવો એક પણ પુરાવો કે મુદ્દો આમાથી ટાળ્યો નથી, જેથી ઇતિહાસના અભ્યાસીને પણ આ પુસ્તક ઉપયોગી થઇ પડશે.

આ ચરિત્ર તૈયાર કરવામા મેં અનેક પુસ્તકોનો ઉપયોગ કર્યો છે, પણ જેમનો સૌથી વધારે ઉપયોગ કર્યો છે તેમની યાદી નીચે આપી છે

| | |
|---|---|
| ૧ ઝાશીચ્યા રાણીચે ચરિત્ર | શ્રી પારસનીસ |
| ૨, સન ૧૮૫૭ | પ્રો ના કે બેહેરે |
| ૩ માઝા પ્રવાસ | શ્રી ચિં વિ વૈદ્ય |
| ૪, ભારતમે અંગ્રેજી રાજ્ય | પં સુંદરનાલ |
| ૫ Glimpses of World History | Pt Jawaharlal |
| ૬ Rise of Christian Power in India | B D Basu |
| ૭ ઝાશીચી રાણી | વિ વા હડપ |

આ પુસ્તકોના સહુ લેખકોનો હુ ઋણી છુ

પુસ્તકને અને પરિશિષ્ટમા શ્રી સુભદ્રાદેવી ચૌહાણની ઝાશીની રાણી વિશેની એક કવિતા મૂકી છે તે માટે તેમનો પણ આભાર માનું છુ

પુસ્તકમા કેટલાક મુદ્રણદોષ રહી ગયા છે તેમાના મુખ્ય દોષોને સુધારી લેવા માટે આરભમા શુદ્ધિપત્રક મૂકયુ છે

અને આ પુસ્તક લખવાનું સોંપવા માટે ગુજરાત વર્નાક્યુલર સોસાયટીનો તેમ જ તેમા સૂચનો અને બીજી મદદ કરવા માટે મિત્રોનો હું ઋણી છુ

તા ૨૯-૯-'૪૫ ગોવિંદરાવ ભાગવત

# શુદ્ધિપત્ર

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧ | ૮ | હિદી | હિન્દી |
| ૪ | ૧૬ | વાપિક | વાર્ષિક |
| ૧૨ | ૧૦ | જબર | જબ્બર |
| ૨૨ | ૧૪ | તેમન | તેમને |
| ૨૯ | ૫ | વૃણાએ | વેણાએ |
| ૨૯ | ૫ | જેસ | જેથી |
| ૪૬ | ૨૩ | ચિતા | ચિંતા |
| ૪૫ | ૨૫ | હિદુસ્તાન | હિંદુસ્તાન |
| ૪૮ | ૧૯ | સિધિયા | સિંધિયા |
| ૫૦ | ૨૨ | દ્દદ્દો | દદ્દો |
| ૫૨ | ૫ | કીપુ | ટીપુ |
| ૫૩ | ૧૭ | ચૂઆ | ચૂહા |
| ૫૫ | ૧૩ | ગેબહાઉસ | હોબ્હાઉસ |
| ૬૨ | ૧૧ | aready | already |
| ૬૩ | ૧૯ | ડાયરકટર | ડાયરેક્ટર |
| ૭૦ | ૧ | આવ્યું | આપ્યું |
| ૮૫ | ૨૦ | શિખો | શીખો |
| ૯૦ | ૫ | નહિ | નથી |
| ૯૧ | ૧૦ | ધણીને | ગણીને |
| ૧૦૨ | ૮ | તમને | તેમને |
| ૧૦૭ | ૮ | દિવસ | દિવસે |
| ૧૧૩ | ૧ | સુવાસિક | સુવાસિત |
| ૧૨૧ | ૧૫ | ક શી | અલાહાબાદ |
| ૧૨૮ | ૫ | તાએ | તાબે |
| ૧૫૮ | ૧૬ | સિધે | શિંદે |
| ૧૫૫ | ૨૪ | Conpira ors | Conspirators |

# ઝાંશીની રાણી લક્ષ્મીબાઈ

## ૧. હિંદુસ્તાનમાં અંગ્રેજી રાજ્ય

હિંદુસ્તાનમાં અંગ્રેજી રાજ્યની સ્થાપનાનો ઇતિહાસ ઘૃણા ઉત્પન્ન કરે એવો છે. દુર્બળતા અને બીકણપણાથી તેનો આરંભ થયો, જુલમથી તેની વૃદ્ધિ થઈ, અને કપટ, જૂઠ તથા વિશ્વાસઘાતના જોર ઉપર તે દૃઢ થઈ. કોઈ પણ સામ્રાજ્યની સ્થાપનામા આવી ભીષણતાઓ ભાગ્યે જ બની હશે.

—માલકમ લડ્લો

અંગ્રેજોનો અને આપણા દેશનો સંબંધ મૂળે તો વેપારને કારણે જ થયો હતો. હિંદુસ્તાન અને પૂર્વના દેશો સાથે વેપાર કરી નફો મેળવવાના હેતુથી ઈસ્ટ ઇંડિયા કંપનીની સ્થાપના થઈ હતી. કંપનીએ પોતાના હિંદુસ્તાનમાંના નોકરોને તાકીદ કરી હતી કે તમારે હિંદુસ્તાનના રાજાઓના મન જીતી લઈ વેપાર અને નફો વધારવાનું જ લક્ષ્ય રાખવું. અને કંપનીના નોકરોએ પણ આ હુકમનો તે શરૂઆતના વર્ષોમા સારી રીતે અમલ કર્યો હતો. તેમણે હિંદી ભાષા, હિંદી પોશાક અને હિંદી રહેણીકરણી અપનાવી લઈને લોકોમાં સારી પેઠે ભળવા માડ્યુ.

લોકો સાથે ભળવા માડ્યા પછી તેમને જણાયું કે હિંદી લોકો લોહીના સંબધના કરતા નિમકનો સંબધ વધારે ગણે છે, તો આ લોકોને નોકરીમાં રાખી લઈ, તેમનું સૈન્ય ઊભુ કરી, ધારીએ તો, હિંદુસ્તાનમાં રાજ્ય ઊભું કરી શકાય. પણ કંપનીના ડાયરેક્ટરોની તાકીદ હતી કે દેશી રાજાઓના માહોમાહેના ઝઘડામા પડવુ નહિ, એટલે તેઓ કોઈ અનુકૂળ તકની રાહ જોતા બેસી રહ્યા

એ તક પણ તેમને મળી ગઈ. યુરોપમા અંગ્રેજો અને ફ્રેંચો વચ્ચે લડાઈ શરૂ થઈ. અને હિંદુસ્તાનમા ફ્રેંચો અંગ્રેજોના વેપારમાં હરીફ હતા. આ ફ્રેંચોને નિર્મૂળ કર્યા વિના રાજ્ય કે વેપાર બિનહરીફ જમાવી શકાય નહિ. ફ્રેંચો તો પહેલેથી જ

દેશી રાજાઓના ઝઘડામાં ભાગ લેતા, એટલે હવે અંગ્રેજોએ પણ ફ્રેંચો સાથે લડાઈ કરવા એ ઝઘડાઓમાં ભાગ લેવા માંડ્યો, અને છેવટે તેઓ ફ્રેંચોનો પગ હિંદુસ્તાનમાંથી કાઢી શક્યા.

લડાઈઓને લીધે વેપાર ખોરવાય અને નફો મળે નહિ એટલે ડાયરેક્ટરો હમેશાં લડાઈની ના જ પાડતા પરંતુ આ લડાઈમાં રાષ્ટ્રિય ભાવનાને કારણે તેઓ કંઈ બોલી શક્યા નહિ પણ હવે પછી દેશી રાજાઓના ઝઘડામાં ન પડતા કેવળ વેપાર અને નફો કરવામાં જ લક્ષ્ય આપવાનું તેમણે કંપનીના નોકરોને ફરમાવ્યું

પણ કંપનીના નોકરો ડાયરેક્ટરોના કરતાં વધારે સાહસિક અને ધૂર્ત હતા હિંદુસ્તાનમાં અંગ્રેજોનું સામ્રાજ્ય ઊભું કરવાના સ્વપ્ના તેમને આવવા લાગ્યા અને તેમણે એ પણ જોઈ લીધું કે વેપાર પણ નિરંકુશપણે કરવો હોય અને મનમાન્યો નફો મેળવવો હોય તો પોતાની રાજસત્તા જોઈએ જ અને આ રાજસત્તા કંઈ પ્રેમભાવથી કે ખુશામતથી મળતી નથી હોતી કોઈ દેશી રાજા કંપનીના વડા અમલદારને એવું થોડું જ કહેવડાવવાનો હતો કે મને હવે રાજ્ય કરવાનો કંટાળો આવ્યો છે તો તમે કૃપા કરીને મારું રાજ્ય લો અને મને વાર્ષિક પેન્શન બાંધી આપી ગંગાકિનારે જઈ 'રામનામ' લેવાને મુક્ત કરો ! રાજ્ય મેળવવા માટે તો અનેક યુક્તિપ્રયુક્તિઓ કરવી પડે છે લોકોમાં ફાટફૂટ પાડવી પડે છે જુદા જુદા રાજાઓને માંહોમાંહે લડાવી તેમને નિર્બળ કરી મૂકવા પડે છે રાજાના કોઈ સગાને કે સેનાપતિને રાજ્યની લાલચ બતાવી રાજા સામે લડવા ઊભો કરવો પડે છે. બંડ અથવા રાજદ્રોહની ખોટી બૂમો પાડીને રાજાઓનું ધન અન્યાયથી જપ્ત કરવું પડે છે અને રાજાના રાજ્યકારભારમાંની ગેરવ્યવસ્થાનો ભુમારો કરી પ્રજાનું મન રાજાની વિરુદ્ધ કલુષિત કરવું પડે છે અને અને જરૂર પડે તો થોડું લોહી પણ વહેવડાવવું પડે છે ! અંગ્રેજી રાજ્ય સ્થાપવાના સ્વપ્ના સેવતા ધૂર્ત ઇંગ્લિશ કંપનીના નોકરોએ આ

બધી યુક્તિઓ અજમાવી પરંતુ કંપનીના ડાયરેક્ટરોને એ પસંદ ન હોવાથી વૉરન હેસ્ટિંગ્સ જેવા કાર્યનિપુણ સામ્રાજ્યસ્થાપક ઉપર કામ ચલાવવામાં આવ્યું અને તેને પોતાનાં કાળાં કૃત્યોનો જવાબ આપવા માટે ન્યાયાલય આગળ ઊભા રહેવું પડ્યું આમ ડાયરેક્ટરોને જ હાથે તેને ઘણું સહન કરવું પડ્યું

પણ વેલેસ્લી ગવર્નર-જનરલ થઈને હિંદુસ્તાનમાં આવ્યો ત્યારે પરિસ્થિતિ બદલાઈ ગઈ હતી ઇંગ્લાંડમાં યંત્રયુગની શોધ થઈ હતી અત્યાર સુધી ઈસ્ટ ઇંડિયા કંપની હિંદુસ્તાનમાંથી કાપડ લઈ જઈ તેને યુરોપના બજારમાં ખૂબ ખૂબ નફો કરતી હતી પણ આ યંત્રોદ્યોગની શોધ પછી કાપડને બદલે કાચા માલની—કપાસની જરૂર ઊભી થઈ તે કેવી રીતે મેળવવો? હિંદુસ્તાનના લોકોને કાંતતા વણતા બંધ કેવી રીતે કરી શકાય? એને માટે રાજસત્તા જોઈએ રાજદંડને જોરે ગમે તે કરી શકાય એવું ઇંગ્લાંડની પાર્લમેન્ટે અને કંપનીના ડાયરેક્ટરોએ પણ જોયું

પણ આ રાજ્ય મેળવવું કેવી રીતે? આ વખતે ફ્રાન્સમાં જબરજસ્ત રાજ્યક્રાંતિ થઈ હતી અને સ્વતંત્રતા સમતા અને બંધુતાનો શબ્દનાદ જ્યાં ને ત્યાં ગાજતો હતો લડાઈઓ કરીને બીજાના મુલકો લૂંટી લેવા એટલે આ નાદને અવગણવા બરાબર હતું અને અંગ્રેજ પાર્લમેન્ટ પણ આવી અવગણના કરીને લોકમતને ક્ષુબ્ધ થવા દેવા તૈયાર નહોતી તેથી વેલેસ્લીએ વગર લડાઈએ રાજ્ય પ્રાપ્ત કરવાની એક અદ્ભુત યુક્તિ શોધી કાઢી ફ્રેંચ રાજ્યક્રાંતિના જમાનામાં પણ અંગ્રેજ શાસકર્તાઓની સામ્રાજ્યલાલસા કેટલી પ્રબળ હતી તે વેલેસ્લીએ પોતાના મિત્રને ઇંગ્લાંડથી ઊપડ્યા પછી તુરત લખેલા એક પત્રમાં ઠીક વ્યક્ત થાય છે તેણે લખ્યું હતું કે હું રાજાઓના ઢગના ઢગ ઉપર વિજયો ઉપર વિજયો મેળવીશ, અને મહેસૂલના તો ઢગલા ખડકીશ હું એટલી નામના, એટલું ધન

અને એટલી સત્તા એકઠી કરીશ કે એક વાર તો મારા મહત્ત્વાકાંક્ષી અને ધનલોલુપ માલેકો પણ ત્રાહિ ત્રાહિ પોકારી ઊઠશે."*

હિંદુસ્તાનમાં લડાઈઓ અને ખટપટો કરીને દેશી રાજાઓના ધનની લૂંટ કરનાર હેસ્ટિંગ્સ ઉપર જે પાર્લમેન્ટે કામ ચલાવી તેની નામોશી કરવા પ્રયાસ કર્યો હતો, તે જ પાર્લમેન્ટે વેલેસ્લીની યોજનાને લાખ લાખ આશીર્વાદ આપ્યા હતા. વેલેસ્લીની આ યોજનાને ઇતિહાસમાં 'સબસીડિયરી સિસ્ટમ'–'લશ્કરી સાહાય્યકારી યોજના' કહે છે. આ યોજનામાં દેશી રાજાઓ સાથે ઝઘડામાં ઊતરવાનું નહોતું, તેમની સાથે લડાઈ કરવાની નહોતી, તેમનો રાજમુગટ કે રાજદંડ ઝૂંટવી લેવાનો નહોતો, તેમનો માનમરતબો ઓછો કરવાનો નહોતો. તેમાં ફક્ત એક જ મુદ્દો હતો અને તે એ કે દેશી રાજાઓએ પોતાના રક્ષણ માટે કંપનીનું લશ્કર રાખવું અને તેના બદલામાં કંપનીને વાર્ષિક રોકડ રકમ કે ખરચ પેટે અમુક મુલક કાઢી આપવો. એટલું જ કે કંપનીની આવી સહાય સ્વીકારનાર રાજા હિંદુસ્તાનના બીજા રાજા સાથે કંપનીને પૂછ્યા વિના ન દોસ્તી કરી શકે કે ન દુશ્મનાવટ કરી શકે.

આ યોજનાનો છૂટથી અમલ થઈ શકે એવું આ વખતે હિંદુસ્તાનનું વાતાવરણ પણ હતું. ઉત્તરનો પ્રખ્યાત મુત્સદ્દી અને સેનાપતિ મહાદજી સિંધિયા મૃત્યુ પામ્યો હતો અને તેને આશ્રયે જઈને રહેલો દિલ્હીનો બાદશાહ નિરાશ્રિત જેવો થયો હતો. પુણ્ય-શ્લોક અહલ્યાબાઈ હોળકર અને તેનો દત્તકપુત્ર તુકોજીરાવ પરલોકવાસી

* "I will heap kingdoms upon kingdoms, victory upon victory, revenue upon revenue; I will accumulate glory and wealth and power, until the ambition and avarice even of my masters shall cry mercy..."—Marquess of Wellesley's letter to Lady Anne Barnard, dated October 2nd, 1800.

થયા હતા અને તેમના રાજ્યની ગાદી માટે ઝઘડા ઉત્પન્ન થયા હતા. મરાઠાઓની કેન્દ્રસ્થ સત્તા પૂનાની પેશવાઈ બાજીરાવ જેવા નિર્બળ અને બેવકૂફ માણસના હાથમાં હતી અને મરાઠા સરદારોના માહોમાહેના ઝઘડાઓને લીધે તે અતિશય નબળી પડી ગઈ હતી. મોગલ સમ્રાટ મરાઠાઓને આશ્રયે ગયો હોવાથી અને મહાદજી સિંધિયા મૃત્યુ પામવાથી ઉત્તર તરફના મુસલમાન નવાબો અને સૂબાઓ સ્વતંત્ર થવાનો સ્વાર્થ સાધવામાં મશગૂલ થયા હતા. હિંદુસ્તાનના આવા અરક્ષિત ક્ષેત્રમાં પોતાની મહાત્વાકાંક્ષી લશ્કરી યોજના લઈને વેલેસ્લી આવ્યો અને તેને જ્યાં વિચરવું હોય ત્યાં વિચરવાને મુશ્કેલી આવી નહિ. તેણે પ્રથમ નાના નાના રાજાઓને સબસીડિયરી યોજના પહેરાવી તેમને પોતાને તાબે કરી લીધા. હમેશાં પગાશ્રયે રહીને રાજ્યસુખ ભોગવતા રેવાયેલા રજપૂત રાજાઓ કંપનીના પહેલાં આશ્રિત થયા, અને ત્યાર પછી હૈદરાબાદના નિઝામ, અયોધ્યાના નવાબ, પૂનાના પેશવા, ગ્વાલિયરના સિંધિયા કે ઇન્દોરના હોળકર, એમને કે ગાયકવાડને તેમના રાજ્યમાં પક્ષાપક્ષી ઊભી કરી કે તેનો લાભ લઈ સબસીડિયરી યોજનાને તેમને કંઠે પહેરાવવામાં વેલેસ્લીને સફળતા મળી. દિલ્હીનો બાદશાહ પણ કંપનીની પાંખ તળે આવીને રહ્યો. હિંદુસ્તાનનો ઘણો મોટો ભાગ કંપનીની સત્તાના લાલ રંગે રંગાયો. કંપનીના લશ્કરના ઠેરઠેર થાણાં નખાયાં અને તેમના ખર્ચ બારોબાર નીકળવા લાગ્યા. ખર્ચને પેટે જે મુલક સજ્યા તેમાંના ઘણાખરા કપાસની પેદાશવાળા હતા એ લક્ષમાં રાખવા જેવું છે.

હિંદુસ્તાનમાં તે કાળે મુખ્ય સત્તાઓ બે ગણાતી. એક દિલ્હીના મોગલ બાદશાહની અને બીજી પૂનાના પેશવાની. એ બંને અંગ્રેજોના આશ્રિત થવાથી અંગ્રેજ સિંહ બિનહરીફ થઈને હિંદુસ્તાનના અરણ્યમાં વિહરવા લાગ્યો. વેલેસ્લી પછી આવેલા ગવર્નર–જનરલોએ અંગ્રેજોની આ સાર્વભૌમ સત્તાને દૈનાવવાનો માર્ગ જ પ્રદર્શ કર્યો. ગમે તે રસ્તે એક પછી એક પ્રાંત અંગ્રેજોના અમલ તળે આવવા લાગ્યો.

માર્કિવસ ઓવ હેસ્ટિંગ્સની કારકિર્દીમા આપણા દેશમાં અગ્રેજોનું રાજ્ય ખૂબ જ ફેલાયુ

જ્યા જ્યા અગ્રેજોનું રાજ્ય ફેલાયુ ત્યા ત્યાના હુન્નરઉદ્યોગોનો અગ્રેજોએ પદ્ધતિપૂર્વક નાશ કરવા માંડયો. હુન્નરઉદ્યોગની આસપાસ હિંદુસ્તાનના શહેરો ઊભા થયેલા હુન્નર ઉદ્યોગ ભાગતા શહેરો ભાગ્યા અને કારીગરો ગામડામા ભરાયા ત્યાંનો કાતણવણાટનો ઉદ્યોગ પણ તોડી પાડવામા આવ્યો ઈંગ્લાડમાના યન્ત્રોદ્યોગને કપાસ જેવા કાચા માલની જે જરૂર હતી તે કપાસનું સૂતર બને ત્યાર પહેલા જ તેને લઈ લેવાનું કામ કાયદા જકાત અને રાજદડની મદદથી અગ્રેજ કપની કરવા લાગી આ દેશના સારા સારા કારીગરોને અને કારીગરીના નમૂનાઓને લાનચો આપી ઈંગ્લાડ રવાના કર્યા અને આ દેશમાં જ્યા જ્યા અગ્રેજોનું રાજ્ય થયુ ત્યા ત્યા બેકારી ભૂખમરો અને સર્વનાશની શરૂઆત થઈ ગઈ

હિંદુસ્તાનમા અગ્રેજોનું રાજ્ય વધતું જ હતુ પણ તે ઉપરાંત અગ્રેજોનો હિંદુસ્તાનમા કોઈ પ્રબળ દુશ્મન બાકી રહ્યો ન હોવાથી અગ્રેજોની નજર પડોશના અફઘાનિસ્તાન, બલુચિસ્તાન, ઈરાન, બ્રહ્મદેશ વગેરે સીમાડાના પ્રદેશ ઉપર પણ જવા લાગી સાર્વભૌમ સત્તાની સીધી દેખરેખ નીચે અખિલ હિંદુસ્તાન આવે એ મહત્ત્વાકાક્ષા મનમા રાખીને જ ત્યાર પછીના ગવર્નર-જનરલો રાજ્યકારભાર કરવા લાગ્યા દેશી રાજાઓના હક્ક, અધિકાર અને પ્રાંત જોગ આવતાં જ ભૂસાઈ જવા લાગ્યા કોઈ પણ બહાને એકએક પ્રાત અગ્રેજી અમલ તળે આવવા લાગ્યો અને લોર્ડ ડલહૌસીએ પોતાની આઠ વર્ષની કારકિર્દીમા ઘણાખરા રાજાઓને ખસેડી નાખીને તેમના રાજ્યો અગ્રેજી રાજ્યમાં સમાવી દીધા લોર્ડ ડલહૌસી થોડા વધારે વર્ષ અહીં રહ્યો હોત તો બાકી રહેલાં બધા રાજ્યો ઉપર અગ્રેજી લાલ રગ પ્રસરી જવાનો ઘણો સભવ હતો, કારણ કે રાજ્ય ખાલસા કરવા માટે તેને બહુ મોટા કારણની જરૂર પડતી નહિ રાજા પુત્ર

વિનાનો હોય તો તેના નજીકના વારસને ગાદી ઉપર બેસાડવો નહિ, હિંદુ ધર્મશાસ્ત્ર પ્રમાણે તે દત્તક લેવાની રજા માગે તો તે તેને આપવી નહિ, અને કોઈ રાજાએ દત્તક લીધેલો હોય તો તેને નામંજૂર કરવો,—એ યુક્તિથી કોઈ પણ રાજ્ય વારસ વિનાનું ઠરી શકતું અને અંગ્રેજી મુલકમાં સામેલ થઈ શકતું. ખરાબ રાજ્યવ્યવસ્થા એ પણ રાજ્ય ખાલસા કરવાનું એક શસ્ત્ર તેણે પોતાના શસ્ત્રાગારમાં રાખી જ મૂકયું હતું. પ્રજાના કલ્યાણને અર્થે અને રાજ્યકારભારની સરલતાને અર્થે રાજ્યો ખાલસા કરવાં એ તેને મન પુણ્યકાર્ય જ હતું. સમગ્ર હિંદુસ્તાનના રાજ્યમાં વચમાં વચમાં દેશી રાજ્યરૂપી ખાડાટેકરા ભેલા રહે એ સુંદર રાજ્યકારભાર ચલાવવાના તેના મનોરથ સાથે બંધ બેસે એવું નહોતું. એકછત્રી અમલમાં આખો પ્રદેશ હોય તો સુધારા કરવા સહેલા થઈ પડે, વચમાં વચમાં દેશી રાજ્યો આવેલાં હોય તો સુધારા ખરચાળ અને મુશ્કેલ થઈ પડે એ જાતની વિચારસરણી તે ધરાવતો હોવાથી તેની કારકિર્દીમાં અંગ્રેજી રાજ્યનો વિસ્તાર ખૂબ જ થયો.

# ૨. અંગ્રેજી રાજ્ય સામે અસંતોષ

: ૧ :

હિંદુસ્તાનમાં અંગ્રેજી રાજ્યનો વિસ્તાર લોર્ડ ડલહૌસીના સમયમાં થયો હોય તોપણ તેની જ કારકિર્દીમાં હિંદી રાજારજવાડાંનાં મન અંગ્રેજી રાજ્ય વિશે કલુષિત થયાં હતાં. તેમણે કંપની સરકારનું ઉપરીપણું સ્વીકારી કંપનીની ફોજ માટે મુલક પણ કાઢી આપ્યો હતો. અને કંપનીની પરવાનગી વિના તેમને બીજા રાજા જોડે સંધિના કરાર કે વિગ્રહ કરવાની મનાઈ હતી છતાં રાજ્યના આંતર વહીવટમાં તેઓ સ્વતંત્ર હતા. ગાદીના વારસનો પ્રશ્ન તેમના ધર્મશાસ્ત્ર પ્રમાણે જ નિશ્ચિત થવો જોઈતો હતો. રાજાઓ કંપની સાથેના કરારોનો આવો અર્થ સમજતા હતા, પણ કંપની તે કરારોનો અર્થ હિંદી લોકોના ધર્મને અને પરાપૂર્વથી ચાલતી આવેલી પરંપરાને બાજૂએ ઠેલી પોતાની ઇચ્છા પ્રમાણે જ કરવા લાગી. આવું જ્યારે બનતું ત્યારે રાજાઓ પોતાની ફરિયાદની કથા વ્યવસ્થિત રીતે રજૂ કરતા. પણ આ માંડલિક રાજાઓ અને સાર્વભૌમ કંપની સરકાર વચ્ચેની આ કાગળિયાંની લડાઈમાં વિજય સ્વાભાવિક રીતે જ કંપની સરકારનો થતો, કારણ કે કંપની કરારોનો જે અર્થ કરતી તેની પાછળ ફોજ અને દારૂગોળાનું બળ હતું. રાજાઓ તો દાંત અને નખવિહોણા સિંહ જેવા હતા. અને તેથી જ રાજ્ય ખાલસા કરતી વખતે, તમને ખૂબ પેન્શન આપીશું, તમારો માનમરતબો રાખીશું, તમને જાત્રા કરાવીશું એવાં શાબ્દિક આશ્વાસનોને કંપની નિરાંતે ઘોળીને પી જવા લાગી ત્યારે આ સિંહોને મનમાં સમસમીને બેસી રહ્યા વિના બીજો માર્ગ જ નહોતો. પોતાનું રાજ્ય ક્યારે અને કયે બહાને ખાલસા થશે તેની એમને હમેશાં ચિંતા જ રહ્યા કરતી. અને તેથી લોર્ડ ડલહૌસી વિલાયત ગયો ત્યારે હિંદુસ્તાનના રાજાઓનો અધ્ધર જીવ હેઠો બેઠો !

હિંદી રાજાઓની જેમ સામાન્ય લોકો પણ અંગ્રેજી રાજ્યથી નારાજ થયા હતા અંગ્રેજી રાજ્યમાં લોકોની કર્તૃત્વશક્તિને માટે સ્થાન જ રહ્યું નહોતું તેમને માટે કારકુન, ચપરાશી અને ગહુ ભહુ તો કોઈ માદ્દેમના મદદનીશ થવું એ મુનશી ખાતામાં સર્વોચ્ચ પદ રહ્યું હતું અને લશ્કરી ખાતામાં કોઈ નાના છોકરવાદ અંગ્રેજ લેફ્ટનન્ટના હાથ નીચે હજાર હાજી કરાવનારી જમાદારી કે સુબેદારી સર્વોચ્ચ પદ રહ્યું હતું સ્વરાજ્યમાં સ્વપરાક્રમે સરદારી પ્રાપ્ત કરનારા લોકોને આટલાથી શો સંતોષ થાય ? એક પછી એક સ્વરાજ્ય નાશ પામીને હિંદુસ્તાનનો ખૂણેખૂણો ફિરંગી સત્તા હેઠળ જવા લાગ્યો એ જોઈને લોકોના મન દુખી થયા માહોમાહેની તકરારો અને લડવાડો, એકમીજાનો દ્વેષ અને વિદ્રોહ તેમ જ લોકોની સ્વમાનશૂન્યતા એ બધાનો પૂરેપૂરો લાભ ઉઠાવીને જ અંગ્રેજોએ દેશ પોતાના પંજામાં લીધો હતો એનો આછો આછો ખ્યાલ લોકોને આવવા લાગ્યો હતો. પણ આ ખ્યાલની પાછળ એક રાષ્ટ્રીયત્વ સ્વદેશપ્રેમ કે મધુભાવ જેવી ઉન્નત ભાવનાઓ નહોતી પણ અંગ્રેજી રાજ્યમાં વૈયક્તિક સ્વાર્થ અને મહત્ત્વાકાંક્ષાને માગ ન મળ્યો તેનું જ દુખ હતું

લોકોની આ મનોવૃત્તિને લીધે લાર્ડ ડલહૌસીએ કરેલા અનેક સુધારા તેમને આજી શક્યા નહિ, એટલું જ નહિ પણ તે તેમને ઊલટા કુધારા લાગવા માંડ્યા રેલ્વે અને તાર એ હિંદુસ્તાનની આસપાસ વીંટેલી પરસત્તાની બેડીઓ લાગવા માંડી હિંદુસ્તાન અંગ્રેજોના પંજામાંથી કદી છટકી ન જાય તે માટે આ લોઢાની સાંકળો તને પહેરાવવામાં આવી છે એમ જ લોકો માનવા લાગ્યા વિધવાવિવાહને કાયદેસર ઠરાવનારો કાયદો થયો તેથી ધર્મમાં અને પરંપરાગત રૂઢિમાં હસ્તક્ષેપ કરવાની કંપનીની ઇચ્છા છે એમ લોકોએ માન્યું ખ્રિસ્તી થયેલા લોકોનો વારસાહક્ક જતો ન રહે પણ કાયમ રહે એ કાયદો રીતે કંપનીને ધર્મપ્રસારની ઇચ્છા થઈ છે એવી તેમને ખાતરી થઈ આ પહેલાં લોકો પોતાના પૂર્વજોની મિલકત પરનો

હક્ક જતો રહેશે એ બીકે ધર્માન્તર કરતા અચકાતા પણ આ કાયદો પસાર થવાથી ચચળ મનના લોકો ઉપરનું દબાણ જતું રહ્યું અને ખ્રિસ્તીધર્મના પ્રસારનું કામ સરળ થયુ આ બાબતમા લોકોની શંકા ગેરવાજબી નહોતી આ બને કાયદા ઈ સ ૧૮૫૬માં પસાર થયા જેલમાના કેદીઓને પોતાના ઘરના ખાનગી લોટા વાપરવાની મનાઈ થઈ અને એકસરખા સરકારી ટિનપાત્રો તેમને આપવામા આવ્યાં આ સાદા નિયમમા પણ લોકોને ધર્મભ્રષ્ટતાની ગધ આવી

લોકોના આ ખ્યાલને ડલહૌસીના અમલ દરમિયાન વધેલા શિક્ષણપ્રચારથી ટેકો મળ્યો. અંગ્રેજી વિદ્યા ભણવાથી વહેવારમા તરત થતા ફાયદા ઘણા હતા થોડુઘણું અંગ્રેજી જાણનાર માણસને કંપનીની નોકરી સહેજે મળતી સાર્વભૌમ કંપની સરકારની કનિષ્ઠમાં કનિષ્ઠ નોકરી પણ પૈસા મેળવવાનું અને લોકો ઉપર સત્તા ચલાવવાનું મુખ્ય સાધન થઈ પડયુ હતુ કંપની સરકારને પોતાને ધનની અસામાન્ય ભૂખ હતી કારણ કે તે પોતાના ભાગીદારોને સારી પેઠે નફો વહેંચે એટલે તેઓ ખુશ થતા અને કંપનીના રાજ્યકારભાર ઉપર ટીકા કરતા નહિ કંપનીના અનેક ભાગીદાર પાર્લમેન્ટના સભાસદ હતા અને પાર્લમેન્ટની કંપનીના રાજ્યકારભાર ઉપર નજર રહેતી તેથી સારી પેઠે વ્યાજ અને નફો વહેંચીને આ સભાસદોના મોઢા બધ કરવામાં આવે તો કંપની અહીં જે કાળાંધોળાં કરતી તેનો ઉપર પાર્લમેન્ટમા વિશેષ ટીકા થવાની બીક રહેતી નહિ આમ કંપનીનું ધ્યાન પૈસા ઉપર રહેતું કંપનીના અહીંના અમલદારો પણ તેથી પૈસા ઉપર જ ધ્યાન રાખતા અને તેમના દિશી મદદગારો તો પછી પૈસાને પરમેશ્વર ગણી પૂજે તો નવાઈ નથી. ખુદ અંગ્રેજ અધિકારીઓ પણ લાચરુશવત અને નજરાણા લેતા નવુ રાજ્ય કે નવો મુલક જિતાય ત્યારે લશ્કરના સિપાઈઓને તેમ જ અમલદારોને લૂંટની પૂરી છૂટ મળતી તેમના દિશી મદદનીશો પણ પોતાના ઉપરીઓને ખુશ રાખીને પોતાની તૂમડી ભરી લેતા.

પ્રજા ઉપર થોડોઘણો જોરજુલમ થાય તો તેની કોઈ વિશેષ પરવા કરતું નહિ આવાં આવાં કારણોને લીધે મહત્ત્વાકાંક્ષી તરુણોને અંગ્રેજી વિદ્યા કામધેનુ જેવી સહેજે જણાવા લાગી બુદ્ધિમાન તરુણોનું ધ્યાન જૂની સંસ્કૃત અને અરબી વિદ્યા ઉપરથી ખસીને અંગ્રેજી ઉપર ચોટ્યું આ તરુણવર્ગનો પોશાક અને આચારવિચાર અંગ્રેજી પદ્ધતિનો થવા લાગ્યો સ્વધર્મ વિશે તેમના મનમાં તિરસ્કાર અને ખ્રિસ્તીધર્મ વિશે પ્રેમ જાગવા લાગ્યો જૂના રીતરિવાજ તેમને જંગલી લાગવા લાગ્યા અને અંગ્રેજી રીતરિવાજ સમાજમાં રૂઢ કરવાનો તેઓ પ્રયાસ કરવા લાગ્યા આ અંગ્રેજી ભણેલ વર્ગ પોતાને ડાહ્યો સમજી બાકીના સમાજથી એટલો તો અલગ રહેવા લાગ્યો કે બાકીના હિંદી સમાજના મનમાં તેને વિશે તિરસ્કાર ઉત્પન્ન થયો આ અંગ્રેજી શિક્ષણ હિંદુસ્તાનમાં દાખલ કરાવનાર લૉર્ડ મૅકોલેએ કહ્યું હતું કે "આપણે એક એવો વર્ગ નિર્માણ કરવા મથવું જોઈએ કે જે રક્તથી, વર્ણથી હિંદી હોય પણ રુચિ, ભાષા ભાવ અને વિચારોમાં અંગ્રેજ હોય* એ સારું પડ્યું આ અંગ્રેજી ભણેલા વર્ગે 'બ્રાહ્મસમાજ' નામનો એકેશ્વરવાદી પંથ સ્થાપ્યો તેમાં યે સામાન્ય લોકોને ખ્રિસ્તીધર્મનું જ એક સ્વરૂપ જણાયું [1] કુહાડીના હાથા એ વૃક્ષોને મન કાળ જેવા હોય છે અને તેથી આ અંગ્રેજી ભણેલો વર્ગ સામાજિક રીતરિવાજ અને સ્વધર્મ ઉપર તૂટી પડવા લાગ્યો એ જોઈને લોકો તે વર્ગનો તિરસ્કાર કરવા લાગ્યા અને માનવા લાગ્યા કે હિંદુસ્તાનને ખ્રિસ્તી બનાવવા માટે જ કંપની સરકારે આ નવી નિશાળોની જાળ બિછાવી છે

---

* We must do our best to form a class who may be interpreters between us and the millions whom we govern, a class of persons Indian in blood and colour, but English in taste, in opinions, words and intellect "

—Macaulay's Minute of 1835

આમાની કેટલીક નિશાળો ખ્રિસ્તી મિશનરીઓ ચલાવતા હતા. તેમને સરકાર તરફથી મદદ મળતી આ નિશાળોમા ભણતા કેટલાક તરુણો ખરેખર વટલાઈને ખ્રિસ્તી થયા મિશનરીઓના દવાખાના, હૉસ્પિતાલો, નિશાળો અને મિશનો ઠેરઠેર સ્થપાવા લાગ્યા આ બધી સસ્થાઓમાના હિંદી લોકોમા બાઈબલનો પ્રચાર કરીને તેમને ખ્રિસ્તી બનાવવાનુ કામ ચાલુ થયુ આ સસ્થાઓ સરકારી નહિ પણ ખાનગી હતી એ વાત સાચી, પણ મિશનરીઓ ધર્મે અને વર્ણે રાજ્યકર્તા વર્ગના હતા, મિશનરીઓ અને કપનીના અમલદારોનો ખાનગી વહેવાર અને સામાજિક સબધ ચાલુ હતો એને લીધે સામાન્ય લોકોને જબર શક ગઈ કે લોકોને સારો સાર મિશનરીઓ મારફત વટલાવીને પોતે ઉપરઉપરથી અલિપ્ત રહેવુ એમા લોકોની આખમા ધૂળ નાખવાનો જ કપનીનો પેતરો છે બધા જ મિશનરીઓનુ વર્તન અને કામ કરવાની રીત શુદ્ધ જ હતા એમ નહોતુ નોકરીની, ધનની અને લગ્નની લાલચ આપીને બેવકૂફ તરુણોને તેઓ ખ્રિસ્તીધર્મની જાળમા સપડાવતા અને બીજા કેટલાકની મુશ્કેલીઓનો લાભ ઉઠાવી તેમની ચકડોળે ચડેલી મનોવૃત્તિમા તેમને ખ્રિસ્તી બનાવતા ઘણા મિશનરીઓ સીધા માર્ગે જતા, અને શુદ્ધ ભૂતદયાની ભાવનાથી હિંદીઓની સેવા કરતા, તેમની સ્થિતિ સુધારવાને માટે મથતા, તેમને વિનામૂલ્યે ઔષધોપચાર કરતા અને જ્ઞાનદાન આપતા પણ કેટલાક મિશનરીઓ બજારમાં જાહેર જગાએ ઊભા રહીને લોકોના મનના કીડા ખરે એવી બીભત્સ અને ગ્રામ્ય ગાળો કૃષ્ણ અને મહમદને આપતા અને હિંદુ મુસલમાનોના ધર્મની નિન્દા અને મજાક ઉડાવતા આવુ જોઈને સશયગ્રસ્ત લોકોને કેટલાક ભલા મિશનરીઓના સારા વર્તનમા પણ કોઈ ગુપ્ત કારસ્તાનની ગધ આવે તો નવાઈ નહિ.

૭

પણ કપની સરકાર સામે અસંતોષ થવાનુ આનાથી પણ એક બીજુ કારણ હતુ હિંદુસ્તાનમા ઘણા પ્રાચીન સમયથી ખેડૂત અને

સરકાર એ બેનો સીધો સબંધ કદી નહોતો ગામડાઓમા ખેડૂતોનું સગઠન હતુ અને તેઓમાના કજિયાટંટા તેઓ પોતાની પચાયત મારફત જ પતાવતા જમીનનો વારસાહક્ક, ખેતરોની હદ કે રસ્તા, ગામની સ્વચ્છતા કે શોચની જગા, ગામઠાણ અને દેવાલયો વગેરે મહત્ત્વની બાબતોનો બદોબસ્ત આ પચાયતોદ્વારા જ થતો. રાજ્ય ગમે તેનુ હોય અને ગમે તે સત્તા સાર્વભૌમપદે હોય પણ દરેક ગામ પોતાના કારભારપૂરતુ સ્વરાજ્ય ભોગવતું અનુભવી અને નિષ્પક્ષ તરીકે જેઓની ખ્યાતિ હતી એવા જ માણસો પચ તરીકે ચૂટાતા આખા ગામ તરફથી સરકારમા જે ભરણુ ભરવું પડતુ તેની વ્યક્તિદીઠ વહેચણી આ પચાયત જ કરતી અને સમગ્ર ખેડૂતવર્ગ તરફથી સરકારી ભરણુ વસૂલ કરી એ બધી રકમ સરકારી તિજોરીમા વખતોવખત જમા કરવાનો અધિકાર સરપચનો હતો. કોઈના ખેતરમા કોઈ વર્ષ અનાજ ન પાકે અથવા લગ્ન કે મરણને કારણે કોઈ કુટુબ ખરચામા ઊતરી પડ્યુ હોય તો પચાયતના માણસો મહેસૂલની આકારણી કરતી વખતે આ મુદ્દા ઉપર લક્ષ્ય આપતા અને તેથી ખેડૂતોને રાહત અને મદદ મળી રહેતી કુટુમ્બનો મુખ્ય માણસ મરી ગયો હોય અને બાળકો નાના હોય તો તેની જમીનની વ્યવસ્થા પણ પચાયત કરતી આને લીધે ગામડાના લોકોમા કુટુમ્બભાવ રહેતો અને પરસ્પરને માટે સ્વાર્થત્યાગ કરવા તેઓ હમેશાં તત્પર રહેતા કોઈ સરકારી અમલદાર આ વ્યવસ્થામા માથુ મારવા પ્રયત્ન કરતો તો આખું ગામ એક થઈ તેની સામે લડતુ અને પોતાના પંચાયતી સ્વરાજ્યનુ રક્ષણ કરતુ

પ્રાચીન કાળથી ચાલતી આવેલી આ પચાયતને હિંદુઓનુ રાજ્ય ગયા પછી મુસલમાનોએ પણ નભાવી રાખેલી અકબર બાદશાહે જમીનમહેસૂલની નવી વ્યવસ્થા કરી પણ આ પચાયતની કાકરી સરખી ખેરવી નહિ, કારણ કે હિંદુ કે મુસલમાન રાજ્યકર્તા સમજતા હતા કે આ પચાયતી વ્યવસ્થામા ગામડાની અને ખેડૂતોની આબાદી

છે. આ નાનકડા સ્વરાજ્યને સરકારી ભરણું જ માત્ર ભરવું પડતું. અને તે ભરવાની જવાબદારી સરપંચને શિર રહેતી. જુદાજુદા પ્રદેશોનું સરકારી ભરણું ભરવાની જવાબદારી લેનારા તાલુકદાર, જમીનદાર કે માલગુજાર રહેતા. સરપંચ બધું ભરણું તેમની આગળ ભરી આવતા. અને આ મોટા અધિકારીઓ પોતપોતાના પ્રદેશનું મુકરર થયેલું ભરણું સરકારી તિજોરીમાં પહોંચાડતા અને વધેલું પોતાને માટે રાખતા. સરકાર અને રૈયત વચ્ચે સરપંચ અને તાલુકદાર જેવા બે પ્રબળ મધ્યસ્થ હોવાથી સામાન્ય ખેડૂતવર્ગ રાજ્યક્રાન્તિ થતાં— એકનું રાજ્ય જઈ બીજાનું આવતાં—નિશ્ચિત રહેતો; તેને તેની પરવા જ રહેતી નહિ. રાજ્યક્રાંતિ થતી હોય તો તે શહેરમાં થતી. ગામડાંમાં તો આ પંચાયતી સ્વરાજ્ય અચળ જ રહેતું.

પણ આ પ્રાચીન વ્યવસ્થા તોડવાનો કંપનીએ ઠરાવ કર્યો. સરકાર અને રૈયતનો સીધો સંબંધ બંધાય એવી નવી યોજના તેણે ઘડી અને તે એક પછી એક પ્રાંતમાં ચાલુ કરવામાં આવી. આ યોજનામાં પંચાયત અને તાલુકદાર એ બંને ઊડી જતાં હતાં. આમાંથી પંચાયતનું મધ્યસ્થપણું સરકારને વિશેષ ખૂંચતું નહોતું, કારણ કે ગામડાંમાંના ખેડૂતો પાસેથી મહેસૂલ વસૂલ કરવા માટે કોઈ ગામના નોકરોની કંપનીને જરૂર હતી જ. એટલું જ કે પહેલાં સરપંચને ઘણા અધિકાર હતા. પરન્તુ કંપનીએ નવા નિયમો ઘડ્યા અને તે પ્રમાણે એ સરપંચ જ થોડો પગાર લઈને કંપનીની નોકરી બજાવવા લાગ્યો. પહેલાં સરપંચ ગામનો વડીલ હતો તે હવે સરકારનો અમલદાર ગણાવા લાગ્યો. તેનું મુખ પહેલાં પ્રજા તરફ હતું તે હવે સરકાર તરફ જોવા લાગ્યું. આવી રીતે ધીમે ધીમે પંચાયતો તૂટી અને હાલનો પટેલ-તલાટી-રાવણિયાનો વર્ગ અસ્તિત્વમાં આવ્યો. લોકોનું સ્વરાજ્ય નાશ પામ્યું અને સરકારી ગુમાસ્તાઓનો અમલ શરૂ થયો. લોકોની બેહાલ દશા જોનાર કોઈ રહ્યું નહિ અને શહેરોની જેમ ગામડાં પણ નોકરશાહીના તાબામાં ગયાં. આ ફેરફાર એકદમ થયો એવું નથી,

પણ ધીમે ધીમે તે થતાં થતાં તેણે લોકોના જીવનને ઊંધુંચતું કરી નાખ્યું.

મધ્યસ્થ તરીકે તાલુકદાર કે જમીનદારને ભૂંસી નાખવો સહેલો હતો પણ તેનાં વતન ભૂંસી નાખવાં સહેલાં નહોતાં. તાલુકદારો કે જમીનદારો આ વતનો વંશપરંપરા ભોગવતા આવેલા હોવાથી તેઓ માતબર અને પ્રબળ બન્યા. તેઓ થોડીઘણી ફોજ પણ રાખતા અને તે ફોજની મદદથી તેઓ પોતાના તાબાના મુલકનો બંદોબસ્ત કરતા. ચોર લૂંટારાઓના ઉપદ્રવને દૂર કરીને પોતાના મુલકમાં શાન્તિ જાળવવી એ તેમનું કર્તવ્ય જ હતું અને તેથી તેઓ પોતાને પોતાના મુલકના રાજા જ માનતા, અને તે મુલકની પ્રજા પણ તેમનો યોગ્ય માનમરતબો રાખતી. આવા પ્રબળ વર્ગનો નાશ કરવો અને તેના વંશપરંપરાના હક છીનવી લેવા એ સહેલું કામ નહોતું. પણ કોઈ ને કોઈ બહાનું કાઢીને રાજારજવાડાંને પેન્શનર બનાવનાર કંપનીને આ વાત સહેલી લાગી. દેશી રાજાઓના રોષની જેણે પરવા કરી નહિ તે કંપની આ મગતરા જેવા જમીનદારોને અસંતુષ્ટ કરવામાં શાની પરવા રાખે? તેણે જમીનદારોના અધિકાર અને કાર્યક્ષેત્રને મર્યાદિત કરવાનો ઉપક્રમ શરૂ કર્યો. બહાનાની તો કંપનીને કદી ખોટ નહોતી. કોઈ જમીનદાર દેવાદાર થયો છે, કોઈની વર્તણૂક ઉચ્છૃંખલ છે, કોઈ વ્યસની છે, કોઈના પ્રદેશમાં બરાબર બંદોબસ્ત નથી, તો કોઈ સરકારનું ભરણું વખતસર ભરતો નથી એવાં અનેક પ્રકારનાં લફરાં ઊભાં કરીને જમીનદારોના તાબા-માંનાં ગામડાં પડાવી લેવા માંડ્યાં. કંપનીના નવા જમીનમહેસૂલના કાયદાનો અમલ અત્યંત કડકાઈથી, અર્થને બદલે શબ્દ તરફ વધારે ધ્યાન આપીને થવા લાગ્યો અને તેમનાં વતન જપ્ત થવાં લાગ્યાં. એક મ્યાનમાં જેમ બે તલવારો રહી ન શકે તેમ મહેસૂલની વસૂલોની બાબતમાં કંપનીના અધિકારીઓ અને જમીનદાર બંને સત્તાધીશ તરીકે સાથે રહી શક્યા નહિ. બેઉનોએ કંપનીનું વલણ જોઈને તેને મુજરો

ભરવા માડ્યો અને જમીનદારોને થાળે બેસાડવા માડ્યા એટલે સરકારી ભરણું ભરવાની જમીનદારોની જવાબદારી શરૂઆતમા હતી તે પણ જતી રહેવા લાગી અને તેમનું નામનિશાન પણ ન રહેવા દેવાનો કંપની સરકારનો ઇરાદો સફળ થવા લાગ્યો

બગાળમા તો કાયમી જમીનદારી પદ્ધતિ હતી જ પણ આ નવી યોજનાથી બિહાર, ઓરિસ્સા, કાશી, પ્રયાગ, લખનૌ, બુંદેલખંડ, સાગર અને જબલપુર જેવા પ્રાન્તોમાના જમીનદારો ભરડાઈ ગયા. આ જમીનદારવર્ગમા હિંદુ અને મુસલમાન બન્ને હતા તેમના વતનો તેમને વંશપરંપરા પ્રાપ્ત થયેલા હતા અને તેમનો તેમના પર સ્વાભાવિક રીતે જ અસામાન્ય પ્રેમ હતો આ વતનોમા તેમના પૂર્વજોના વૈભવો અને પરાક્રમો અંકિત થયેલા હતા, અને તેમા તેમના કુળનો ઇતિહાસ અને ગૌરવ આલેખાયેલા હતા તેમના પૂર્વજોએ તે પોતાના ગુણથી કે પરાક્રમથી મેળવેલા હતા, અને તેથી તેમને માટે પ્રાણ અર્પણ કરવાની તેમની તૈયારી હતી 'આ વતનો તમારી પાસે કેવી રીતે આવ્યા તેની સનદો રજૂ કરો, નહિ તો આ તમારા વતનો નથી એવો નિર્ણય આપીને અમે તે જપ્ત કરીશું' એવી કંપનીના અધિકારીઓએ તેમને ધમકી આપી જૂની સનદો કોણે સાચવી રાખી હોય? કોને ખબર કે તે કોઈવાર રજૂ કરવી પડશે? કેટલાકની સનદો ખોવાઈ ગઈ હતી અને કેટલીક અંધાધૂંધી અને લૂટફાટમા અદૃશ્ય થઈ ગઈ હતી કે ચોરાઈ ગઈ હતી, એટલે બહુ થોડા જમીનદારો સનંદો પેશ કરી શક્યા ઘણી વખત તો કોઈ રાજા કે નવાબ ખુશ થઈ ઇનામમા વતન આપી દેતો અને તે વતન જમીનદાર વંશપરંપરા ભોગવતો આવા જમીનદારો સનદો ક્યાંથી રજૂ કરે? જે જમીનદારોના પૂર્વજોએ તલવારને જોરે મુલક મેળવ્યો હોય તેઓ સનદો ક્યાંથી રજૂ કરે? કેટલાક જમીનદારોએ કંપનીના અધિકારીઓની આગળ જઈ પોતાની તલવારો રજૂ કરી, અને આ તલવારના જોરે જ અમારા પૂર્વજોએ વતનો મેળવ્યા અને સંભાળ્યાં એવો નીડર

अने पाणीदार जवाब आप्यो; पण कंपनी क्यां आ पाणीनी कदर करवा बेठी हती ? जमीनदारोए तो कह्युं के 'वतनो तो अमारो वंशपरंपरानो भोगवटो छे एटले वतनो अमारा नथी ए कंपनी सरकारे पुरवार करी आपवुं जोईए;' पण ज्यां बळना मुकाबलाथी ज न्याय करवानो होय त्यां कंपनी जमीनदारोनुं शानुं सांभळे ? जे जमीनदारोए आफतना समयमां कंपनीने मदद करी हती अने जेमने कंपनीए सोनाना चांद आप्या हता तेमनां वतनो पण जप्त करवामां आव्यां. ए जमीनदारोए आनी सामे वांधो उठाव्यो, पण कंपनी सरकारने वतनो जप्त करवां ज हतां एटले कोईनुं कंई आवळ्युं नहि. आने लीधे कंपनीनी आवक पण वधती जती हती अने मध्यस्थ जेवा जमीनदारो नाश पामतां दूबळा खेडूतो साथे कंपनीनो सीधो संबंध बंधातो हतो तेमां कंपनीने लाभ हतो. असंगठित दूबळा खेडूतोने तो गमे त्यारे सहेलाईथी पीसी के कचडी शकाशे ए ख्याल पण खरो. तेथी ज खेडूतोनो पक्ष लई अने तेमना हित तथा संरक्षणनो पोकार उठावी कंपनीए जमीनदारो उपर हथियार उगाम्युं

उत्तरमां जमीनदारोने आ रीते कचडवा मांड्या तो दक्षिणमां इनाम कमिशने ए ज काम करवा माड्युं. बंनेनी पद्धति एक ज हती 'सनदो पेश करो अने वतन उपरनो हक्क साबित करो, नहि तो वतनो गुमावधा तैयार रहो', ए ज एमनो महामंत्र हतो. जे सनदो पेश करवामां आवती ते अंग्रेजी भाषामां के अंग्रेजी कायदाना शाब्दिक बीबामां बराबर बंध बेसे एवी रीते थोडी ज कंई लखाई होय ? ते सनदोना अर्थ करनार परंपराथी अपरिचित हता. सार्वभौम सत्तानुं वलण कई तरफ छे ते तेमणे ख्यालमां पण राख्युं हतुं अने तेथी सनदनी भाषाना अर्थ करवामां आ अधिकारीओए पोताना मगजनुं जे दहीं कर्युं हतुं ते अद्भुत हतुं. वंशपरंपरा ए शब्दनो अर्थ केटलाक डाह्याओए वंश–पर–परा

એવો ભેદ પાડીને ત્રણ પેઢી માટે મર્યાદિત કર્યો અને 'અમે તથા અમારા વંશજો ગાદી ઉપર છીએ ત્યાં સુધી' એ કલમનો અર્થ શબ્દશઃ કરીને આ રાજાઓનાં રાજ્યો જપ્ત કર્યાં પછી આ વતનો પણ ઝૂંટવી લેવામાં આવ્યાં! તાલુકદાર, જમીનદાર અને જાગીરદારોની સત્તા, સંપત્તિ, તેમનો મુલક અને વૈભવ આવી રીતે ભૂંસી નાખી હિંદુસ્તાનમાં એક અતિ પ્રબળ અસંતુષ્ટ વર્ગ ઊભો કરવાનું કામ જ કંપનીએ કર્યું,

કંપનીની આવી નીતિને લીધે રાજા-રજવાડાં, મધ્યમવર્ગના લોકો, સામાન્ય પ્રજાજન અને સિપાઈઓમાંથી કોઈનોએ કંપની ઉપર વિશ્વાસ રહ્યો નહિ. જે રીતે કંપનીએ રાજ્ય પ્રાપ્ત કર્યું તેજ રીતે કંપની પોતાનો ધર્મ હિંદી લોકો ઉપર લાદશે એવો લોકોનો ખ્યાલ હતો. કંપની સરકારના રસ્તા, આગગાડી અને તાર આ જ વસ્તુ સૂચવવા લાગ્યાં. યુવાનવર્ગની મર્યાદિત થયેલી મહત્ત્વાકાંક્ષા અને સિપાઈઓની ઊંચા દરજ્જા ઉપર ચોંટેલી પણ સદાએ અતૃપ્ત રહેતી નજર અંગ્રેજો તરફ શંકાની નજરે જોવા લાગી અમે ગમે તેટલું પરાક્રમ કરીએ તોપણ સૂબેદારની ઉપરનો દરજ્જો અમને કેમ કદી મળતો નથી એવો સવાલ સિપાઈઓ પૂછતા. અમારી જાગીરો કેમ જપ્ત થઈ એવો સવાલ મધ્યમવર્ગના સુખી માણસો પૂછવા લાગ્યા. અમારાં વૈભવસંપન્ન રાજ્યો જઈને અમે ક્ષુદ્ર પેન્શનર કેવી રીતે બન્યા એવો સવાલ રાજાઓને સીડવ્યો. બધાનો જવાબ એક જ હતો — અંગ્રેજોની કુટિલ અને સ્વાર્થી રાજનીતિ, — અંગ્રેજોની આસુરી સામ્રાજ્યલાલસા. લોકોનો અંગ્રેજો ઉપરનો વિશ્વાસ આવી રીતે પૂરેપૂરો ઊઠી ગયેલો હોવાથી રાજ્યપ્રસાર પછી કંપની ધર્મપ્રસારનું કામ હાથમાં લેશે એવું બધાને લાગ્યું. કારણ કે તે વિના કંપની પાસે પોતાના કર્તૃત્વને કે પરાક્રમને પ્રકટ કરવાનો બીજો માર્ગ જ નહોતો એમ લોકો માનતા. આખા હિંદુસ્તાનમાં કંપનીનું રાજ્ય સ્થપાયું કંપનીએ અત્યંત

કુટિલતાથી એ મેળવ્યું હતું પૂર્વાપર ઇતિહાસને પાનેપાને કંપનીની કુટિલ નીતિ વ્યક્ત થતી હતી. કલાઇવ-હેસ્ટિંગ્સે આ રાજનીતિનો પાયો નાખ્યો. ત્યારપછીના વચલા ગાળાના ગવર્નર-જનરલોએ તેના ઉપર ચણતર કર્યું અને ડલહૌસીએ શિખર ઉપરનો કલશ ચડાવ્યો—ત્યાંસુધીમાં કંપનીની આ રાજનીતિમાં સહેજ પણ ફેરફાર થયેલો લોકોએ જોયો નહિ. ડલહૌસીએ કોઈ નવો ચીલો પાડ્યો એવું કંઈ નહોતું. તેણે જૂનો જ માર્ગ પણ જરા તીવ્રતાથી પકડ્યો, એટલે લોકોના મનમાનો અસંતોષનો અગ્નિ ધૂંધવાતો જ ગયો. આ ધૂંધવાતા અગ્નિનો ભડકો કરવાનું કામ ચરબીવાળાં નવાં કારતૂસે કર્યું એટલું જ!

## ૩. ઝાંશીનો પૂર્વ ઇતિહાસ

બુંદેલખંડમાં છત્રસાલ રાજા રાજ્ય કરતો હતો. તે અત્યંત પરાક્રમી અને ધાર્મિક વૃત્તિનો પુરુષ હતો. એ જ્યારે વૃદ્ધ થયો ત્યારે માળવાના સૂબા અને અલ્લાહાબાદના નવાબ મહમદ બંગશની બુંદેલખંડ ઉપર નજર ગઈ. એક મોટી ફોજ લઈ તે બુંદેલખંડ ઉપર ચઢાઈ કરી આવ્યો. કોને મદદે બોલાવવો એ વિચારમાં વૃદ્ધ છત્રસાલ પડી ગયો.

આ વખતે મરાઠાઓ હિંદુ પદપાદશાહીનો મુદ્રાલેખ નજર સામે રાખી આખો દેશ હિંદુ ધ્વજ નીચે લાવવા મથતા હતા. પહેલો બાજીરાવ તેમનો અગ્રણી હતો. છત્રસાલે સો દુહાનો કરુણરસથી ભરેલો એક પત્ર બાજીરાવ ઉપર લખ્યો:

> "जो गति ग्राह गजेन्द्र की
> सो गत भई है आज।
> बाजी जात बुंदेल की
> राखो बाजी लाज ॥"

આવો પત્ર મળતાં જ બાજીરાવ પેશવા વૃદ્ધ છત્રસાલની મદદે દોડી જવા તત્પર થયો. તે એક મોટી ફોજ લઈને એકવીસ દિવસમાં બુંદેલખંડ આવી પહોંચ્યો. તેની અને મહમદ બંગશની સેના વચ્ચે અનેક યુદ્ધો થયાં અને તેમાં અંતે મહમદ બંગશના સૈન્યની ખાનાખરાબી થઈ. છત્રસાલ ઉપરનું સંકટ ટળ્યું. તે ખુશ થયો અને તેણે બાજીરાવનો ખૂબ આદરથી સત્કાર કર્યો. તેને તેણે પોતાનો ત્રીજો પુત્ર માન્યો અને પોતાના રાજ્યમાંથી ત્રીજા ભાગનો મુલક તેને બક્ષિસ તરીકે આપ્યો. કુલ ત્રણ કરોડની આમદાનીવાળા મુલકમાંથી બાજીરાવને એક કરોડનો મુલક મળ્યો.

બાજીરાવે આ મુલકના ત્રણ ભાગ પાડી તેમાંના એક ભાગ

ઉપર પાણિપતના સંગ્રામમાં પ્રસિદ્ધ થયેલા ગોવિંદપંત બુંદેલેને સૂબો નીમ્યો. સાગર, ગુલસરાઈ, જાલવણ વગેરે મુલક તેના તાબામાં હતો. બાજીરાવના પરાક્રમ અને સૌન્દર્ય ઉપર મુગ્ધ થઈને તેને વરેલી મસ્તાનીનો પુત્ર સમશેરબહાદુર એ બુંદેલખંડનો બીજો સૂબો હતો. તેના તાબામાં બાંદા કાલ્પી વગેરે પ્રાન્ત હતા, અને બુંદેલખંડના બાકી રહેલા ઝાંશી પ્રાન્ત ઉપર નારોશંકર મોતીવાલે સૂબા નિમાયા. આ ઝાંશી પ્રાન્તનું ક્ષેત્રફળ પાંચ હજાર ચોરસમાઈલ હતું અને વસ્તી લગભગ દસ લાખની હતી. નારોશંકરની પછી એક ગોસાવી રાજાએ બંડ કરી પેશવાના સૂબેદારોને નસાડી મૂક્યા. બાજીરાવ પેશવાને આની જાણ થતાં તેણે રઘુનાથ હરિ નેવાળકર નામના એક બહાદુર સરદારને ઝાંશી મોકલ્યો. તેણે ઝાંશી આવી ગોસાવી રાજાનું બંડ શમાવી દીધું. તેની આ બહાદુરી જોઈને પેશવાએ રઘુનાથ હરિને અભિનંદન આપી ઝાંશીની સૂબેદારી તેને વંશપરંપરાને માટે સોંપી.

સૂબેદારી કાયમની મળ્યા પછી રઘુનાથ હરિએ ઝાંશીના બંદોબસ્તને માટે એક મોટી ફોજ જમાવી. બુંદેલખંડના ગોસાવીઓમાં આનંદ, આભાત, આખાત અને નાગા નામના ચાર અખાડા હતા. અને આ દરેક અખાડામાં એકએક હજાર માણસ રહેતા હતા. આ ગોસાવીઓને માણસ દીઠ ચાર રૂપિયાનો પગાર રઘુનાથ હરિએ બાંધી આપ્યો અને લડાઈને પ્રસંગે પેશવા સરકારના પક્ષમાં લડવા આવવાની શરત કરી લડાઈમાંથી જે લૂટ મળે તેનો અર્ધો ભાગ આ ગોસાવીઓને મળે એવી શરત પણ સ્વીકારી. આ ગોસાવી લોકો તરવાર, બાણ, બંદૂક, તીરકામઠાં અને ઊંટ ઉપર જંજાળો-લાંબી બંદૂકો-વાપરતા હતા. તેમની મદદથી રઘુનાથ હરિએ બુંદેલ-ખંડમાંના ત્રીસ બત્રીસ ઠસ્થાનો પોતાની આણ નીચે આણ્યાં. એ ઠસ્થાનવાળાઓએ લૂટફાટ તો બંધ કરી જ, પણ તેમનામાં માંહોમાંહે જ્યારે ઝઘડા થતા ત્યારે તેઓ તે પતાવવા હવે પછી ઝાંશીના સૂબેદારો પાસે જ આવવા લાગ્યા

ઝાંસીનો આવો સુંદર બંદોબસ્ત કરનાર રઘુનાથ હરિ પોતાના પરાક્રમ અને અક્કલ હોશિયારીથી ઉચ્ચપદે ચડયો હતો. તેણે ઝાંસીમાં રહી પેશવાની સૂબેદારી ચાળીસ વર્ષ સુધી કરી, એટલું જ નહિ, પણ ઉત્તરના મુલકમાં મરાઠાઓનો વાવટો ફરકતો કર્યો. મરાઠાઓના પરાક્રમ, સ્વધર્માભિમાન અને તેજસ્વિતા આદિ ગુણોનો ઉત્તરના લોકોને ખ્યાલ આપ્યો. પોતે વૃદ્ધ થયો એટલે ઝાંસીની સૂબેદારી પોતાના નાના ભાઈ શિવરામભાઉને સોંપી પોતે ઈશ્વરભજનના કાળ વ્યતીત કરવા કાશીવાસ સ્વીકાર્યો. ત્યાં ઈ સ. ૧૭૯૬ માં તેનો દેહાન્ત થયો.

શિવરામભાઉ પણ રઘુનાથરાવના જેવો જ અત્યંત બહાદુર પુરુષ હતો. પેશવાએ રઘુનાથરાવને ઝાંસીની સૂબેદારી જોકે વંશપરંપરા માટે આપેલી તોપણ સૂબાનો આવક ખર્ચનો હિસાબ તેમને દર વર્ષે પૂના દરબારમાં રજૂ કરવો પડતો, પણ છેલ્લા બાજીરાવના વખતમાં પૂના દરબારમાં અંધાધૂંધી થવાથી શિવરામભાઉએ આ હિસાબની યાદીઓ પૂના મોકલવી બંધ કરી. પેશવાને મુકરર વાર્ષિક ખંડણી મોકલાવીને તેમના નામે કારભાર કરનારા ઠેકઠેકાણેના સરદારો સ્વતંત્ર થયા. બુંદેલખંડમાં સર્વે બુંદેલા રાજાઓ શિવરામભાઉની આજ્ઞા માનતા અને તેમની સલાહ પ્રમાણે વર્તતા. આ જોઈને વિચક્ષણ અંગ્રેજોને જણાયું કે કંપની સરકારનો બુંદેલખંડમાં પ્રવેશ થાય એવો બિલકુલ સંભવ નથી. વસઈની સંધિ પછી તેમણે મરાઠા સામ્રાજ્યમાં અનુપ્રવેશ તો કર્યો જ હતો અને સિંધિયા, હોલકર, ભોંસલે જેવા રણવીર મરાઠા સરદારો સાથે કોઈને કોઈ બહાનું કાઢીને તેમની શક્તિ હણવાને વાસ્તે પેશવાની વતી વેલેસ્લીએ મુદ્દો પણ કર્યો હતો. જનરલ લેક આવી જ વૃત્તિથી બુંદેલખંડમાં પગપેસારો કરવાનો પ્રયાસ કર્યો, પણ બધા બુંદેલા રાજાઓ શિવરામભાઉની આજ્ઞાની નીચે ખૂબ સંગઠિત રીતે રહેલા હોવાથી ત્યાં અંગ્રેજોનું કંઈ ફાવ્યું નહિ

આમ લડીને ચક્ષુપ્રવેશની આશા જણાઈ નહિ, એટલે લેક સાહેબે શિવરામભાઉ સાથે બ્રિટિશ સરકારનો સ્નેહસંબંધ બાંધવા વાસ્તે તા ૧૮ મી નવેંબર ૧૮૦૩ ના રોજ ઇલ્યખાન વકીલની મારફત ' વજીગ્રહેલ અર્જ ' નામે મિત્રતાના સબંધનો ખરીતો શિવરામભાઉ ઉપર મોકલાવ્યો

આ મૈત્રીસંબંધથી બુંદેલખંડના મુખ્ય સૂબેદાર શિવરામભાઉ અંગ્રેજોના દોસ્ત થયા આ દોસ્તીમાથી એ મુલકમાં અંગ્રેજી સત્તા સ્થાપવાની અનુકૂળતા મળી ઈ સ ૧૮૦૪ મા કેપ્ટન બેલિસ અંગ્રેજી ફોજ લઈને બુંદેલખંડમા આવ્યો શિવરામભાઉ અને બેલિસ વચ્ચે થયેલી વાટાઘાટ મુખ્ય સેનાપતિ લેકને ખૂબ પસંદ પડી પછી તેના અને ગવર્નર-જનરલના હુકમથી કેપ્ટન બેલિસે કઠારા મુકામે તા ૬ ફેબ્રુઆરી ૧૮૦૪ ના રોજ નવ કલમની એક નવી સુલેહ કરી, જેનો સારાંશ એવો હતો કે —

' શિવરામભાઉ અને બ્રિટિશ સરકાર પરસ્પર મિત્ર થયા છે. બન્નેએ સંકટ સમયે પરસ્પરને મદદ કરવી શિવરામભાઉએ કોઈ પણ યુરોપિયનને કે દુનિયાના બીજા કોઈ પ્રજાજનને અંગ્રેજ સરકારની અનુમતિ વિના નોકરીમા રાખવો નહિ અને ભાઉએ પેશવા સરકારને પહેલાની જેમ ખંડણી આપ્યા કરવી '

આવી રીતે શિવરામભાઉ અંગ્રેજોની પાંખ તળે આવવા લાગ્યા અને તેમનુ જોઈને બુંદેલખંડના બીજા રાજાઓ પણ અંગ્રેજોનું ઉપરીપણુ સ્વીકારવા લાગ્યા વિલાયતની કોર્ટ ઑવ ડાયરેક્ટરોએ તેમ જ બીજા અંગ્રેજ અમલદારોએ શિવરામભાઉના ભારોભાર વખાણ કર્યાં છે. કેમ ન કરે ? આખા બુંદેલખંડને પોતાની એડી તળે લાવવાનો મોકો એમના સ્નેહને લીધે જ મળ્યો હતો !

શિવરામભાઉએ પણ પોતાના મોટા ભાઈ રઘુનાથરાવની જેમ ૧૮ વર્ષ સુધી ઝાંસીનો રાજ્યકારભાર કરી કીર્તિ મેળવી ઈ સ.

૧૮૧૪ માં તે માંદા પડ્યા, એટલે તેમણે પોતાના પૌત્ર રામચંદ્રરાવને ઝાંશીની સુબેદારી સોંપીને પોતાના દેહનું સાર્થક્ય કરવા શ્રી ક્ષેત્ર બ્રહ્માવર્તમાં જઈને વાસ કર્યો. આ રામનામની ધૂન મચાવી ગંગાનદીમાં પ્રાણોત્ક્રમણ કર્યું.

શિવરામભાઉને ત્રણ પુત્ર હતાઃ કૃષ્ણરાવ, રઘુનાથરાવ અને ગંગાધરરાવ. આમાંથી પહેલા કૃષ્ણરાવ તેમની હયાતીમાં જ મરણ પામ્યા હતા અને તેમને રામચંદ્રરાવ નામનો પુત્ર હતો, એટલે ઝાંશીનો કારભાર શિવરામભાઉએ પોતાના એ પૌત્ર રામચંદ્રરાવને સોંપ્યો હતો.

રામચંદ્રરાવને સૂબેદારી મળી, પણ તે નાના હોવાથી તેની મા સખુબાઈ અને સંસ્થાનનો જૂનો દીવાન ગોપાળભાઉ કારભાર કરતા હતા. તેમના વખતમાં પૂનાના પેશવા બાજીરાવ રંગતાન અને મોજમજામાં નિમગ્ન થયેલા હોવાથી પેશવાની કુલ સત્તા બ્રિટિશ સરકારના હાથમાં જઈને પડી હતી. તા. ૧૩ જૂન ૧૮૧૭ના રોજ પેશવાની વતી, પેશવાના વકીલ મોરો દીક્ષિત અને બાલાજી લક્ષ્મણે એલ્ફિન્સ્ટન સાહેબ સાથે એક નવી સંધિ કરી. તે સંધિની ૧૩મી કલમ પ્રમાણે બુંદેલખંડનું સ્વામિત્વ અંગ્રેજ સરકારના હાથમાં આવ્યું. પેશવા સાથેની વસઈની સંધિની શરતો જે “યાવચ્ચંદ્રદિવાકરૌ” હતી તેમાં પણ પોતાને અનુકૂળ ફેરફાર કરવો એ અંગ્રેજોની તો ખાસિયત હતી. પોતે લખેલી કલમોને પોતે ફોક કરી શકતા. શિવરામભાઉએ અંગ્રેજો સાથે સન ૧૮૦૪માં દોસ્તીની સ્વતંત્ર સુલેહ કરી હતી પણ તેનાથી અંગ્રેજોને પૂરો સંતોષ થયો નહોતો, તેથી તેમણે પેશવા સાથેની આ નવી સંધિનો લાભ લઈ રામચંદ્રરાવ સાથે નવી સંધિ કરી. તા. ૧૭મી નવેંબરે ઝાંશીના સૂબેદાર રામચંદ્રરાવ તરફથી ગોપાળરાવભાઉ અને બ્રિટિશ સરકાર તરફથી સુપરિન્ટેન્ડન્ટ જ્હૉન વાઉચપ શિપ્રીની હાજરીમાં મળ્યા ને એક નવી સુલેહ કરી. તેનો સારાંશ એ હતો કે ઝાંશી સંસ્થાન રામચંદ્રરાવના

કુળમાં વંશપરંપરા ચાલે એ અંગ્રેજોએ સ્વીકાર્યું અને રામચંદ્રરાવે અંગ્રેજ સરકાર સાથે રાજભક્તિથી રહેવાનું સ્વીકાર્યું. સંકટસમયે બંનેએ પરસ્પરને મદદ કરવાના પણ કરાર કર્યા. આવી રીતે અંગ્રેજોએ ઝાંશી સંસ્થાનને ધીમે રહીને પેશવાની પાંખમાંથી ખસેડી યુક્તિથી પોતાના તાબામાં લીધું. આ સુલેહ પ્રમાણે રામચંદ્રરાવે અંગ્રેજોને અનેકવાર મદદ કરી હતી. ઈ. સ ૧૮૨૫માં મધ્ય હિંદુસ્તાનમાં પિંઢારી લોકોએ કેર વર્તાવ્યો હતો. નાના પંડિત નામના એક માણસે અંગ્રેજો સામે ખુલ્લું વેર પોકારી તેમના તાબામાંના કેટલાક પ્રાન્ત સર કર્યા હતા. કાલ્પી શહેર ઉપર અચાનક છાપો મારી તે પણ સર કર્યું હતું. આ જોઈને અંગ્રેજ અધિકારીઓ ખરેખર ચિંતાગ્રસ્ત થઈ ગયા હતા. ઝાંશી સરકારની મદદ વિના હવે ઉગરી શકાશે નહિ એમ જોઈને ઝાંશીના પોલિટિકલ એજન્ટ એન્સ્લી સાહેબે રામચંદ્રરાવની મદદ માગી. રામચંદ્રરાવે તુરત જ તે વિનતિને માન આપી પોતાના રસાલામાંથી ૪૦૦ ઘોડેસવાર, ૧૦૦૦ પાયદળ અને ૨ તોપો અંગ્રેજોની મદદે આપી. રામચંદ્રરાવ નેવાળકરના વખતથી જ ઝાંશીની ફોજ હમેશાં શસ્ત્રસજ્જ રહેતી અને એ પરંપરા આખર સુધી ચાલુ હતી. ઝાંશીનું લશ્કર જેમ બહાદુર હતું તેમ શિસ્તબદ્ધ પણ હતું. આ વીર સેનાએ કાલ્પી જઈને બંડખોરોને નસાડયા. કાલ્પી શહેર પાછું અંગ્રેજોના તાબામાં આવ્યું. ઝાંશીના લશ્કરનું આ પરાક્રમ જોઈ અંગ્રેજ અધિકારીઓને ખૂબ જ આનંદ થયો. અને તે સમયના ગવર્નર-જનરલ લોર્ડ બેન્ટિંક સન ૧૮૩૨ માં ઝાંશી મુકામે મોટો દરબાર ભરીને રામચંદ્રરાવનો અત્યંત આભાર માન્યો અને તેમને ' મહારાજાધિરાજ ' તથા ' ફિદવી બાદશાહ જમુજા ઇંગ્લિસ્તાન'-ના ઇલકાબો આપી તેમનું સન્માન કર્યું. આ ઉપરાંત છત્ર ચામર નગારાં ઇત્યાદિ રાજચિહ્નો અર્પણ કરી તેમના ઉપકારનો બદલો વાળવાનો પ્રયત્ન કર્યો. સામાપક્ષે રામચંદ્રરાવ સુબેદારે સાર્વભૌમ સરકાર પ્રત્યેના આદરના ચિહ્ન તરીકે ઝાંશીના કિલ્લા ઉપર

' યુનિયન જેક ' ફરકાવવાની રજા માગી. અંગ્રેજોએ એક ઉત્તમ ' યુનિયન જેક ' તેમને ભેટ આપી તેમની રાજનિષ્ઠાનો સ્વીકાર કર્યો.

રામચંદ્રરાવ બિમાર પડી ઈ. સ. ૧૮૩૫માં મરણ પામ્યા. તેમને સંતતિ બિલકુલ નહિ હોવાથી તેમની પત્નીએ સાગર પ્રાંતમાંના મોરેશ્વર ખેરના પુત્ર કૃષ્ણરાવને દત્તક લીધો. પણ આ દત્તવિધાન શાસ્ત્રશુદ્ધ થયેલું નહિ હોવાથી ઝાંસીના દરબારીઓમાં ફૂટ પડી. ગાદીના વારસની બાબત છેવટ બ્રિટિશ સરકાર પાસે ગઈ અને તેમણે શિવરામભાઉના બીજા પુત્ર અને રામચંદ્રરાવના સગા કાકા રઘુનાથરાવને ગાદી આપી. આ રઘુનાથરાવ દુર્વ્યસની અને રાજકાજમાં બિલકુલ શૂન્ય હતો. ઝાંસીની ગાદી મળતાં જ તેણે નાચગાન શરૂ કર્યાં. થોડા જ સમયમાં તેની આસપાસ ગવૈયા અને નાચનારીઓનું મંડળ જામ્યું. રાજાસાહેબ અનંગરંગમાં મગ્ન થવાથી સંસ્થાનનું ઉત્પન્ન અઢાર લાખ ઉપરથી ત્રણ લાખ ઉપર આવ્યું અને કરજ વધવા લાગ્યું એ જોઈને અંગ્રેજ સરકારે સંસ્થાનનો કારભાર પોતાના હાથમાં લીધો (૧૮૩૭). પરંતુ સદ્ભાગ્યે રઘુનાથરાવ ૧૮૩૮ માં મરણ પામ્યો. તેને ઔરસપુત્ર નહોતો. ગજરા નામની એક ગણિકાથી તેમને અલીબહાદુર અને શમશેરબહાદુર નામના બે પુત્રો હતા. તેમને રઘુનાથરાવે ૭ હજારની જાગીર બક્ષિસ આપેલી જે હજી પણ તેમના વંશજો ભોગવે છે. પણ તેમને કંઈ રઘુનાથરાવના વારસ ગણાય નહિ, તેથી રઘુનાથરાવના નાના ભાઈ અને શિવરામભાઉના કનિષ્ઠ પુત્ર ગંગાધરરાવને ઝાંસીની ગાદીએ બેસાડવામાં આવ્યા. ઝાંસી સંસ્થાનને થયેલું કરજ પતી જાય ત્યાં-સુધી સંસ્થાનનો કારભાર અંગ્રેજો જ કરે એમ નક્કી થયું. અને તે પ્રમાણે ઈ. સ. ૧૮૩૮થી ઈ. સ. ૧૮૪૨ સુધી અંગ્રેજોએ ઝાંસીનો રાજ્યકારભાર કર્યો. આ મુદત દરમિયાન ઝાંસીનું કરજ ફીટયું હતું.

તે પછી એટલે તા. ૨૭ ડિસેમ્બર ૧૮૪૨ના રોજ બુંદેલખંડના

પોલિટિકલ એજન્ટ વિલિયમ હેનરી સ્લીમને ગંગાધરરાવ પાસે નવો સુલેહ કરાવી તથા બુંદેલખંડમાંના અંગ્રેજ લશ્કરના ખરચ પેટે ૨,૨૭,૪૫૮ રૂપિયાનો મુલક પડાવી લઈ, ઝાંસી સંસ્થાનની કુલ મુખત્યારી ગંગાધરરાવને અર્પી. આ ગંગાધરરાવ તે જ આપણી ચરિત્રનાયિકા રાણી લક્ષ્મીબાઈના પતિ હતા.

દરેક નવો રાજા ગાદી ઉપર બેસે એટલે તેની પાસેથી દક્ષિણા રૂપે કોઈ ને કોઈ મુલક કે કંઈ ને કંઈ લૂંટ પડાવવી એ કંપની સરકારના અમલદારોનો રિવાજ જ હતો, તેથી આ સુલેહ ગંગાધરરાવને કબૂલ કર્યા વિના છૂટકો જ નહોતો. આખું રાજ્ય ન પડાવાયું તે જ ઉપકાર !

# ૪. લક્ષ્મીબાઈ

**મહારાષ્ટ્રમાં** સતારાની પાસે કૃષ્ણા નદી ઉપર વાઈ નામનું એક તીર્થક્ષેત્ર છે. ત્યાં કૃષ્ણરાવ તાંબે નામનો કરાડા જાતિનો એક બ્રાહ્મણ રહેતો હતો. પેશવાઈમાં તે મામલતદારી કરતો હતો. તેનો પુત્ર બળવંતરાવ શૂરવીર હોવાથી તે પેશવાની હજૂર ફોજમાં સરદાર બન્યો હતો. તેનો પુત્ર મોરોપંત પૂનામાં રહેતો હતો ત્યારે બાજીરાવ પેશવાના ભાઈ ચિમાજી આપ્પાની તેના ઉપર મહેર નજર થઈ. ઈ. સ. ૧૮૧૮ માં બીજા બાજીરાવ સાહેબે રાજ્યકારભારથી મુક્ત થઈ, આઠ લાખનું પેન્શન લઈ બ્રહ્માવર્તમાં જઈને રહેવાનો નિશ્ચય કર્યો ત્યારે પૂનાના રેસિડન્ટે ચિમાજી આપ્પાને દસવીસ લાખના મુલકવાળું પૂનાનું સંસ્થાન સંભાળવા સૂચવ્યું, પણ ચિમાજી આપ્પાને તે પસંદ ન પડવાથી તેમણે વસાઈ જઈ રહેવા માંડયું. પણ ત્યાંથી, થોડા જ સમય પછી, અંગ્રેજ સરકાર પાસેથી પેન્શન લઈ તે પણ કાશીએ જઈને રહ્યા. મોરોપંત આ બધો વખત ચિમાજી આપ્પાની સાથે જ કુટુંબ સાથે રહેતો હતો. તે ચિમાજી આપ્પાની નોકરી કરતો અને તેને મહિને પચાસ રૂપિયા પગાર મળતો. તેની પત્ની ભાગીરથી અત્યંત સુશીલ સ્ત્રી હતી. તે રૂપમાં સુંદર અને ગુણમાં સંપન્ન હોવાથી મોરોપંતનો ગૃહસંસાર ખૂબ સુખી નીવડયો હતો. આપ્પાસાહેબ તરફથી પૈસાનું સુખ હતું અને આવી સુશીલ ગૃહિણી એટલે તેના સુખમાં કંઈ મણા રહી નહોતી. એવામાં સંવત ૧૮૯૧ કાર્તિક વદિ ૧૪ (૧૧ નવેંબર ૧૮૩૫) ને રોજ કાશીક્ષેત્રમાં ભાગીરથી બાઈએ એક કન્યારત્નને જન્મ આપ્યો. મોરોપંતને ઘેર લક્ષ્મીની પધરામણી થવાથી કાશીના પેશવા કુટુંબમાં આનંદ પ્રવર્તી રહ્યો. તાંબેકુળમાં જન્મેલ આ કન્યારત્ન તે જ ભવિષ્યની રાણી લક્ષ્મીબાઈ. તે જમાનાના રિવાજ પ્રમાણે જન્મને બારમે દિવસે કન્યાનો નામકરણવિધિ થયો અને તેમાં કન્યાનું નામ 'મનુબાઈ' પાડવામાં આવ્યું.

મનુબાઈનું બાળરૂપ અત્યંત સુંદર હતું તેના જન્મસ્થાનના ગ્રહો બળવાન હતા. કાશીક્ષેત્રના કોઈ નામાંકિત જોશીએ તેની જન્મપત્રિકા બનાવી હતી અને તે ઉપરથી ભવિષ્ય ભાખ્યું હતું કે આ કન્યા રાજ્યલક્ષ્મીથી અલંકૃત થઈ મોટી ઐશ્વર્યશાલિની થશે, પણ તે વખતે જોશીનો જોશ કોણ ખરો માને?

મનુબાઈ ત્રણ ચાર વર્ષની થઈ તે અરસામાં તેની માતા ભાગીરથીબાઈનું મૃત્યુ થયું. વળી ચિમાજી આપ્પા પણ ગુજરી જવાથી મોરોપંતને પણ કાશીક્ષેત્ર છોડીને બ્રહ્માવર્તમાં બાજીરાવ સાહેબને આશ્રયે આવીને રહેવું પડ્યું. મનુબાઈ તેના પિતાને ખૂબ વહાલી હતી. બાળપણના તેના કાલા બોલ અને ચંચળ રમતગમતોથી મોરોપંત મનમાં ને મનમાં ખૂબ સુખ અનુભવતા ઘરમાં બીજું કોઈ ન હોવાથી તેમણે તેને ખૂબ પ્રેમથી ઉછેરી. શુક્લપક્ષના ચંદ્રની જેમ તે દહાડે ને દિવસે રૂપમાં અને ગુણમાં વધવા લાગી તે વર્ણે ખૂબ ગોરી, શરીરે કૃશ અને ઊંચા બાંધાની હતી. તેની મુખાકૃતિ સહેજ લંબગોળ હતી અને નાક સીધું, કપાળ ઊંચું અને આંખો પાણીદાર હતી તેના કાન મુખની શોભામાં વધારો કરતા અને તેના શરીરનો મધ્યભાગ દેહની વેલને લાયક એવો પાતળો હતો. તેના આવા મનોહર રૂપને લીધે તે તેના પિતાને જ શું પણ બધાને લાડકી થઈ પડી હતી અને તેથી બધા તેને ‘ છબેલી ’ એ હુલામણા નામથી બોલાવતા. ઘરમાં કોઈ સ્ત્રી માણસ ન હોવાથી બાળક મનુબાઈનું ખાવું પીવું અને ખેલવું કૂદવું શ્રીમંત બાજીરાવના દત્તકપુત્ર નાનાસાહેબ અને રાવસાહેબ સાથે જ થતું તે બને પણ આ સમયે બાળકો જ હતા આમ છબેલીને બાળપણથી જ છોકરાઓમાં રમવાની ટેવ પડવાને લીધે અને જન્મથી જ તે ચપળ અને હોશિયાર હોવાથી તેનામાં પુરુષના ઉત્તમ ગુણો આવવા માંડ્યા પતંગ ઉડાડવી, ભમરડા ફેરવવા, બાળકોના નેતા બનવું, બીજાઓને નોકર રાખવા, કામ ન કરે તેને દંડ તરીકે ખાવા ન આપવું એ તેની બાળ રમતો હતી. રમતમાં પણ તે હુકમ જ બજાવતી નાનાસાહેબ અને રાવસાહેબના વિદ્યાભ્યાસને

માટે શિક્ષક રાખવામા આવ્યો હતો તે તેમને મોડી અને બાળબોધ અક્ષરો શીખવતો. મનુબાઈ પણ તેમની સાથે બેસીને મોડી અને બાળબોધ લખતા વાચતા શીખી નાનાસાહેબ અને રાવસાહેબ ઘોડા ઉપર બેસી ફરવા નીકળતા ત્યારે મનુબાઈ પણ તેમની સાથે ઘોડા ઉપર બેસીને ફરવા જતી નાનાસાહેબ તરવારના પટા શીખે ત્યારે તે પણ શીખતી. નાનાસાહેબ હાથી ઉપર બેસે એટલે તે પણ બેસે એક વખત નાનાસાહેબ હાથી ઉપર બેઠા તે જોઈને મનુબાઈએ પણ હાથી ઉપર બેસવાની હઠ લીધી પેશ્વાની પાસે માત્ર એક જ હાથી હતો તેથી શ્રીમંતે નાનાસાહેબને કહ્યું કે મનુને તારી સાથે હાથી ઉપર બેસાડ પણ બાળક નાનાસાહેબે તે માન્યું નહિ મનુબાઈએ પણ હઠ પકડી. આ જોઈને મોરોપંતને રીસ ચડી તેમણે તેને ગુસ્સામા કહ્યુ કે "તારા નસીબમા હાથી ક્યાથી હોય ?" પિતાના આ મહેણા જેવા બોલ સાભળતાં જ પાણીદાર પુત્રીએ તત્કાળ જવાબ આપ્યો "મારા નસીબમા એક તો શુ પણ દસવીસ હાથી છે !" આ સહજ નીકળેલો ઉદ્ગાર ભવિષ્યમાં સાચો પડશે એવી બિચારા મોરોપન્તને તે વખતે કલ્પના પણ નહોતી આમ પેશ્વા સરકારના પુત્રો સાથે જ ઊછરવાથી તે ઘોડેસવારી શીખી, બાણ મારતાં શીખી, હાથી ઉપર બેસતાં શીખી, તરવારના પટા ખેલતાં શીખી અને બદૂકનો ઉપયોગ પણ શીખી બાળક બાળપણમા જેવી સોબતમા રહે છે તેવા સંસ્કાર તેને પડે છે મનુબાઈનુ પણ એવુ જ થયુ તે છોકરાઓની જેમ તોફાની પાણીદાર અને ચપળ થઈ. પેશ્વાના તેજસ્વી કુમારોની જેમ તેનામા પણ ક્ષત્રિયનાં ગુણ ઊતર્યા.

મનુબાઈ અને નાનાસાહેબ તથા રાવસાહેબ સગા ભાઈબહેનની જેમ ઊછર્યા હતા. કીમતી વસ્ત્રાભૂષણ પહેરી તે શ્રીમંત બાજીરાવની પાસે બેસતી ત્યારે બ્રહ્માવર્તનો પોલિટિકલ એજન્ટ પણ બહુ ખુશ થતો. નાનાસાહેબ અને મનુબાઈ ભાઈબીજનો તહેવાર ઊજવે એ શ્રીમંત પેશ્વાને મન મગલ પ્રસંગ હતો અને તેથી તેની ઉજવણી એ

યાદ રાખીને કરાવતા આમ તે પેશવાના ગ્સાલામા નાનાથી મોટાનું ધ્યાન ખેચવા લાગી

આ ત્રણે બાળકો જેમ જેમ મોટા અને સમજણા થતા ગયાં તેમ તેમ તેમની રમતોમા જેમ ફરક પડવા લાગ્યો તેમ તેમની વાતચીતોમા પણ નવા નવા અને જીવનને સ્પર્શતા વિષયો આવવા લાગ્યા નાનાસાહેબ પહેલેથી જ ગભીર અને વિચારવાન હતા પેશ-વાઓના ગત વૈભવની વાતો તેમને સમજાતી હતી હિંદુપદપાદશાહીના શબ્દો તેમના મનમા ઘોળાયા કરતા ઈસ્ટ ઇંડિયા કંપનીના કરતૂક તેમની આખના રસિયા આણતા આ બધા સંસ્કારની મનુબાઈ ઉપર પણ છાપ પડતી સ્વતંત્ર હવામા ઊછરતા આ બાળકોને થતુ કે ક્યારે મોટા થઈએ અને પરાક્રમ દાખવી સ્વાતંત્ર્યલક્ષ્મીનું દર્શન કરીએ અને ગત વૈભવને ફરીથી પ્રાપ્ત કરીએ

પણ મનુબાઈ કન્યાકાળમા આવતી ગઈ તેમ તેમ તે જમાના પ્રમાણે તેના પિતાને તેના લગ્નની ચિંતા થવા લાગી બ્રહ્માવર્તમા પેશવા સગ્માગ સાથે આવેલા બ્રાહ્મણો મોટે ભાગે કોંકણસ્થ હતા. અને મોરોપતને તો પોતાની જાતનો કરાડા વર જોઈતો હતો તે મળતો નહોતો ઊલટ તેમણે જાલવણ અને ગુલસરાઈ તરફ તપાસ કરવા માડી, કારણ ગોવિંદપંત શુ લે કરાડા બ્રાહ્મણ હતા પણ ત્યાયે કંઈ ઠેકાણુ પડ્યું નહિ

એવામા અકસ્માત્ ઝાંસી સસ્થાનના પ્રસિદ્ધ જ્યોતિઃશાસ્ત્રી વેદશાસ્ત્રસપન્ન તાત્યા દીક્ષિત શ્રીમત બાજીરાવ પેશવાને મળવા વાસ્તે બ્રહ્માવર્ત આવ્યા, ત્યારે મોરોપતે આ કન્યાના જન્માક્ષર તેમને બતાવી ઇષ્ટાનિષ્ટ ગ્રહ જોવાની વિનંતિ કરી જન્માક્ષર જોતાં જ તાત્યા દીક્ષિત બોલ્યા "આ છોકરીના ગ્રહ એટલા તો ઉત્તમ છે કે તે કોઈ રાજ્યાદીનું ભૂષણ થશે જોઈએ" તાત્યા જોશીનું આ ભવિષ્ય-કથન સાભળીને મોરોપતને અત્યંત આનંદ તો થયો પણ વર શોધી શોધીને થાકેલા એ પિતાને પોતાની કન્યાને એવો વર મળવાની જરા પણ આશા ન હોવાથી તેમણે તે આનંદ મનમા જ સમાવી

દીધો : તેમણે જોશીબુવાને ઝાંશીમાં જ કોઈ વર હોય તો બતાવવા વિનંતિ કરી. આ ઉપરથી દીક્ષિતજીએ મોરોપંતને કહ્યું : "આ છોકરી અચિત રાણી જ થશે. ઝાંશીના મહારાજા ગંગાધરરાવનાં રાણી રમાબાઈ સાહેબ હમણાં જ કૈલાસવાસી થયાં છે, તેથી આ છોકરીનો ત્યાં યોગ બનશે અને તેના ઉત્તમ ગ્રહોનું માહાત્મ્ય તત્કાળ અનુભવમાં આવશે." જોશીજીનો આ જવાબ સાંભળી મોરોપંતે શ્રીમંત બાજીરાવ સાહેબ મારફત ઝાંશીના મહારાજા ગંગાધરરાવ બાબાસાહેબને પૂછાવ્યુ. મોરોપંત જેવા એક સામાન્ય ગૃહસ્થની વિનંતિ ઝાંશીસંસ્થાનાધિપતિ માન્ય રાખે એ દેખીતું જ અસંભવિત હતું. તે કામ પણ તેમની સહાયથી છેવટે પાર પડ્યુ.

બાજીરાવે પ્રથમ તાત્યા દીક્ષિત મારફતે ઝાંશીના મહારાજા ગંગાધરરાવને કન્યાનાં રૂપગુણ વગેરે નિવેદન કરાવરાવી ગ્રહોની અનુકૂળતા વગેરે જણાવી. 'હું વિચાર કરી જોઈશ' એવો પ્રથમ જવાબ મળ્યો. પરન્તુ બાજીરાવસાહેબ વચમાં પડેલા હોવાથી મહારાજાએ કન્યાને જોઈ આવવા માટે દરબારના કેટલાક માણસોને બ્રહ્માવર્ત મોકલ્યા. આ લોકોએ પાછા આવી કન્યાનાં રૂપગુણની ખાતરી આપી. પછી વિવાહની હા પાડી અને ઝાંશીમાં લગ્નસમારંભ કરવાનો ઠરાવ કર્યો. કેટલાક માણસોને લઈને મોરોપંત સંવત ૧૮૯૯ એટલે ઈ. સ. ૧૮૪૨માં ઝાંશી આવ્યા. વૈશાખ માસમાં લગ્ન કર્યાં અને આ મંગળ અવસર ખૂબ ધામધૂમથી પસાર થયો. કન્યાપક્ષનાં માણસોને ગંગાધરરાવે ભેટ સોગાદો આપીને સંતુષ્ટ કર્યાં અને ઝાંશી દરબારના માણસોને યોગ્યતા પ્રમાણે સરપાવ આપ્યો.

વધૂવરનો વરઘોડો જ્યારે ઝાંશી શહેરમાં ફર્યો અને આ નવી રાણીએ ગંગાધરરાવના રાજમહેલમાં પ્રવેશ કર્યો ત્યારે ઝાંશીના લોકો વાતો કરવા લાગ્યા કે મૂર્તિમાન લક્ષ્મીજી જ મહારાજના ગૃહમાં વાસ કરવા પધાર્યાં છે, તે જ દિવસે મનુબાઈનું નામ 'લક્ષ્મીબાઈ' પાડવામાં આવ્યું અને તેના ઉત્સવમાં સાકર વહેંચવામાં આવી, સલામીની તોપો ફૂટી અને સર્વત્ર આનંદ તથા જયજયકાર થયો. ગંગાધરરાવની આ નવી રાણી

લક્ષ્મીબાઈ સ્વાતંત્ર્યની પણ લક્ષ્મી થવાની હતી તેની આ જાણે આગાહી હતી બિચારા મોરોપતના આનંદનો પાર રહ્યો નહિ

લગ્ન સમયે રાણીનું વય આઠદસ વર્ષનું હતું પરંતુ તે ઊંચા બાંધાની, તોફાની મીનાવાળી અને પાણીદાર આંખોવાળી હોવાથી તે જમાના પ્રમાણે તે કયારનીએ ઉમરલાયક થઈ ચૂકી હતી તેની બુદ્ધિ, ચપળતા અને ધીટપણું પણ સામાન્ય છોકરીઓ કરતાં વિશેષ હતા લગ્નવિધિ દરમિયાન વરવધૂના છેડાને ગાંઠ મારવાનો રિવાજ હોય છે ઉપાધ્યાય જ્યારે આ પ્રમાણે વધૂના પાનેતરની ગાંઠ વરની શાલ સાથે બાંધતા હતા ત્યારે લક્ષ્મીબાઈએ ઉપાધ્યાયને ટકોર કરેલી ‘ સારી મજબૂત ગાંઠ બાંધજો ” આ શબ્દોનો ગૂઢાર્થ સાંભળી વિદ્વાનમંડળ પણ સ્તબ્ધ થયું હતું

મનુબાઈ ઝાંશી સંસ્થાનના મહારાણી લક્ષ્મીબાઈ થયા તેમને ફરીથી બ્રહ્માવર્ત જવાનો પ્રસંગ આવ્યો નહિ મહારાજા ગંગાધરરાવે મોરોપતને ૩૦૦ રૂપિયાને પગારે ઝાંશીના દરબારમાં એક સરદારની પદવી આપી આ વખતે મોરોપતની ઉમર ૩૨ વર્ષની હતી, અને મનુબાઈના માતુશ્રી ભાગીરથીબાઈ તો મરણ પામેલા હતા, એટલે ગુલસરાઈના વાસુદેવ ખાનવલકરની કન્યા સાથે તેમણે બીજું લગ્ન કર્યું એ બાઈનું નામ ચિમાબાઈ હતું લક્ષ્મીબાઈની તે ઓરમાઈ મા

બાજીરાવ પેશવાના ઊગતા કુમારો સાથે હરવા ફરવાનું કે વાત વિચાર કરવાનું લક્ષ્મીબાઈને હવે બંધ જ થયું તેમનું બધું જ લક્ષ્ય હવે ગંગાધરરાવ મહારાજાની અને ઝાંશીની પ્રજાની સાચી મહારાણી થવામાં ગયું નાનાસાહેબ અને રાવસાહેબ સાથે ઊછરતા જે સંસ્કારોની છાપ તેમના જીવન ઉપર થઈ હતી તે સંસ્કારો મહારાણી થયા પછી અદૃશ્ય થયા નહિ પરંતુ જમીન નીચેના બીમાંથી અંકુર ફૂટતા સુધી તે બધી ક્રિયાઓ જમીનની અંદર જ થયા કરે છે તેમ મહારાણી લક્ષ્મીબાઈમાં સાચી સ્વાતંત્ર્યલક્ષ્મી થવાની ક્રિયાઓ અદૃશ્યરૂપે થવા માંડી, અને એના દૃશ્ય અંકુર તથા ફળ દુનિયાને યોગ્ય સમયે જોવા મળ્યાં

# ૫. મહારાજ ગંગાધરરાવની કારકિર્દી

લક્ષ્મીબાઈ સાથેના લગ્ન પછી મહારાજ ગંગાધરરાવને ઝાંસી સંસ્થાનની કુલમુખત્યારી મળી રઘુનાથરાવના વખતમાં સંસ્થાનને ચઢેલું કરજ ફીટી ગયું હતું અને રાજ્યની અંદર એકંદર વ્યવસ્થા સારી થઈ હતી, તેમ જ ગંગાધરરાવની લાયકાત અને હોશિયારીનું પારખું થઈ ગયું હોવાથી બુંદેલખંડના પોલિટિકલ એજન્ટ કર્નલ સ્લીમ સાહેબે રાજ્યતંત્ર ગંગાધરરાવને સોંપવાની હિંદુસ્તાન સરકારને ભલામણ કરી આ ભલામણ વડી સરકારે સ્વીકારી તો ખરી, પણ આ પ્રસંગનો લાભ ઉઠાવી ઝાંસી સંસ્થાનમાંથી થોડો મુલક પડાવવાની વૃત્તિ તે રોકી શકી નહિ બુંદેલા લોકો અતિશય તોફાની હોવાથી તેમને કાબૂમાં રાખવા માટે વધારે લશ્કર રાખવું જોઈએ અને આ લશ્કરનું ખર્ચ ગંગાધરરાવે ૨૨૭૪૫૮ રૂપિયાનો મુલક કાઢી આપી પૂરું પાડવું જોઈએ એવું તેણે સૂચવ્યું સાર્વભૌમસત્તાની ઇચ્છા એ જ જ્યાં હુકમ હોય છે ત્યાં આ સૂચનાનો સ્વીકાર કે અસ્વીકાર કરવાની ગંગાધરરાવની મરજી જોવાની જ ક્યાં હતી? છેવટે આ રીતની સુલેહ થઈ અને ગંગાધરરાવ ગાદીનશીન થયા આ સમયે તેમણે પોતે પણ પોતાના સૈન્યમાં બે પલટણો અને બે તોપખાના વધાર્યાં તિજોરીમાં ત્રીસ લાખ રૂપિયાની સિલક હતી તે ગંગાધરરાવને સુપ્રત કરવામાં આવી, તેમને ખિલાત તથા પોશાક અર્પવામાં આવ્યો ઝાંસીની રૈયતે અને જમીનદાર લોકોએ પણ ખૂબ ખૂબ નજરાણાં આપ્યાં ગંગાધરરાવ ઝાંસીની પ્રજાને પ્રિય હતા

રાજ્યની લગામ હાથમાં આવતા જ ગંગાધરરાવે લોકકલ્યાણની દૃષ્ટિએ કારભાર કરવામાં લક્ષ્ય પરોવ્યું ધન અને સૈન્યની યોગ્ય વ્યવસ્થા કર્યા પછી તેમણે દરેક ખાતામાં પ્રામાણિક અને કર્તવ્યપરાયણ માણસોની નિમણૂક કરી સંસ્થાનનું દીવાનપદ રાઘો રામચંદ્ર મત નામના હોશિયાર અને કાબેલ ગૃહસ્થને આપ્યું અને દરબારી વકીલનું

ક્રમ નૃસિંહરાવ કૃપાને સુપ્રત કર્યું. નાના ભોપટકરને અદાલતના વડા નીમ્યા. આ પ્રમાણે બીજાં નાનાં મોટા ખાતાં ઉપર લાયક માણસોની નિમણૂક કર્યા પછી તેમણે પરગણાંઓમાં સારા સારા તહેસીલદારોને મોકલ્યા. ઠાકુર અને બુંદેલ લોકોનો જ્યાં ઉપદ્રવ હતો ત્યાં સૈન્ય રાખી બરાબર બંદોબસ્ત કર્યો.

ગગાધરરાવ મહારાજનો સ્વભાવ દયાળુ હતો પણ તેમનો કારભાર કડક હતો. રાજ્યના નોકરવર્ગ ઉપર તેમ જ રૈયત ઉપર તેમનો મજબૂત દાબ હતો. રોજના કામો નક્કી કરેલે વખતે થવાં જ જોઈએ એવો તેમનો હુકમ હતો. આમા મોડુ કરનાર અપરાધીને તે સજા કરતા. ન્યાયના કામમાં તે ખૂબ જ લક્ષ્ય આપતા. શહેરમાં તેમ જ રાજ્યમાં ચોરી ભાગ્યે જ થતી. લોકો નિરાંતે ઘરનાં બારણાં ઉઘાડાં રાખીને સૂઈ શકતા. દરેક પ્રદેશની સલામતી અર્થે તે તે પ્રદેશના જવાબદાર માણસોના અગાઉથી જામીન લેવામા આવતા જો ચોરીનો બનાવ કદી બનતો તો આ જામીન આપનાર લોકો પાસેથી નુકસાની ભરી લેવામાં આવતી અને કોઈ કોઈ વખત તો સરકારી તિજોરીમાંથી નુકસાની ભરી આપવામા આવતી કોઈ કોઈ વાર તો ચોરી કરનારનો હાથ કાપી નાખવામા આવતો. આને લીધે બદમાસ લોકો ઝાંશીના રાજ્યમાં ડરીને રહેતા. રૈયતને ન્યાય આપવામાં તે કદી મોડુ કરતા નહિ અને તેમની પાસે કોઈને ન્યાય મળ્યા વિના રહેતો પણ નહિ. તેમનો એકંદર કારભાર સુંદર હોવાથી સાહેબ લોકોમા તેમનું માન વધ્યું હતું. તેમણે કદી સાહેબ લોકોની ખુશામત કરી નહોતી અને વાતચીત દરમિયાન પોતાને જે કહેવુ હોય તે કહેતાં તે કદી અચકાતા નહોતા. એક વાર બાબાસાહેબ અને ગોર્ડન સાહેબ વચ્ચે વાતચીત ચાલતી હતી. વાતવાતમા બાબાસાહેબે કહ્યુઃ "હું એક નાનો માડલિક રાજા છુ; પરંતુ અંગ્રેજ બહાદુરની આગળ પૂર્વપશ્ચિમ અને દક્ષિણઉત્તર પ્રદેશમાં જેટલા રાજા રજવાડા છે તે બધાએ હાથમાં બગડીઓ પહેરી છે જુઓને, તમે દૂર દેશમાં વસનારા, પણ અમારા દેશમા આવીને અમને

કેવા તાબે કરી લીધા છે!" આ વચનની પાછળ રહેલો કટાક્ષ ગૉર્ડન સાહેબના ખ્યાલમાં આવ્યા વિના કેમ રહે? આવી રીતે પોતાના નીડર અને સ્પષ્ટવક્તૃત્વને લીધે અંગ્રેજ દરબારમાં તેમનું સારુ માન હતું. એટલું જ નહિ, પણ આસપાસના બીજા સંસ્થાનો પણ તેમના તરફ આદરથી જોતા ઓરછા, દતિયા, સીમથ, ચરખારી પન્ના છત્રપુર, વગેરેના બુંદેલ રાજાઓ તેમને 'કાકા' કહેતા અને માન આપતા

પોતાના રાજ્યને વૈભવસંપન્ન કરવામાં પણ તેમણે કંઈ મણા રાખી નહિ ત્રીજા રઘુનાથરાવના વખતમાં ઘણું અવેર વ્યાપેલું એટલે રાજ્યની તિજોરી ખાલી થઈ ગયેલી અને રાજ્યનો વૈભવ અને ઠાઠ નષ્ટ થઈ ગયો હતો ગંગાધરરાવે વૈભવ અને ઠાઠ ઉત્કૃષ્ટ કરવાનો પ્રયાસ કર્યો લક્ષ્મીબાઈના પગલા રાજ્યમાં પડતાં જ ઝાંશીની રાજ-લક્ષ્મી ફરીથી વભવસંપન્ન થવા લાગી એમ લોકો કહેવા લાગ્યા ખજાનાની સ્થિતિ સુધરતી ગઈ રત્નભંડારમાં રત્નો ચમકવા લાગ્યા મહારાજને હાથીઘોડા રાખવાનો ઘણો શોખ હતો તેમણે લગભગ બાવીસ હાથી રાખ્યા 'સિદ્ધબક્ષ' નામનો એક સુંદર હાથી હતો તે મહારાજની પોતાની સવારીનો હોવાથી તેનો બધો સાજ સુવર્ણનો કરાવરાવ્યો હતો હાથીઘોડાઓના સાજ, અલંકાર અને અમાડીઓ બધુ સોનારૂપાનું હતું મહારાજાએ કાશીથી એક મેનો મંગાવ્યો હતો તે સોનાનો હતો અને તેનું નકશી કામ અપ્રતિમ હતું એમ કહેવાતું કે આવો બેનમૂન મેનો બીજા કોઈ રાજા પાસે નથી. મહારાજાનો રસાલો મોટો હતો સૈન્ય પણ મોટું હતું ખુદ સંસ્થાનની અને ઠાકુર લોકોની ફોજ ૫૦૦૦ માણસની અને ૨૦૦૦ બંદૂકધારી સિપાઈઓની હતી આ ઉપરાંત ૫૦૦ ઘોડેસવાર, ૧૦૦ ખાસ પાયગા અને ચાર તોપખાના હતા આ ઉપરથી ગંગાધરરાવના વખતમાં ઝાંશી સંસ્થાનનો વૈભવ કેટલો હતો તેનો ખ્યાલ આવે છે

સંવત્ ૧૯૦૭ના મહા સુદિ ૭ ને દિવસે મહારાજ ગંગાધરરાવ સહકુટુંબ કાશીએ ગયા માર્ગમાં ઠેકઠેકાણે તેમનો યોગ્ય માનમરતબો

રાખવા કલકત્તાના ગવર્નર–જનરલે દરેક સ્થાનના બ્રિટિશ અધિકારીઓને સૂચના આપી હતી. પણ મહારાજા કાશી પહોંચ્યા ત્યારે ત્યાંનો બ્રિટિશ અધિકારી તેમનો સત્કાર કરવા સામો ગયો નહિ. ગંગાધરરાવે તાબડતોબ કલકત્તા ચાદી લખી મોકલી અને તેની પાસે માફી મગાવી અને તેને નોકરીનું રાજીનામું આપવાની ફરજ પાડી.

એક વખત વિજયાદશમીનો તહેવાર રવિવારે આવ્યો હતો. સીમોલ્લંઘનની સવારીમાં અંગ્રેજી ફોજ ( કન્ટિજન્ટ ફોજ ) આવી નહિ. સેનાપતિએ એવું કહેવડાવ્યું કે ' આજે રવિવાર છે એટલે અમે ગણવેશ પહેરતા નથી ' મહારાજાએ તુરત જ એક હલકારાને મોકલ્યો અને કહેવડાવ્યું કે ' મેં લશ્કરના ખરચ પેટે જે મુલક આપેલ છે તે તેની પાસેથી મારી સેવા લેવા અર્થે આપ્યો છે જો આ અવસરે નહિ આવો તો હું મારા આપેલા મુલક ઉપર હમણાં જ જપ્તી બેસાડીશ ' કહેવાની જરૂર નથી કે અંગ્રેજી ફોજ તરત જ સવારીમાં આવીને જોડાઈ ગઈ

ગજેન્દ્રમાણુ નામના એક બંગાળી ગૃહસ્થની આવી જ એક કસૂર થઈ હતી તેણે ખડી તાજીમ મુજરો ન કરતાં સાદી સલામ કરી હતી આથી મહારાજાએ તેને પકડાવી મગાવ્યો અને અદબ વળાવીને કેટલીયે વાર ઊભો રાખ્યો આની સામે તેણે કલકત્તા અરજી કરી તો જવાબ મળ્યો કે ' ગંગાધરરાવ મોટા રાજા છે જો તમારે તેમને ખડી તાજીમ આપવી નહોતી તો તેમને મળવા ન જતાં ઘરમાં જ બેસી રહેવું હતું '

આ કિસ્સાઓ ઉપરથી મહારાજાનો તેજસ્વી સ્વભાવ દેખાઈ આવે છે. એમને વિશે એક એવી લોકવાયકા હતી કે મહારાજા બગડી પહેરે છે પણ આ તેજસ્વી પુરુષની બાબતમાં આ વિધાનનો અનર્થ જ કરવામાં આવે છે. તેઓ હંમેશાં એક સ્પષ્ટ ઉદ્ગાર કાઢતા કે ' અમારે સંસ્થાનવાળાઓએ હવે ચૂડી પહેરવી જોઈએ ' પણ આ

વચનનો શબ્દાર્થ ન લેતા ભાવાર્થ લેવો જોઈએ આ ઉદ્ગારથી તે એમ કહેતા કે 'અમો દેશી રાજાઓની સ્થિતિ અગ્રેજ સરકાર આગળ સ્ત્રીઓની જેમ પરાધીન છે ' તેમણે એક વખતે રેસિડેન્ટને મોઢામોઢ કહેલુ કે "હિંદુસ્તાનના સર્વે રાજાઓને અગ્રેજ બહાદુરે બગડીઓ પહેરાવી છે નહિ તો તમે દૂર દેશના વાસીઓ આ દેશમા આવ્યા અને અમને તાબે કર્યા એનો અર્થ અમે બગડી પહેરી છે એવો નહિ તો બીજો શો હોઈ શકે ?"

મહારાજ ગગાધરરાવે પ્રયાગ કાશી અને ગયા એ ત્રિસ્થલીની યાત્રા કરી અને પોતાની સાધનસપત્તિને છાજે એવુ ધર્મદાન કર્યુ. કાશીક્ષેત્રમા આવીને મહારાણી લક્ષ્મીબાઈએ પોતાની જન્મભૂમિનુ પુન દર્શન કર્યુ મહારાજ ગગાધરરાવ કાશીની જાત્રા કરીને પાછા ઝાંસી પધાર્યા ત્યારે મોટો આનંદોત્સવ કરવામાં આવ્યો તે જ વર્ષમા એટલે સવત્ ૧૯૦૮ના માર્ગશીર્ષ સુદિ ૧૧ને દિવસે મહારાણી લક્ષ્મીબાઈએ એક પુત્રરત્નને જન્મ આપ્યો પુત્રજન્મ વખતે આખા શહેરમાં સાકર વહેંચવામા આવી અને મહારાજાએ એક મોટો ઉત્સવ કરાવ્યો પરન્તુ દુર્ભાગ્યે તે પુત્ર ત્રણ માસનો થઈને મરી ગયો. મહારાજાને એ વાતનુ પારાવાર દુ ખ થયુ.

પુત્રશોકનો કારી ઘા લાગવાથી મહારાજાની તબિયત લથડવા લાગી પાછલી વયમા પુત્ર સાંપડેલો અને તે મૃત્યુ પામ્યો તેથી તેમના મનને જબરો આઘાત થયો હોય તો નવાઈ નથી ઈ સ ૧૮૫૩ના વર્ષમા નવરાત્રનો મોટો ઉત્સવ ચાલતો હતો ત્યારે મહારાજાને જરાક વધારે શ્રમ પડવાથી તેઓ કંઈક અસ્વસ્થ જણાવા લાગ્યા પણ વિજયાદશમીને દિવસે સીમોલ્લંઘન સમારભ અને દરબાર હમેશાંની જેમ દબદબાથી કરવામા આવ્યો દશેરા પછી મહારાજાની તબિયત વધુ લથડવા લાગી ઝાંસીમાના અનેક નામાંકિત વૈદ્યોના ઉપચાર ચાલુ થયા મહારાજ સદાએ પ્રજાને સુખી અને મનોવી

કરવા તરફ લક્ષ્ય આપતા હોવાથી તેમની કારકિર્દી બધાને રામ-રાજ્યના જેવી લાગતી તેથી મહારાજાની તબિયત સુધરે અને તેમને આરામ થાય તે માટે લોકોએ અનુષ્ઠાનો બેસાડ્યા પરન્તુ સગ્રહણીનો વિકાર વધ્યો અને મહારાજાને પથારીવશ જ રહેવુ પડયુ ચિહ્નો વિપરીત દેખાવા લાગ્યા રાણીની ચિંતા વધી અને રાત ને દિવસ અન્નપાણીનો ત્યાગ કરીને તે પતિના સાનિધ્યમાં રહેવા લાગ્યા અને પરમેશ્વરનું નામસ્મરણ કરવા લાગ્યા દરનારીઓના મુખ ઉપરથી પણ નૂર ઊડી ગયુ હતુ

નવેમ્બર મહિનાના બે અઠવાડિયા આવી રીતે પસાર થઈ ગયા. ત્રીજુ અઠવાડિયુ બેસતાં જ તબિયતના ચિહ્નો વધારે વિપરીત થતા ગયા સસ્થાનના દીવાન નૃસિંહરાવ તેમ જ મહારાજાના સસરા મોરોપત તામ્બેએ મહારાજાની પાસે જઈને સસ્થાનના ભાવિ વિશે વાત શરૂ કરી તે વખતે તેમણે જવાબ આપ્યો કે ' મારી તબિયત વિશે હજી મને નિરાશા થઈ નથી, તોપણુ હિંદુધર્મ પ્રમાણે દત્તક લેવાની મારી ઇચ્છા છે, તે માટે અમારા કુટુમ્બના વાસુદેવરાવ નેવાલકરના પુત્ર આનંદરાવને હું પસદ કરુ છુ તે અમારા સબધી જ છે હવે વિલબ કર્યા વિના દત્તકવિધાનની તૈયારી કરો અને હિંદુધર્મ પ્રમાણે હોમહવન કરીને દત્તકવિધાનનો સમારંભ આરોપી લો ” આનદરાવની ઉમર આ વખતે કેવળ પાચ વર્ષની હતી તોપણુ તે ખૂબ હોશિયાર અને પાણીદાર હોવાથી મહારાણી લક્ષ્મીબાઈ અને ખુદ મહારાજા ગગાધરરાવે તેને જ દત્તક તરીકે પસંદ કર્યો મહારાજાની ઇચ્છા પ્રમાણે યથાશાસ્ત્ર દત્તકવિધાન કરવામા આવ્યુ તે વખતે ઝાંસી શહેરના બધા આગેવાન માણસો સમારભમા હાજર હતા ઝાંસીના પોલિટિકલ આસિસ્ટન્ટ એજન્ટ મેજર એલિસ અને લશ્કરી અધિકારી કેપ્ટન માર્ટીન બન્ને ખાસ નિમત્રણથી દત્તકવિધાનના સમારભ વખતે હાજર હતા આ બધાની રૂબરૂમા દત્તવિધાન થયુ અને આનદરાવનું નામ દામોદરરાવ ગંગાધર પાડવામા આવ્યુ મહારાજાએ

વચનનો શબ્દાર્થ ન લેતા ભાવાર્થ લેવો જોઈએ આ ઉદ્ગારથી તે એમ કહેતા કે 'અમો દેશી રાજાઓની સ્થિતિ અંગ્રેજ સરકાર આગળ સ્ત્રીઓની જેમ પરાધીન છે' તેમણે એક વખતે રેસિડેન્ટને ઓઢામોઢ કહેલુ કે "હિંદુસ્તાનના સર્વે રાજાઓને અંગ્રેજ બહાદુરે બંગડીઓ પહેરાવી છે નહિ તો તમે દૂર દેશના વાસીઓ આ દેશમા આવ્યા અને અમને તાબે કર્યા એનો અર્થ અમે બંગડી પહેરી છે એવો નહિ તો બીજો શો હોઈ શકે?"

મહારાજ ગગાધરરાવે પ્રયાગ કાશી અને ગયા એ ત્રિસ્થલીની યાત્રા કરી અને પોતાની સાધનસંપત્તિને છાજે એવુ ધર્મદાન કર્યું કાશીક્ષેત્રમાં આવીને મહારાણી લક્ષ્મીબાઈએ પોતાની જન્મભૂમિનું પુનઃ દર્શન કર્યું મહારાજ ગંગાધરરાવ કાશીની જાત્રા કરીને પાછા ઝાંસી પધાર્યા ત્યારે મોટો આનંદોત્સવ કરવામા આવ્યો તે જ વર્ષમા એટલે સવત્ ૧૯૦૮ના માર્ગશીર્ષ સુદિ ૧૧ને દિવસે મહારાણી લક્ષ્મીબાઈએ એક પુત્રરત્નને જન્મ આપ્યો પુત્રજન્મ વખતે આખા શહેરમા સાકર વહેંચવામા આવી અને મહારાજાએ એક મોટો ઉત્સવ કરાવ્યો પરંતુ દુર્ભાગ્યે તે પુત્ર ત્રણ માસનો થઈને મરી ગયો. મહારાજાને એ વાતનું પારાવાર દુખ થયુ

પુત્રશોકનો કારી ઘા લાગવાથી મહારાજાની તબિયત લથડવા લાગી પાછલી વયમા પુત્ર સાંપડેલો અને તે મૃત્યુ પામ્યો તેથી તેમના મનને જબરો આઘાત થયો હોય તો નવાઈ નથી ઈ સ ૧૮૫૩ના વર્ષમા નવરાત્રનો મોટો ઉત્સવ ચાલતો હતો ત્યારે મહારાજાને જરાક વધારે શ્રમ પડવાથી તેઓ કઈક અસ્વસ્થ જણાવા લાગ્યા પણ વિજયાદશમીને દિવસે સીમોલ્લઘન સમારંભ અને દરબાર હમેશાની જેમ દબદબાથી કરવામા આવ્યો દશેરા પછી મહારાજાની તબિયત વધુ લથડવા લાગી ઝાંસીમાના અનેક નામાંકિત વૈદ્યોના ઉપચાર ચાલુ થયા મહારાજા સદાએ પ્રજાને સુખી અને સતોષી

ગદ્ગદિત થયું અને જે વખતે મેજર એલિસના હાથમાં તેમણે ખલીતો આપ્યો અને તેમની ઇચ્છા પરિપૂર્ણ કરવાને તેને અંતઃકરણપૂર્વક વિનંતિ કરી તે વખતે મેજર એલિસનું અંતઃકરણ પણ ખૂબ જ દ્રવ્યું અને તેણે મહારાજાને આશ્વાસન આપ્યું કે ' હું આપનો ખલીતો બ્રિટિશ સરકાર ઉપર મોકલી દઈશ અને મારાથી બનતું બધું જ કરી છૂટીશ. ' મહારાજાને અતિશય અશક્તિ આવી ગઈ અને સહેજ ગ્લાનિ થઈ, તે જોઈને મેજર એલિસ અને કેપ્ટન માર્ટીન તેમને ઔષધોપચાર કરાવીને પોતાને બંગલે ગયા. મહારાણી લક્ષ્મીબાઈ આ બધો વખત મહારાજાની પાસેના ચકના પડદાની પાછળ બેઠાં હતાં. સાહેબ લોકના ગયા પછી તે બહાર મહારાજાની પાસે આવ્યાં. આ વખતે તેમના મનની જે હાલત થઈ તેનું વર્ણન થઈ શકે એવું નથી.

મેજર એલિસે બંગલે ગયા પછી સવારમાં બનેલો બધો વૃત્તાંત બુંદેલખંડના પોલિટિકલ એજન્ટ મેજર માલકમને લખી મોકલ્યો. તેમાં તેણે લખ્યું કે ' આજ સવારે અમે મહારાજાની વિનંતિ ઉપરથી રાજમહેલમાં ગયા હતા. મેં અને કેપ્ટન માર્ટીને તેમની મુલાકાત લીધી હતી. પરંતુ મને લખતાં ઘણું જ દુઃખ થાય છે કે મહારાજાની તબિયત બહુ જ બગડી ગઈ છે. આ સાથેનો ખલીતો મહારાજાની સમક્ષ મને વાંચી બતાવવામાં આવ્યો છે. એ સમાપ્ત થતી વખતે મહારાજાને મૂર્ચ્છા આવી અને અમે રાજમહેલની બહાર નીકળી અમારે બંગલે આવ્યા. '

એલિસ સાહેબના ગયા પછી ઔષધોપચારને કારણે મહારાજાને વળી થોડો આરામ થયો, પણ તેમના મંદવાડથી રાણીસાહેબના મનમાં નિરંતર ચિંતા થયા કરતી હતી તે કંઈ ઓછી થઈ નહિ. ચિંતાથી તેમના મુખ ઉપરનું નૂર ઊડી ગયું. પણ એવામાં મહારાજાને જરાક ઊંઘ આવી અને આરામ થયો એટલે તેમના જીવમાં જીવ આવ્યો. તબિયતે વળી પાછો ઊથલો ખાધો, એટલે રાણીનું મન

ખૂબ આનંદપૂર્વક પોતાને હાથે દામોદરના મોઢામાં સાકર મૂકી અને રિવાજ પ્રમાણે સર્વે નિમંત્રિતોને પાનગુલાબ અને પોશાક વહેંચવામાં આવ્યાં. મહારાજાને થયું કે 'મને પુત્ર પ્રાપ્ત થયો' અને તેમણે ઊંડો સંતોષ અનુભવ્યો.

દત્તકવિધાન થઈ ગયા પછી મહારાજાએ દીવાન નૃસિંહરાવ અને મામાસાહેબને પોતાની પાસે બોલાવ્યા અને તેમને એક ખલીતો તૈયાર કરવાનું કહ્યું. ખલીતો લખાતો હતો ત્યારે ઝાંસીનો પોલિટિકલ આસિસ્ટન્ટ એજન્ટ મહારાજની સમીપમાં જ બેઠો હતો. મહારાજાએ ખલીતો પોતાને હાથે એલિસ સાહેબના હાથમાં આપ્યો. એ ખલીતામાં નીચે પ્રમાણે લખ્યું હતું:—

'બ્રિટિશ સરકારની સત્તા બુંદેલખંડમાં સ્થપાઈ ત્યાર પહેલાંથી મારા પૂર્વજોએ તેમને કેવી જાતની મદદ કર્યા કરી છે તે યુરોપખંડમાં પણ સહુ જાણે છે. મેં પણ તેમને જ પગલે ચાલીને બ્રિટિશ સરકાર સાથે વફાદારીનું વર્તન રાખ્યું છે, તેની આજ સુધી અહીં આવી ગયેલા અનેક પોલિટિકલ એજન્ટોને પૂરેપૂરી રીતે ખબર છે. મારી સાથે જ મારા કુળનો અંત ન આવે તેથી મેં બ્રિટિશ સરકાર સાથે થયેલી સંધિની બીજી કલમ પ્રમાણે આનંદરાવ નામના પાંચ વર્ષના છોકરાને દત્તક લઈને તેનું નામ દામોદરરાવ પાડ્યું છે. આ છોકરો મારા જ કુળનો છે અને તે મારા પ્રપિતામહના વંશનો હોઈને મારો ભત્રીજો થાય છે જો આ માંદગીમાં મારો દેહ પડે તો મારી બ્રિટિશ સરકાર પ્રત્યેની આજ સુધીની વફાદારી લક્ષ્યમાં લઈને આ છોકરા ઉપર સરકારે મહેર નજર રાખવી તેમ જ મારી પત્ની હયાત છે ત્યાંસુધી સંસ્થાનની માલેક તેમ જ આ દત્તક પુત્રની તેને માતા સમજીને તેને સંસ્થાનનો કારભાર સોંપવો. તેને કોઈ પણ વાતે કનડગત થાય નહિ તે જોવું'

આ ખલીતો આપતી વખતે મહારાજાનું અંતઃકરણ અત્યન્ત

ગદ્દગદિત થયું અને જે વખતે મેજર એલિસના હાથમાં તેમણે ખલીતો આપ્યો અને તેમની ઇચ્છા પરિપૂર્ણ કરવાને તેને અંતઃકરણપૂર્વક વિનંતિ કરી તે વખતે મેજર એલિસનું અંતઃકરણ પણ ખૂબ જ દ્રવ્યું અને તેણે મહારાજાને આશ્વાસન આપ્યું કે ' હું આપનો ખલીતો બ્રિટિશ સરકાર ઉપર મોકલી દઈશ અને મારાથી બનતું બધું જ કરી છૂટીશ.' મહારાજાને અતિશય અશક્તિ આવી ગઈ અને સહેજ ગ્લાનિ થઈ, તે જોઈને મેજર એલિસ અને કેપ્ટન માર્ટીન તેમને ઔષધોપચાર કરાવીને પોતાને બંગલે ગયા. મહારાણી લક્ષ્મીબાઈ આ બધો વખત મહારાજાની પાસેના ચકના પડદાની પાછળ બેઠાં હતાં. સાહેબ લોકના ગયા પછી તે બહાર મહારાજાની પાસે આવ્યાં. આ વખતે તેમના મનની જે હાલત થઈ તેનું વર્ણન થઈ શકે એવું નથી.

મેજર એલિસે બંગલે ગયા પછી સવારમાં બનેલો બધો વૃત્તાંત બુંદેલખંડના પોલિટિકલ એજન્ટ મેજર માલકમને લખી મોકલ્યો. તેમાં તેણે લખ્યું કે ' આજ સવારે અમે મહારાજાની વિનંતિ ઉપરથી રાજમહેલમાં ગયા હતા. મેં અને કેપ્ટન માર્ટીને તેમની મુલાકાત લીધી હતી. પરંતુ મને લખતાં ઘણુ જ દુઃખ થાય છે કે મહારાજાની તબિયત બહુ જ બગડી ગઈ છે. આ સાથેનો ખલીતો મહારાજાની સમક્ષ મને વાંચી બતાવવામાં આવ્યો છે. એ સમારંભ થતી વખતે મહારાજાને મૂર્છા આવી અને અમે રાજમહેલની બહાર નીકળી અમારે બંગલે આવ્યા.'

એલિસ સાહેબના ગયા પછી ઔષધોપચારને કારણે મહારાજાને વળી થોડો આરામ થયો, પણ તેમના મંદવાડથી રાણીસાહેબના મનમાં નિરંતર ચિંતા થયા કરતી હતી તે કંઈ ઓછી થઈ નહિ. ચિંતાથી તેમના મુખ ઉપરનું નૂર ઊડી ગયું. પણ એવામાં મહારાજાને જરાક ઊંઘ આવી અને આરામ થયો એટલે તેમના જીવમાં જીવ આવ્યો. તબિયતે વળી પાછો ઊથલો ખાધો, એટલે રાણીનું મન

વ્યગ્ર થઈ ગયુ આમ ને આમ માજના ચાર વાગ્યા હજારો લોકો મહેલ આગળ એકઠા થઈને પૂછવા લાગ્યા કે ' મહારાજાને કેમ છે ? ' એવામા મેજર એલિસ મુલાકાતે આવે છે એની ખબર લઈને રેસિડેન્સી આથી એક સવાર આવ્યો આ વખતે મહારાજાને બિલકુલ ઠીક નહોતુ બોલાતું બધ થઈ ગયુ હતું અને શરીરનું ભાન રહ્યું નહોતુ તેથી એ સવારની સાથે કહેવડાવવામા આવ્યુ કે ' હવે મહારાજાની મુલાકાત થવી શક્ય નથી '

મહારાજાની આ અવસ્થા જોઈને રાણીનો કઠ ભરાઈ આવ્યો, તેમની આખોમાથી શ્રાવણ ભાદરવો વરસવા લાગ્યો શોકના આવેશમા તે બોલી ઊઠયા ' હે કુળદેવી મહાલક્ષ્મી ! જો તારે આવુ જ કરવુ હોય તો હે મા ! મને જ તુ પ્રથમ તારી પાસે બોલાવી લે " રાણીસાહેબના આ આક્રદથી મામાસાહેબ વગેરેએ તેમની પાસે જઈને તેમને દિલાસો આપ્યો મહારાજાને કેટલીક અમૂલ્ય માત્રાઓ ચટાડી માત્રાઓને કારણે મહારાજાને હોશિયારી આવી અને આખો ઉઘાડતા જ તે બોલ્યા કે ' એજન્ટ સાહેબ કયા છે ? ' પાસે બેઠેલા માણસોએ તરત જ એલિસ સાહેબને બોલાવવા એક સવાર મોકલ્યો

પહેલો સવાર રેસિડેન્સીમા પહોચ્યો તેની પાછળ પાછળ જ આ બીજો સવાર જઈ પહોચ્યો તેણે એજન્ટ સાહેબને જણાવ્યુ કે ' મહારાજા સાહેબ આપને મળવા ઇચ્છે છે ' તાબડતોબ મેજર એલિસ દાક્તર એલનને લઈ રાજમહેલમા જઈ પહોચ્યો એલિસને જોતા જ મહારાજાને આનદ થયો અને તેની સાથે વાત કરવાનો તે પ્રયાસ કરવા લાગ્યા, પણ પેલી હોશિયારી તો માત્રાને લીધે હતી, તેનાથી કઈ વાત કરવાની શક્તિ આવી નહોતી એલિસ સાહેબે તેમને બોલવાની તકલીફ ન લેવા દેતા દાક્તરને તેમની તબિયત તપાસવાનું કહી ઔષધ લેવાની આગ્રહપૂર્વક વિનતિ કરી. મહારાજાની ધર્મભાવના અગ્રેજી ઔષધ લેવાની ના પાડતી હતી છેવટે દાક્તરે

ગંગાજળમાં ઔષધ બનાવી આપવાનું કહ્યું ત્યારે તૈયાર થયા. દાક્તર અને એલિસ પોતપોતાને બંગલે ગયા. દાક્તરે ગંગાજળમાં દવા બનાવીને મોકલી પણ તે નજરે પડતાં જ મહારાજાએ તે લેવાની ના પાડી. *કોઈનું કંઈ ચાલ્યું નહિ.*

મહારાજાએ એલિસ સાહેબને જ્યારે એક ખલીતો આપેલો ત્યારે તેમણે બીજો એક ખલીતો મેજર માલકમ ઉપર મોકલવાનો હુકમ કર્યો હતો. આ ખલીતામાં તેમણે ઝાંસી સરકારના મૂળ પુરુષ શિવરામભાઉ સાથે બ્રિટિશ સરકારે ઝાંસી સંસ્થાન તેમના વંશમાં ચાલુ રહેશે એવી કબૂલત આપી હતી, તે ટાંકીને જણાવ્યું હતું કે બ્રિટિશ સરકાર પોતાનું વચન પાળશે જ અને ઝાંસીનો કારભાર આનંદરાવને સોંપશે જ. એમને પૂરેપૂરી ખાતરી હતી કે બ્રિટિશ સરકાર સુલેહની શરતોનું પૂરેપૂરુ પાલન કરશે, અને ઝાંસી સંસ્થાનના રાજાઓનું નામ ચિરકાળ ચાલ્યા કરશે. અને તેથી આ ખલીતામાં રાણી લક્ષ્મીબાઈ વિશે કઈ પણ ઉલ્લેખ કર્યો નહોતો. તેમની તબિયત તો લથડતી ગઈ અને દત્તકવિધાનને બીજે જ દિવસે એટલે તા. ૨૧ નવેમ્બરને દિવસે તેમનુ અવસાન થયું. મરણના સમાચાર આખા શહેરમાં ફરી વળતાં જ લોકો શોક કરવા લાગ્યા. રાજમહેલ શોકના અંધકારથી શૂન્ય થઈ ગયો. મહારાણી લક્ષ્મીબાઈ પણ ધીરજ ન રહેવાથી છૂટે મોએ વિલાપ કરવા લાગ્યાં.

મહારાજ ગંગાધરરાવને રિવાજ પ્રમાણે અન્ત્યેષ્ટિ સંસ્કાર કરવામાં આવ્યો. આખુ ઝાંસી શહેર મહારાજાની પછવાડે સ્મશાનમા ગયું. પોલિટિકલ એજન્ટ મેજર એલિસ અને ઝાંસીના બીજા મોટા મોટા યુરોપિયન અમલદારો શોકનો પોશાક પહેરીને સ્મશાનમાં ગયા. સ્મશાનથી પાછા આવ્યા પછી મેજર એલિસ અને કેપ્ટન માર્ટીન ઇત્યાદિ દેવેલરીના થોડાક માણસો લઈને મહારાણીને આશ્વાસન આપવા રાજમહેલમાં ગયો. આ વખતે રાણીસાહેબ

શોકસાગરમાં ડૂબી જવાથી તેમની સ્થિતિ એટલી બધી કરુણાજનક થઈ ગઈ હતી કે તે જોઇને પથ્થર પણ પીગળે. મેજર એલિસનું અંતઃકરણ પણ દ્રવ્યું. અને બધું તમારી ઇચ્છા પ્રમાણે થશે એવું આશ્વાસન આપી અને રાણીસાહેબને શોક ન કરવાને વારેવારે વિનતિ કરી તે રાજમહેલમાંથી ખજાનાનો બંદોબસ્ત કરવા કિલ્લામાં ગયો.

ઝાંશીનો કિલ્લો મજબૂત અને પ્રચંડ હોવાથી ખજાનો અને કેદીઓ કિલ્લામાં રહેતા. ખજાનામાં સુમારે ૨૪૫૭૩૮ રૂપિયાની કીમતનું સોનારૂપાનું નાણું હતુ. ખજાનાનાં સર્વે બારણાં મેજર એલિસ અને જયાનાથ પંડિતે બરોબર તપાસી તેની ઉપર મહોર છાપ કરી કિલ્લાના રક્ષણ માટે સિંધિયાની કંટિજન્ટ ફોજમાંથી છઠ્ઠી પલટણના ૧૦૦-૧૨૫ માણસોની એક ટુકડી ખડે પહેરે ત્યાં મૂકી. મહારાજાના મરણથી સંસ્થાનમાં કંઈ ગડબડ ન થાય તે માટે તેણે સંસ્થાનના દીવાન કારભારી વગેરેને મળી બંદોબસ્ત કરાવ્યો. કેપ્ટન માર્ટીને લશ્કરી બંદોબસ્ત ઘણો સારો રાખ્યો

આ પછી મહારાજા ગંગાધરરાવના મૃત્યુના સમાચાર અને દત્તકવિધાનની ખબર પોતાના ઉપરી અધિકારી મેજર માલકમ તરફ તેણે મોકલી આપી. મેજર માલકમને એલિસના પત્ર ઉપરથી મહારાજ ગંગાધરરાવના મૃત્યુના સમાચાર મળ્યા. તેણે તા. ૨૫મી નવેમ્બરે હિંદુસ્તાનના પરરાજ્ય સંબંધી સેક્રેટરીને નીચે પ્રમાણે એક પત્ર લખ્યો:

" ગ્વાલિયર, બુંદેલખંડ અને રેવા સંસ્થાનના પોલિટિકલ એજન્ટ મેજર ડી. એ. માલકમ તરફથી હિંદુસ્તાનની સરકારના ફોરીન ડિપાર્ટમેન્ટના સેક્રેટરી તરફ, સુ. ફોર્ટ વિલિયમ.

૧. નામદાર ગવર્નર-જનરલ-ઇન-કાઉન્સિલને જણાવતાં મને અત્યંત દિલગીરી થાય છે કે ઝાંશીના મહારાજ ગંગાધરરાવ તા. ૨૧ નવેમ્બરે ઝાંશીમાં દેવલોક પામ્યા છે.

૨. મૃત્યુની પૂર્વે એક દિવસ મહારાજાએ પાંચ વર્ષની વયના દામોદરરાવ ગંગાધર ઉર્ફે આનંદરાવ નામના છોકરાને દત્તક લીધો

છે. તે તેમનો બત્રીજો થાય છે એમ તેમણે લખ્યું છે, પરંતુ ખરું જોતાં મને લાગે છે કે તે મહારાજાના મુખ્ય પૂર્વજ રઘુનાથરાવથી પાંચમો પુરુષ છે, એટલે અંગ્રેજી રીતરિવાજ પ્રમાણે તેને મહારાજના પ્રપિતામહ તરફનો પિતરાઈ માનવો જોઈએ.

૩. તા. ૨૦મીએ મહારાજ અને મેજર એલિસને મુલાકાત થઈ હતી તે સંબંધમાં મેજર એલિસ તરફથી મારી ઉપર આવેલા પત્રો નામદાર ગવર્નર-જનરલના અવલોકનાર્થે આ સાથે બીડયા છે. મહારાજાએ આનંદરાવને દત્તક લીધો તેના સંબંધે સવિસ્તર હકીકત-વાળો એક ખલીતો જે મારી ઉપર આવેલો છે તે પણ આ પત્રોની સાથે સામેલ કરેલો છે.

૪. ઝાંસી સંસ્થાનાધિપતિએ મૃત્યુ સમયે એકાએક દત્તક લેવાનો વિચાર કર્યાથી ઝાંસી દરબારના પ્રત્યેક માણસને આશ્ચર્ય થયું હશે એમ મને લાગે છે, કારણ કે ઘણું કરીને સંસ્થાનની સર્વ માલમિલકત રાણીની હયાતી સુધી તેના કબજામાં સોંપવાની અંગ્રેજ સરકારને તે વિનંતિ કરશે એવું સૌ કોઈ ધારતું હતું. બ્રિટિશ સરકારની સાથે સૌથી પ્રથમ સુલેહ કરનાર શિવરામભાઉના વંશમાં કોઈ વારસ રહેલો નથી અને પાસેનાં સગાંમાગવાંમાં પણ પુત્ર નથી, એટલે સંભવિત છે કે દત્તક લેવાની કલ્પના તેમને એકાએક ઉત્પન્ન થઈ હશે.

૫. હિંદુસ્તાન સરકારની જાણ માટે, ઝાંસી સંસ્થાનના અધિપતિનું એક વંશવૃક્ષ હું આ સાથે બીડું છું. તે બરોબર હશે એવો મને ભરોસો છે. એ વંશવૃક્ષ ઉપરથી જણાઈ આવશે કે જે છોકરાને હમણાં દત્તક લીધો છે તે મહારાજ ગંગાધરરાવના પૂર્વજ રઘુનાથરાવ પહેલાના વંશનો છે.

૬. મેજર એલિસને મે તા. ૨જીના રોજ જે સૂચનાપત્ર લખ્યો છે, અને જેની નકલ હિંદુસ્તાન સરકારને તા. ૩ જી ને દિવસે બીડેલી છે, તેમાંની સૂચના પ્રમાણે મેજર એલિસ વર્તે છે અને

સરકારનો ઝાંસી સંસ્થાનની વ્યવસ્થા વિશે ઉત્તરનો હુકમ આવે ત્યાં-સુધી, તે મરહૂમ રાજાસાહેબે કરેલા દત્તકવિધાન સંબંધે બિલકુલ લક્ષ્ય આપનાર નથી.

૭ ઝાંસીના રાજાઓ સાથે બ્રિટિશ સરકારને કેવો સબંધ છે તેની સંક્ષિપ્ત માહિતી અત્રે આપી છે તે ઉપરથી ઝાંસીના રાજાઓને પોતાના સંસ્થાનના વારસા માટે દત્તક લેવાનો અધિકાર છે કે નહિ એ વિશે મને ઘણો સંશય રહે છે, તેનો નિર્ણય કરવામાં આ હકીકત ઠીક થઈ પડશે.

૮ સન ૧૮૦૪ માં બુંદેલખંડ સાથે આપણો સંબંધ થતાં જ શિવરામભાઉ સાથે, પેશવાના નોકર અને માંડલિક તરીકે સુલેહ થઈ હતી. ૧૮૧૭ માં જ્યારે પેશવા સરકારે ઝાંસી સંસ્થાન ઉપરના સર્વ હક્ક બ્રિટિશ સરકારને સોંપ્યા હતા ત્યારે આપણે શિવરામભાઉના ભત્રીજા રામચંદ્રરાવને ઝાંસી સંસ્થાનના વંશપરંપરાના માલિક તરીકે કબૂલ રાખ્યો હતો. તે પ્રમાણે સન ૧૮૩૨ માં આપણે ઝાંસીના સૂબેદારોને ' રાજા 'નો ઇનકાબ આપ્યો હતો

૯. રામચંદ્રરાવ ૧૮૩૬ માં મરણ પામ્યા ત્યારે તેમને પુત્રસંતાન ન હોવાથી સંસ્થાનને ખાલસા કરવું કે નહિ તે સંબંધે ચર્ચા થઈ હતી. પરંતુ તે વખતે શિવરામભાઉના રઘુનાથરાવ અને ગંગાધરરાવ નામના બે પુત્ર હયાત હતા તેથી સંસ્થાન તેમને ચલાવવા દેવું એવો ઠરાવ થયો હતો, પરંતુ હવે ગંગાધરરાવના મૃત્યુથી તેમના વંશનો અંત આવ્યો છે

૧૦. મારે અત્રે એ પણ જણાવવું જોઈએ કે સન ૧૮૩૫ માં જ્યારે રામચંદ્રરાવ મરણ પામ્યા ત્યારે તેમનો એક દત્તક અને તેમની આજ્ઞે લીધેલો બીજો દત્તક એ બે જણાએ સંસ્થાન ઉપર પોતાનો હક છે એમ કહેવા માંડ્યું હતું, પરંતુ તે વખતે તેમનો હક નામંજૂર કરવામાં આવ્યો હતો તે વખતના કાગળપત્રો હાલ મારી પાસે હશે એ કાગળો ઉપરથી જણાશે કે ઝાંસી સંસ્થાન જે શરતે અંગ્રેજી

હકુમતમાં ચાલે છે તે શરત પ્રમાણે ઝાંશી સંસ્થાનના રાજાને કિંવા તેની વિધવા રાણીને સાર્વભૌમ સરકારની પરવાનગી વગર દત્તક લેવાનો હક નથી.

૧૧. મહારાજ ગંગાધરરાવે પોતાની પાછળ જે સ્ત્રીના હાથમાં સર્વ રાજ્યવ્યવસ્થા સોંપવાની ઇચ્છા જણાવી છે તે સ્ત્રી ઘણી જ માનનીય અને લોકપ્રિય છે, અને સંસ્થાનનો કારભાર સારી રીતે ચલાવવાને સંપૂર્ણપણે સમર્થ છે. પરંતુ એકંદર હકીકત ઉપરથી અત્યારના સંજોગો પ્રમાણે સરકાર આ સંસ્થાન ખાલસા કરવાના પોતાના હકને વિલંબમાં નાખશે એમ મને લાગતું નહિ હોવાથી મને ભરોંસો છે કે સરકાર પોતાની પાસેથી રાણી-સાહેબને તેમના કૈલાસવાસી પતિની સર્વ મિલકત અને ઝાંશીમાંનો રાજમહેલ અને તેમના વિશાળ કુટુંબના માણસો સુખેથી રહી શકે તે માટે તેમની યોગ્યતા પ્રમાણે તેમને વર્ષાસન બાંધી આપવામાં આવશે એવું આશ્વાસન આપવાની મને પરવાનગી મળવી જોઈએ.

૧૨. રાણીસાહેબને માટે અમુક જ રકમ ઠરાવવી એ જરા કઠણ છે. બુંદેલખંડમા સ્થાપિત થયેલાં રાજકુટુંબોમાં તે એક જ છેવટનું રાજકુટુંબ રહ્યું છે અને હવે પેશવા સરકાર તેમ જ વિનાયકરાવ પાસેથી ધર્માર્થ રકમ મળવાની જેમને આશા રહી નથી તેવા આશ્રિત માણસો હવે રાણીસાહેબને આશ્રયે આવશે. સરકારે આ બધી બાબતો ધ્યાનમાં લઈ રાણીસાહેબને ભરપૂર મોટી રકમનું વર્ષાસન બાંધી આપવું જોઈએ અને મારા ખ્યાલ પ્રમાણે તે ઓછામાં ઓછું દર માસે ૫૦૦૦ રૂપિયાથી ઓછું હશે તો નહિ જ ચાલે એમ મારું નમ્ર માનવું છે.

૧૩. ઘણા સમય સુધી ઝાંશી સંસ્થાન આપણા અમલ નીચે હતું અને મેજર રોસે તેની જે વ્યવસ્થા કરી હતી તે સરળ રીતે ચાલતી હતી. તે ઉપરથી મને લાગે છે કે સરકાર આ સંસ્થાન

ખાલસા કરવાનો વિચાર કરે ત્યારે તેની વ્યવસ્થા પડોશી સિંધિયા સરકારના પ્રાન્તો પ્રમાણે કરતા કંઈ મુશ્કેલી આવશે નહિ

૧૪ જ્યારે સરકાર આ સંસ્થાન મારા તાબામા લેવાનું ફરમાવશે ત્યારે હુ તેમ કરવાને તૈયાર છુ પરતુ મને તેમ જ મારા મદદ-નીશ મેજર એલિસને વસૂલાતી ખાતાનો ઝાઝો અનુભવ નથી અને અમારે ગ્વાલિયર અને બુંદેલખંડમા ઘણુ કામ હોવાથી દૂરના પ્રાતમા વારંવાર જવુ આવવુ પડે, તેથી હું વિનતિ કરૂ છુ કે બુદેલખડમા જે જિલ્લાઓ જબલપુરના કમિશ્નર કેપ્ટન ઓસ્ટિનને સોપેલા છે તેની સાથે ઝાશી સસ્થાન પણ તેને સોપવુ ઠીક થઈ પડશે

| | |
|---|---|
| પો એજન્સી ઓફિસ | (સહી) ડી એ માલકમ |
| , કેમ્પ પબા | ગ્વાલિયર, બુંદેલખડ અને રેવાનો |
| તા ૨૫ નવેમ્બર ૧૮૫૩ | પો એજન્ટ" |

આ પત્રનું પરિણામ શુ આવે ? તેની પોતાની જ મનોવૃત્તિ ઝાશીને ખાલસા કરવાની હોય ત્યા બીજી આશા પણ શી રાખી શકાય ? લોર્ડ ડલહૌસીની ઇચ્છા ઉપરથી સતારા નાગપુર અને તજાવર જેવા મોટા રાજ્યોને રેસિડેન્ટોએ બિનવારસી ઠરાવી કપની સરકારના રાજ્યમાં સામેલ કરી દીધા તો આ નાનકડા ઝાંશીના શા ભાર ? એટલે મેજર માલકમનો પત્ર પહોચતા જ ઝાશીના બદોબસ્તની તૈયારી થવા માંડી સિંધિયા સરકારની કન્ટિજન્ટ ફોજની છઠ્ઠી પલટણનો એક ભાગ તેમ જ બગાલ નેટિવ ઇન્ફન્ટ્રીની પલટણ ઝાશીમાં મૂકવામાં આવી તેમ જ ઝાશી અને કરેરાના કિલ્લાના બદોબસ્ત માટે બ્રિગેડિયર પાર્સન્સ પાસેથી બીજી ચાર પલટણો મગાવવામા આવી

આ તરફ રાણીસાહેબ તેમ જ કારભારી મંડળને પૂરી ખાતરી હતી કે મહારાજા સાહેબે મરણપૂર્વે જ ઝાશી સસ્થાનનો કારભાર દામોદરરાવના નામે ચલાવવાનું ખલીતામાં જણાવ્યુ હતું એટલે સરકાર એ જ પ્રમાણે કરશે ઈ સ. ૧૮૧૭મા રામચદરાવ સાથે થયેલા કરાર પ્રમાણે ઝાશી સસ્થાન વશપરંપરા ચલાવવાનું વચન

આપ્યું હતું અને વળી સંસ્થાના અધિપતિઓએ હમેશાં વફાદારી જ દેખાડી હતી તે બધું બ્રિટિશ સરકારના પ્રતિનિધિઓ ભૂલી ગયા. માલકમ સાહેબનો પત્ર કલકત્તા પહોંચતાં જ કાઉન્સિલ ઑફ ઈંડિયાના મેંબરો, પ્રેસિડેન્ટ ઑનરેબલ જે. ડોરીન વગેરેએ ઠરાવ્યું કે ગવર્નર-જનરલ અયોધ્યામાં છે ત્યાંથી કલકત્તામાં આવે ત્યાંસુધી દત્તકવાળા પ્રશ્નને એમનો એમ જ રહેવા દેવો અને રાજ્યકારભારમાં કોઈ પ્રકારનો ફેરફાર કરવો નહિ; એજન્ટે સંસ્થાનમાં સુલેહશાંતિ જાળવવાને વધારે કાળજી રાખવી અને લશ્કરની જરૂર પડે તો તરત બ્રિગેડિયર પાર્સન્સ પાસેથી તે મંગાવી લેવું. ઝાંશીના પોલિટિકલ એજન્ટને આ પ્રમાણે ફરમાન મોકલવામાં આવ્યું.

# ૬. આસુરી સામ્રાજ્ય-લાલસા

ઈસ્ટ ઈંડિયા કંપનીને ઈ સ ૧૭૧૨ માં હિંદુસ્તાનમાં કેવળ વેપાર કરવાની પરવાનગી મેળવવાને વાસ્તે ભગીરથ પ્રયત્ન કરવો પડ્યો હતો તે સો વરસના ગાળામાં લગભગ આખા હિંદુસ્તાનની સ્વામી થઈને બેસે એ આશ્ચર્યકારક લાગે એવી ઘટના છે ઈ સ ૧૭૫૨ માં જેની પાસે ફક્ત ત્રણ વખારો અને ત્રીસ ચોરસ માઈલ જેટલી જમીન હતી તે કંપની પાસે ઈ. સ ૧૮૫૭ માં ૬,૫૦,૦૦૦ ચોરસ માઈલની માલેકી આવી સો વર્ષના ગાળામાં એટલું મોટું સામ્રાજ્ય પ્રાપ્ત કરનાર અંગ્રેજ પ્રજા માટે આપણા દિલમાં અહોભાવ પેદા થાય એ પણ શક્ય છે પરંતુ સામ્રાજ્યોની સ્થાપના કે પ્રસાર અકસ્માતથી થતો હોતો નથી જે મુલક ઉપર તે સ્થપાય છે ત્યાંના લોકોની શક્તિ, વૃત્તિ અને પરિસ્થિતિ એમાં જેટલો ભાગ ભજવે છે તેના કરતાં યે સામ્રાજ્ય સ્થાપનાર લોકોની આસુરી વૃત્તિ, દાવતરાખોરી અને ગુંડાગીરી વિશેષ ભાગ ભજવે છે વેપાર કરવા આવેલી ઈસ્ટ ઈંડિયા કંપની રાજ્યસત્તાધારી કંપની સરકાર કેવી રીતે બની એનો આખો ઈતિહાસ આની સાક્ષી પૂરે છે

દરેક પ્રજાએ અનાદિકાળથી સાધના કરીને અને ઘડાઈ ઘડાઈને પોતાનો એક આદર્શ નક્કી કરેલો હોય છે, અને એ આદર્શની સિદ્ધિ જે રીતે થાય તે રીતની જીવનપ્રણાલી ઘડી હોય છે વિધિનિષેધરહિત સત્તાશોખના કરતાં જીવનને ઉન્નત કરનારો સત્યનો શોખ રાખવો, રાગદ્વેષની ગૂંચમાં ફસાઈ જઈને આશાનિરાશા, હર્ષશોક, જયપરાજય એવાં દ્વંદ્વોમાં ઝૂલ્યા કરવું તેના કરતાં એ દ્વંદ્વોથી પર થઈને સત્ય, દયા, પવિત્રતા ઈત્યાદિ સ્થાયી ભાવોમાં નિમગ્ન રહેવું એમાં વિશેષ સંયમ વિશેષ સંસ્કારિતા અપેક્ષિત છે એ નિર્વિવાદ વસ્તુ છે પરંતુ સંસ્કૃતિના પરિપાકરૂપ ગણાતા સત્યાદિ સિદ્ધાન્તોનું પાલન કરતી વખતે વ્યક્તિ કે પ્રજા બુદ્ધિનું જીવન્તપણું વીસરી જાય

અને જાતની જેમ આ સિદ્ધાન્તો આચર્યા કરે ત્યારે આ ઉચ્ચ સિદ્ધાન્તોનું વિપરીત સ્વરૂપ આપણને જોવા મળે છે. ફ્રેંચ સરદાર ડુપ્લેએ હિંદી લોકોમાં દેશપ્રેમને ભોગે પણ સત્યપ્રેમ-નિમકહલાલીનો ગુણ જોયો ત્યારે તેને ખાતરી થઈ કે આ બેવકૂફ લોકોને હથિયાર બનાવી તેમના જ મુલક ઉપર રાજ્ય સ્થાપી શકાશે અને તેમની જ મદદથી ગમે ત્યાં સામ્રાજ્ય ફેલાવી પણ શકાશે, સામ્રાજ્ય ટકાવી પણ શકાશે. વાસ્તવિક રીતે જોતાં દેશપ્રેમ અને સત્યપ્રેમ એ પરસ્પર વિરુદ્ધ ગુણો નથી, પરંતુ બુદ્ધિપૂર્વક ન વિચારનારી પ્રજા ગમે તે એકનો અતિરેક કરીને જીવનપ્રણાલીને વિકૃત કરી મૂકે છે. દેશપ્રેમ અને વફાદારી એ ખરું જોતાં સાથોસાથ રહેનારા જ ગુણો છે, પરંતુ વફાદારી કોના પ્રત્યે એ વિવેક ન રહેવાથી મૂળે દૈવી સંસ્કૃતિવાળી હિંદી પ્રજા નિષ્પ્રાણ બની જઈને સત્યાસત્યનો વિધિનિષેધ ન રાખનારી પરંતુ ચપળ એવી આસુરી સંસ્કૃતિવાળા અંગ્રેજોની ગુલામ બની અને હિંદમાં તેમ જ હિંદ બહાર સામ્રાજ્ય જમાવવામાં તેમનું જ હથિયાર બની. હિંદી પ્રજાની ભોળાઈનો આવો લાભ પણ ઉઠાવી શકાય એ ફ્રેંચ શોધનો અંગ્રેજ પ્રજાએ પૂરેપૂરો લાભ ઉઠાવ્યો.

ઈ. સ. ૧૭૮૨માં વૉરન હેસ્ટિંગ્ઝે હિંદુસ્તાનમાં જે કાળાંધોળાં કર્યાં તે સંબંધે પાર્લામેન્ટમાં વાદવિવાદને અંતે એમ ઠર્યું હતું કે "હિંદુસ્તાનમાં આપણા રાજ્યનો વિસ્તાર કરવા અથવા મુલક હાથ કરવા યત્ન કરવો એ બ્રિટિશ સરકારની રાજ્યનીતિ, આબરૂ અને ઇચ્છાની વિરુદ્ધ છે." આ ઠરાવને છ સાત વર્ષ માંડ થયાં હશે ત્યાં તો ઈ. સ. ૧૭૯૦માં મૈસૂરના રાજા ટીપુ સુલતાને અમારા મિત્ર ત્રાવણકોરના રાજા ઉપર સવારી કરી એ બહાનું શોધીને અંગ્રેજી ગવર્નર-જનરલ લૉર્ડ કૉર્નવૉલિસે મિત્રધર્મ બજાવવા ટીપુ ઉપર તરાપ મારી અને તેનું અર્ધું રાજ્ય ઝૂંટવી લીધું. ટીપુના જ પિતા હૈદરથી સખત હાર ખાઈને તેની સાથે સંધિ કરી મુશ્કેલીની વખતે તમને મદદ કરવા અમે આવીશું એવું વચન આપનાર આ જ અંગ્રેજો હૈદર ઉપર

મરાઠાઓ ચઢી આવ્યા ત્યારે પોતાના મિત્ર હૈદરને મદદ કરવાનું પોતાનું ગજું નથી એ જોઈને હૈદરે મદદ માગી છતાં પોતાના બન્ને કાન ઉપર હાથ મૂકીને હિંદી પ્રજાના ઝઘડાથી અલગ રહેવાની અમારી નીતિ–નૉનઇન્ટરવૅન્શન પોલિસી છે એવો 'અત્રાણ્યમ્'નો ઘોષ કરવા લાગ્યા. પરન્તુ ટીપુનું અર્ધું રાજ્ય પડાવી લેવાનો જોગ સારો છે એ જોઈને લૉર્ડ કૉર્નવૉલિસનો મિત્રધર્મ જાગ્રત થઈ ગયો! આ વખતે બ્રિટિશ રાજ્યનીતિ, આબરૂ અને ઇચ્છાવાળા ઠરાવને બાજુએ મૂકીને પાર્લમેન્ટે કૉર્નવૉલિસના આ પગલા માટે આભાર માન્યો! કૉર્નવૉલિસ પછી આવનાર વેલેસ્લી તો સબ્સીડિયરી સિસ્ટમનો અજબ કીમિયો લઈને આવ્યો હતો. વગર લડાઈએ મુલક મેળવવાનો એ કીમિયો હતો. પોતે પાઈનું પણ ખર્ચ કર્યા વિના સામ્રાજ્ય જમાવવા અને ટકાવવા વાસ્તે હિંદના રાજાઓને ત્યાં સબ્સીડિયરી સેના રાખવાની આ કીમિયામાં શક્તિ હતી અને ઈસ્ટ ઇંડિયા કંપનીના ગવર્નર જનરલ વેલેસ્લીએ આ અજબ કીમિયાના જાદૂથી જોતજોતામાં હિંદુસ્તાનના ઘણા મુલક ઉપર કંપનીની સત્તા ફેલાવી દીધી. ઈંગ્લંડના યંત્રોદ્યોગને પોષવા વાસ્તે તેને હિંદુસ્તાનમાંથી કપાસ પણ લઈ જવાનો હતો અને તેથી એવા મુલક વીણી વીણીને તેને કંપનીના તાબામાં લાવવાના હતા. આ વસ્તુ પણ તે પોતાના કીમિયાદ્વારા સાધી શક્યો.

નિઝામના શાહજાદાએ બળવો કર્યો. શાહજાદાને અંગ્રેજોની છૂપી મદદ હતી. એ બળવો શમાવવા વેલેસ્લીએ નિઝામને મદદ કરવાની તત્પરતા બતાવી. લાચાર નિઝામે મદદ લીધી, શાહજાદાનો બળવો શમાવ્યો અને સબ્સીડિયરી સેના રાખીને વરાડનો રૂનો સુંદર મુલક કંપનીને કાઢી આપ્યો. આ જ લશ્કરના જોર ઉપર વેલેસ્લીએ ટીપુને પત્ર લખ્યો કે તમે ફ્રેંચો સાથે મળીને અમારી સામે કાવતરું કરો છો. ટીપુએ આનો ઇન્કાર કર્યો, પણ ટીપુ અંગ્રેજો સાથે હજી પણ મૈત્રી રાખે છે એની સાબિતી તરીકે વેલેસ્લીએ

કિનારાપરના બંદરો અને મુલકોની ભેટ માગી ! ટીપુ અંગ્રેજોનો મિત્ર હતો પણ ગુલામ નહોતો આ ભેટની માગણીથી તેને આશ્ચર્ય થયુ પણ એટલામા તો વેલેસ્લીએ તેના ઉપર આક્રમણ કર્યુ અને તેને હરાવી તેનું આખુ રાજ્ય ખાલસા કર્યું ! સરળ દિલના ટીપુને ખ્યાલ પણ નહિ કે પોતાના જ માણસોને અંગ્રેજોએ ફોડયા છે આ જ રીતે વેલેસ્લીએ કર્ણાટક લીધુ, અયોધ્યાના નવાબ પાસેથી દોઆબ-નો સુંદર મુલક લીધો અને ગાયકવાડ પાસેથી કપાસની પેદાશવાળો કાનમ લીધો આમ ઘણો ઘણો મુલક મળ્યો એટલે પાર્લામેન્ટને થયુ કે બહુ થયુ અને તેણે ફરીથી 'ઇચ્છા, આબરૂ અને રાજ્યનીતિ'-વાળો ઠરાવ ઊંચે ધર્યો પણ એટલામા હિંદુસ્તાનની ગરમી અસહ્ય થવાથી હિમાલયના શિખરો ઉપર ગિરિનગરો સ્થાપવાની જરૂર ઊભી થઈ માર્કિવસ ઓવ હેસ્ટિંગ્ઝ ગવર્નર-જનરલ થઈને આવ્યો અને તેને નેપાળ સાથે લડાઈ કરવી પડી, હિમાલય ઉપર મુલક મેળવવો પડયો કાવતરાની અજબ જાળ બિછાવી તેને સિંધિયા, ભોસલે અને હોલકર સાથે લડાઈઓ કરવી પડી અને એટલો નવો મુલક લીધો કે જેના ભાર તળે પાર્લામેન્ટની 'ઇચ્છા, આબરૂ અને રાજ્યનીતિ' દટાઇ ગયા ! ચૌદસો ચૂઆને મારી તીરથ કરવા ગયેલી બિલ્લીબાઈની જેમ પાર્લામેન્ટે અને કંપનીએ નક્કી કર્યું કે સિંધુ નદીની પેલી તરફ આપણી સરહદ વધારવી નહિ પરંતુ ભાગ્યદેવતાએ કંપની પાસે પોતાનો નિશ્ચય તોડાવવાનું જ જાણે નક્કી કર્યું હોય તેમ લોર્ડ એમ્હર્સ્ટ ગવર્નર-જનરલ થઈને આવતા બ્રહ્મદેશ સાથે લડાઈ ઝડાઈ અને આસામ તેનાસરીમ અને આરાકાનના પ્રદેશો અંગ્રેજોના સુખોપભોગ માટે તેમના ખોળામા આવી પડયા લોર્ડ બેન્ટિકની કારકિર્દીમા પણ કુર્ગ પ્રાંત તેમને ઓહિયા કરવો પડયો અને લોર્ડ ઓકલેન્ડના સમયમા તો સિંધુ નદીને પાર રશિયનોની સરહદ નક્કી કરવા જતા અફઘાનો સાથે ઝઘડવુ પડયુ પરંતુ અફઘાનો હિંદીઓના જેવા ભોળા ન નીવડવાથી કંપનીને પોતાના તેર હજાર માણસોની

અફગાનિસ્તાનના હિમમય પર્વતોમા જ કબરો કરવી પડી ! તેના પછી લોર્ડ એલિન્બરો હિંદુસ્તાનનો ગવર્નર-જનરલ થઈને આવ્યો અને તેણે જોયુ કે સિંધુ નદીના બને કિનારા ઉપર શાંતિ રાખવાને અર્થે સિંધ પ્રાંત ખાલસા કર્યા વિના અને સિંધિયાની સત્તા ઘટાડયા વિના ચાલે એમ નથી, અને તેને એ કડવુ કામ પણ કરવુ પડયુ ! પ્રજાપ્રિય અને પ્રજાહિતદક્ષ સિંધના અમીરોને ફસાવ્યા સિવાય દેશમા શાંતિ પ્રસગવવી ફાવી નહિ ! તેની પછી આવનાર ગવર્નર-જનરલ સર હેનરી હાર્ડિજને તાકીદ આપવામા આવેલી કે લડાઈ કરવાનો અને મુલક ખાલસા કરવાનો પ્રસગ જ તમારે ઊભો ન કરવો પણ તે બિચારો શુ કરે ? સોળ સોળ મહિના સુધી તેણે તલવાર મ્યાનમાં રાખી રાખી પરતુ પજાબમા સતલજને કિનારે ૬૦,૦૦૦ શીખ યોદ્ધાઓ ઊભેલા જોતા જ તેને તલવાર મ્યાનમાથી બહાર ખેંચી કાઢવી પડી અને પરિણામે સતલજ નદીનો દક્ષિણ કિનારો અને જાલદર દોઆબનો પ્રાન્ત કપની સરકારની સત્તા હેઠળ આવ્યો હવે સર્વત્ર શાંતિ પ્રસરી રહેશે એવી ખાતરી હતી એટલામા ઈ સ ૧૮૪૮માલોર્ડ ડલહૌસી સાહેબ ગવર્નર-જનરલ થઈને આવ્યા પછી પજાબમા પુન ખટપટો થઈ, શીખ લશ્કર બળહીન થયુ અને કપનીના હાથમા ઘણો મુલક આવ્યો આમ ધીરે ધીરે આખો હિંદુસ્તાન દેશ કંપની સરકારની સત્તા નીચે આવ્યો અને બ્રિટિશોનો વાવટો હિંદુસ્તાનની ચારે દિશાએ ઊડવા માડયો સામ્રાજ્યો કેવી રીતે સ્થપાય છે અથવા તો વધે છે તેના ઇતિહાસો વાચનાર હરકોઈ માણસને કપનીનું સામ્રાજ્ય કેવી રીતે સ્થપાયું અને વધ્યુ તેનો ખ્યાલ આવી શકે સુખેથી મૈત્રી, પ્રેમ, ન્યાય, શાંતિ, એવા મીઠામીઠાં વચનો ઉચ્ચારવાં અને હૃદયમા કાળા કાવતરા યોજી હાથેથી કાળા કૃત્યો કરવા એ જેમનાથી બની ન શકે તેઓ કદી સામ્રાજ્યો ઊભા કરી શકતા નથી કે ટકાવી શકતા નથી ઇસ્ટ ઇંડિયા કંપની સ્થપાઈ ત્યારથી જ તેણે પોતાના પાયાના નિયમોમા એક કલમ એવી રાખી

હતી કે 'સાહસિકોની આ કંપની પોતાની નોકરીમાં સજ્જનોને કદાપિ રાખશે નહિ' સજ્જનો એટલે જેઓમાં ખાનદાની ભરી હોય અને જેઓ જૂઠ, વચનભંગ કે દગાબાજી કરતા અચકાય કેવળ 'સાહસિકો'ને જ નોકરીમાં રાખવાની અગમબુદ્ધિ જો કંપનીએ ન રાખી હોત તો હિંદુસ્તાનમાં તેનું સામ્રાજ્ય સ્થપાયું જ ન હોત કંપનીનો આખો ઇતિહાસ યોજનાપૂર્વકની દગાબાજી, ગુંડાગીરી અને લૂંટફાટનો જ ઇતિહાસ છે. ગવર્નર–જનરલો એ તો નિમિત્તરૂપ છે.

ઝાંશીનું પણ એમ જ થયું જ્યારે ગંગાધરરાવનું મૃત્યુ થયું અને ઝાંશીની રાણી, દત્તક દામોદરરાવ હવે ઝાંશીનો રાજા થશે એવી આશા રાખીને દત્તવિધાનનેગ વર્નર–જનરલની મંજૂરી મળશે એવી આશા રાખી રહી હતી ત્યારે હિંદુસ્તાનનો ગવર્નર જનરલ લૉર્ડ ડલહૌસી હતો. તે અત્યંત બુદ્ધિમાન અને સાહસિક હતો. તે હિંદુસ્તાનમાં આવવા નીકળ્યો ત્યારે કંપનીના મુખ્ય ડાયરેક્ટર હૉબહાઉસે તેને પહેલેથી જ એક સૂત્રવાક્ય ગુરુમંત્ર તરીકે આપી દીધું હતું કે બને ત્યાં સુધી કોઈને દત્તકની પરવાનગી જ ન આપવી સમગ્ર હિંદુસ્તાનનો રાજ્યકારભાર સફાઈપૂર્વક ચલાવવા વાસ્તે આમતેમ વેરાયેલાં દેશી રાજાઓના મુલકો કાંકરાની માફક વીણી કાઢી સર્વત્ર એકમેવ કંપની સરકારનું જ શાસન પ્રવર્તાવવું એવી ખુદ ઇસ્ટ ઇંડિયા કંપનીની પણ નીતિ હતી અને સર જ્હોન કેના શબ્દોમાં કહેવું હોય તો એમ કહી શકાય કે લૉર્ડ ડલહૌસી પોતે પણ એમ માનતો કે 'જે દેશ ઉપર હું રાજ્ય કરવા આવ્યો તે દેશનો રંગ નકશામાં બધે લાલ જ કરી દેવો એમાં હિંદુસ્તાન અને ઇંગ્લાંડ બંનેનું કલ્યાણ રહેલું છે'x ઇસ્ટ ઇંડિયા કંપનીની જ આ નીતિ હતી અને લૉર્ડ ડલહૌસી

x"He never doubted that it was good alike for England and India, that the map of the country which he had been sent to govern should present one surface of red"

એ નીતિનો અમલ કરનાર એક કંપનીનો નોકર હતો એટલું જ કે આ નોકર વિશેષ સાહસિક, વિશેષ વિધિનિષેધ વિનાનો અને વિશેષ બુદ્ધિશાળી હતો. કોઈ એક રાજ્ય ઝૂંટવી લેવાનું તેના મનમાં આવે તો હું એ કૃત્ય કરું કે ન કરું એવી શંકામાં ઝોલા ખાનાર કમજોર મનનો તે ન હતો. તે તરત જ પોતાની બુદ્ધિનો ઉપયોગ અન્યાયને ન્યાય ઠેરવવામાં કરતો અને ધારેલી યોજનાનો તત્કાળ અમલ કરતો અન્યાયને ન્યાય ઠેરવનારા તેના લખાણો પરસ્પર વિરોધી હોય તો તેની પરવા કરવા જેમે એવો ઢીલોપોચો તે નહોતો અને તેથી જ તેના ખલીતાઓમાં લખેલી રૈયતનાં સુખ અને હિતની બડી બડી વાતો આપણને ઢોંગ જેવી લાગે છે

બુંદેલખંડનો પોલિટિકલ એજન્ટ મેજર માલકમ લૉર્ડ ડલ્હૌસીની આ મનોવૃત્તિ બરાબર જાણતો હતો અને તેથી જ મહારાજા ગંગાધરરાવનો ખલીતો ગવર્નર જનરલ તરફ રવાના કરતી વખતે તેણે પોતે એ જાતની જ નોંધ લખી હતી તેણે ઝાંસીના દત્તકને અમાન્ય કરી ઝાંસી ખાલસા કરવાની ભિફારસ કરી હતી તેનું રહસ્ય આ જ હતું તે વખતે લૉર્ડ ડલ્હૌસી અયોધ્યા પ્રાન્તમાં મુસાફરીએ ગયો હોવાથી આ ખલીતાનો કંઇ પણ નિર્ણય ન થતા ઝાંસીનું પ્રકરણ કેટલાયે દિવસ સુધી અધ્ધર લટકતું જ રહ્યું પોલિટિકલ એજન્ટની મારફત ઝાંસીની રાજ્યવ્યવસ્થાનો બંદોબસ્ત થયો હતો ઝાંસીની મહારાણીને પૂરી આશા હતી કે પોતાના પતિ મહારાજા ગંગાધરરાવની ઇચ્છા પ્રમાણે દામોદરરાવ ઝાંસીની ગાદીએ આવશે તેથી તેણે પોતે પણ સીધો લૉર્ડ ડલહૌસી સાહેબ ઉપર એક ખલીતો લખ્યો અને ઝાંસીના પોલિટિકલ એજન્ટ મેજર એલિસ મારફત તે રવાના કર્યો તે ખલીતામાં લખ્યું હતું —

અમારા શ્વશુર શિવરામભાઉએ આ પ્રાંતમાં બ્રિટિશ સરકારનો અમલ સ્થપાયો તે પૂર્વે જે અમૂલ્ય મદદ કરી કરી હતી તે

સસ્થાનના દફતરમા મોજુદ છે આ મદદ માટે બ્રિટિશ સરકારે અમારા કુળ ઉપર જે મહેરબાની બતાવી અને અમને જે આશ્રય આપ્યો તેને પરિણામે અમારુ કલ્યાણ જ થયુ છે કર્નલ સ્લીમે ઈ સ ૧૮૪૨ માં અમારા પતિ મહારાજા ગગાધરરાવ સાથે જે સુલેહ કરી તે દ્વારા, પહેલા ઈ સ ૧૮૧૭ મા રાવ રામચંદ્રરાવની સાથે થયેલી સુલેહમાની બધી કલમોનુ પાલન કરવામા આવ્યુ અને તેને લીધે પ્રાપ્ત થનારા બધા લાભ ઝાંશી સરકારને આપવામાં આવશે, એવુ આશ્વાસન મળ્યુ છે

" શિવરામભાઉનુ સામાન્ય વર્તન, અને તેમનો બ્રિટિશ સરકાર પ્રત્યે ઊભરાતો હૃદયનો પ્રેમ અને તેમણે મૃત્યુ પૂર્વે ઝાંશી સસ્થાન વશપરપરા રામચદરાવને મળે એવી જે ઇચ્છા વ્યક્ત કરી હતી તે માન્ય કરીને જ ઈ સ ૧૮૧૭ ની સુલેહ કરવામા આવી હતી. ઝાંશી સરકારના પ્રેમભાવ અને વિશ્વાસ દૃઢ કરવા માટે આ સુલેહથી એવુ નક્કી કરવામા આવ્યુ કે રામચદ્રરાવ તેમના પુત્ર અને તેમના વારસ એ શિવરામભાઉના પ્રાન્તોના વશપરપરાના માલેક છે તે ઉપરથી એ સ્પષ્ટ થાય છે કે, ગાદીનો વારસો ઔરસ પુત્ર સિવાય બીજા પાસે પણ જશે

" હિંદુ ધર્મશાસ્ત્રમા કહ્યુ છે તે પ્રમાણે મૃત પિતાને પિંડદાન અર્પવા વાસ્તે અથવા તેના શ્રાદ્ધાદિ સસ્કારોના વિધિ કરવા વાસ્તે ઔરસ પુત્રની માફક દત્તક પુત્રને પણ પૂરો અધિકાર હોય છે અને મોક્ષપ્રાપ્તિનો માર્ગ ખુલ્લો થાય છે તેથી આ દત્તવિધાનની પ્રણાલી હિંદુસ્તાનમાના બધા હિંદુ લોકોમા પ્રચલિત થઈ છે આ પરપરાની રૂઢિ પ્રમાણે અમારા પતિએ તા ૧૯ મી નવેમ્બરને રોજ સાયકાળે, દીવાન નરસિંહરાવ આપ્પા લાલા લાહોરીમલ, અને લાલા તટોચદ વગેરે મુખ્ય મુખ્ય મુત્સદ્દી અને શાહુકાર મડળને અને મને પાસે બોલાવીને એવુ કહ્યુ કે મારી તબિયત હવે ખૂબ જ અસ્વસ્થ થઈ છે,

અને કોઈપણ ઔષધ હવે કારગત થતુ નથી, તેથી ધર્મશાસ્ત્ર પ્રમાણે ગાદીનો વારસ થવા માટે યોગ્ય એવા આપણા કુટુંબમાંના કોઈએક હોંશિયાર બાળકને મારા ખોળામાં દત્તક આપવો તે પ્રમાણે રામચંદ્ર-બાબાને બોલાવી મગાવી, અમારા ગોત્રમાના અનેક બાળકોમાથી વાસુદેવરાવના આનંદરાવ નામના પાંચ વર્ષના પુત્રને તેમની સિફારસ ઉપરથી પસંદ કર્યો. ત્યારપછી અમારા પતિએ શાસ્ત્રી-મંડળને બોલાવી મગાવીને તેમની મારફત દત્તવિધાન કરાવ્યુ બીજે દિવસે સવારે પંડિત વિનાયકરાવે સંકલ્પ કરાવ્યો, અને આનંદરાવના પિતા વાસુદેવ-રાવે યથાવિધિ પુત્રદાન કર્યું આ બાળકનું નામ દામોદરરાવ ગંગાધર રાખવામાં આવ્યુ અને દત્તવિધાનનો વિધિ સમાપ્ત કરવામા આવ્યો

"મહારાજાની આજ્ઞાનુસાર કારભારીમંડળે મેજર એલિસ અને કેપ્ટન માર્ટીનને દત્તવિધાનસમારંભ વખતે રાજમહેલમાં પધારવા નિમંત્રણ-પત્રિકાઓ મોકલી હતી તે પ્રમાણે તે બંને અમલદારો તા. ૨૦ ની સવારે દસ વાગે રાજમહેલમા પધાર્યા હતા તે વખતે અમારા પતિએ દત્તકવિધાન માટે સરકારની પરવાનગી મેળવવા વિશે એક ખલીતો આપ્યો, એટલુ જ નહિ પણ તે ખલીતો મહારાજાની હાજરીમા તેમને વાચી બતાવવામાં પણ આવ્યો હતો અને મેજર એલિસે હિંદુસ્તાન સરકારને આપની ઇચ્છા પ્રમાણે બધુ જણાવીશ એવુ અભિવચન પણ આપ્યુ હતું બીજે દિવસે એટલે સોમવાર તા ૨૧ નવેમ્બરને દિવસે અમારા પતિ સદ્ગત થયા અને તેમની બધી ઉત્તરક્રિયા ઔરસ પુત્રની જેમ દામોદરરાવ ગંગાધરે કરી હતી

"અમારા પતિએ મૃત્યુપૂર્વે આ બાળકને બ્રિટિશ સરકારને ખોળે મૂક્યો છે હવે તેનું સરક્ષણ કરવુ અને તેના ઉપર મહેરબાની રાખવી એ બધુ સરકારનું જ કામ છે છેવટે અમારી એટલી જ વિનંતિ છે કે, જે પ્રમાણે દતિયાના માજી રાજા પરીક્ષિતે અથવા જાલવણના ગાદીપતિ બાળારાવે અથવા ઓરછાના રાજા તેજસિંહે

લીધેલા દત્તક સરકારે માન્ય રાખ્યા છે તે પ્રમાણે આ દત્તવિધાન પણ સરકારે માન્ય રાખવું, કારણ કે ઝાંશીના કરારનામામાં જે 'સતત' શબ્દ આવે છે તેવો શબ્દ પેલા સંસ્થાનાધિપતિઓના કરારનામાઓમાં નથી અને તેથી ઉપર જણાવેલા સંસ્થાનોના કરતાં ઝાંશી સંસ્થાનને દત્તક લેવાનો હક્ક વિશેષ છે"

રાણીસાહેબનો ખલીતો ગવર્નર-જનરલ ઉપર રવાના કરવામાં આવ્યો ઝાંશીની ગાદીને ખાલી પડેલી જોઈ મહારાજ ગંગાધરરાવના, ખાનદેશમાંના પારોળે ગામમાં રહેનાર પિતરાઈઓમાંથી કોઇ સદાશિવ નારાયણ નામનો ગૃહસ્થ ઝાંશી આવ્યો અને તેણે પોલિટિકલ એજન્ટ મેજર માલકમને પોતાને ગાદી આપવાની અરજ કરી એ જ પ્રમાણે સદ્‌ગત રામચંદ્રરાવના નામજૂર થયેલા દત્તક પુત્ર કૃષ્ણરાવે પણ પોતાનો હક્ક સાબિત કરવાને હિંદુસ્તાનની સરકારને અરજ કરી. આ બને જણનો ઝાંશીની ગાદી ઉપર કંઈ હક્ક પહોંચતો નહોતો, પરંતુ રાજ્યલોભ કોઇનો છૂટ્યો નથી

મહારાણી લક્ષ્મીબાઈની વિનતિ માન્ય કરવા ઝાંશીના પોલિટિકલ એજન્ટ મેજર એલિસે તા ૨૪ મી ડિસેંબર ૧૮૫૩ ને દિવસે એક પત્ર લખ્યો અને તેમાં સ્પષ્ટ રીતે લખ્યું કે 'ઓરછાની જેમ જ ઝાંશીની સાથે પણ આપણા દોસ્તીના કરાર થયેલા છે અને બંને કરારનામાની કલમો સરખી જ છે. અને તેથી એક સંસ્થાનને દત્તકનો હક્ક આપવો અને બીજાને તેનો ઇન્કાર કરવો એવો ભેદ પાડવો વાજબી નથી કોર્ટ ઑવ ડાયરેક્ટરે પણ તા ૨૭ માર્ચ ૧૮૩૯ મા મોકલેલી યાદીની ૧૬ મી અને ૧૭ મી કલમોમાં આવી જાતના સંસ્થાનોનો દત્તક લેવાનો પૂર્ણ હક્ક માન્ય રાખ્યો છે તો જે કુટુંબને તેની પહેલાની મદદની સમજે બ્રિટિશ સરકારે સંસ્થાનાધિપતિ તરીકે માન્ય રાખ્યું છે તે પ્રાચીન નથી એ સમજી તેનો એ હક્ક અમાન્ય રાખવો એ બોર્ડ ઑવ ડાયરેક્ટરોના હુકમથી વિરુદ્ધ છે અને તેમ

કરવામાં બોર્ડ ઓવ ડાયરેક્ટરોનો હુકમ અમાન્ય કર્યા જેવું થશે એવો મારો મત છે.' આ પત્ર બુન્દેલખંડના પોલિટિકલ એજન્ટના દફતરમાં એમનો એમ પડી રહ્યો અને પાછળથી કેટલેક દિવસે તે કલકત્તા રવાના કરવામાં આવ્યો. પરંતુ તેનો ઉલ્લેખ ગવર્નર-જનરલ કે તેના સેક્રેટરીના લખાણમાં થયો નથી એ આશ્ચર્યકારક બિના છે. પણ એમાં આશ્ચર્ય પામવા જેવું કંઈનથી. જરૂર પ્રમાણે કોઈ લખાણ ઉપજાવવું કે કોઈ દાબી રાખવું, કોઈ વચનનો સૂલટો અર્થ કરવો કે ઊલટો અર્થ કરવો એ સામ્રાજ્યસ્થાપકોના શાસ્ત્રની મહત્ત્વની કલમો હોય છે. અને તેથી ઝાંશીનું શું કરવું એ નક્કી થાય તેની ઉપર જ જૂના કરારનામાના અર્થ કરવાના હતા કે નવાં વિનંતિપત્રોનો ઉપયોગ કરવાનો હતો. ઝાંશીનું ભાવિ તો કંપનીના વિલાયતના ડાયરેક્ટરોએ લોર્ડ ડલહૌસીને આપેલ ગુરુમંત્ર ઉપરથી નિશ્ચિત થઈ જ ગયું હતું. પરંતુ સરળ મનની અને કૂડકપટથી અજ્ઞાત એવી રાણીને એની ક્યા ખબર હતી ? તે તો બ્રિટિશ સરકારની ન્યાય વૃત્તિ ઉપર વિશ્વાસ રાખીને નિરાંતે બેઠી હતી.

## ७. " મેરી ઝાંશી નહીં દૂંગી "

રાણી લક્ષ્મીબાઈએ ગવર્નર-જનરલને જે ખલીતો મોકલ્યો તેને ઝાંશીના પોલિટિકલ એજન્ટ મેજર એલિસે ટેકો આપ્યો હતો, એ આપણે ગયા પ્રકરણમાં જોયું.

ઈ. સ. ૧૮૫૪ ના ફેબ્રુઆરી માસમાં લૉર્ડ ડલહૌસી જ્યારે કલકત્તા પાછો આવ્યો ત્યારે તેણે પોતાની કાઉન્સિલની સભા બોલાવી અને ઝાંશી પ્રકરણનો નિકાલ કરવાનું કામ હાથમાં લીધું. તે સભા સમક્ષ હિંદી સરકારના પરરાજ્ય-મંત્રીએ ઝાંશી સંસ્થાનનો ઇતિહાસ તેમ જ બ્રિટિશ સરકાર સાથેના તેના સંબંધોની ટૂંકી માહિતી રજૂ કરી. લૉર્ડ ડલહૌસીને પોતાને તો આ બાબતમાં કંઈ વિશેષ વિચાર કરવાપણું હતું જ નહિ, કારણ કે તેણે આવી બાબતો વિશે પોતાનો મત સ્પષ્ટ રીતે બાંધી મૂક્યો હતો. તેણે લખ્યું હતું કે:—

" આપણા પોતાના રાજ્યને મજબૂત કરવાને વાસ્તે આપણા મુલકની વચમાં આવતા રજવાડાઓને ખાલસા કરી તેમનો કબજો લેવાની મળી આવતી તકને ઝડપી લેવા સામે કોઈ કંઈ પણ તકરાર ઉઠાવે એ વસ્તુની શક્યતા જ મારા ખ્યાલમાં આવતી નથી, કારણ કે આપણા મુલકની વચમાં આવતા આ સંસ્થાનો આપણી તાકાતને મજબૂત કરવાને બદલે તેને કષ્ટ પહોંચાડે એવો જ વધારે સંભવ છે એમ માનવાની હું હિંમત કરું છું, અને એવાં સંસ્થાનોને ખાલસા કરીને સરકારી તિજોરીમાં મહેસૂલ વધારવાનું અને જે મુલક આપણા તાબામાં આવે ત્યાં આપણી રાજ્યપદ્ધતિ ચાલુ કરીને તેનું હિત સાધવાનું કાર્ય જ આપણે કરીએ છીએ એમ હું ખરા દિલથી માનું છું."

"મારો એ દૃઢ અને સ્પષ્ટ અભિપ્રાય છે કે ડહાપણયુક્ત અને સંગીન રાજ્યનીતિ પ્રવર્તાવવાના હેતુથી બ્રિટિશ સરકારને મુલકો મેળવવાની ન્યાય્ય તકો જો અવારનવાર મળે તો તેમને જતી કરવા

કે ગુમાવવા બ્રિટિશ સરકાર જરાએ બંધાયેલી નથી પછી એ તકો તાબેદાર રાજ્યોની બધી જાતના વારસોમાંથી કોઈપણ પ્રકારનો વારસ મેળવવાની નિષ્ફળતામાંથી મળતી હોય કે હિંદુ ધર્મશાસ્ત્ર પ્રમાણે દત્તક લઈને તેને વારસાહક આપવા વાસ્તે બ્રિટિશ સરકારની મંજૂરી મેળવવાની નિષ્ફળતામાંથી મળતી હોય." * આમ યેનકેનપ્રકારેણ મુલક અને મહેસૂલની લૂટ ચલાવવાનું જેના મનમાં રમી રહ્યું હતું તે માણસ ઝાંશી પ્રકરણનો નિકાલ બીજી કઈ રીતે કરવાનો હતો? આ પ્રકરણ વિશે તેણે લખેલા ઠરાવનો મુખ્ય ભાગ નીચે પ્રમાણે છેઃ-

---

* I cannot conceive it possible for any one to dispute the policy of seizing the advantage of any just opportunity for consolidating the territories that aready belong to us, by taking possessions of states which may lapse in the midst of them, for thus getting rid of these petty intervening principalities, which may be a means of annoyance, but which can never, I venture to think, be a source of strength, for adding to the resources of the public treasury and for extending the universal application of our system of Government to those whose best interests I sincerely believe will be promoted thereby."

"It is my strong and deliberate opinion that, in the exercise of wise and sound policy, the British Government is bound not to put aside or neglect such rightful opportunities of acquiring territory or revenue as may from time to time present themselves, whether they arise from the lapse of subordinate states by the failure of all heirs of every description whatever, or from the failure of heirs natural, when the succession can be sustained only by the sanction of Government being given to the ceremony of adoption according to Hindu Law"

"ઝાંશીના મહારાજા ગંગાધરરાવ ઈ સ. ૧૮૫૩ના નવેમ્બર મહિનાની આખરે મૃત્યુ પામ્યા અને તેમને સંતાન ન હોવાથી તેમણે પોતાના મૃત્યુ પૂર્વે એક છોકરાને દત્તક લીધો. હવે આ દત્તક પુત્રને ઝાંશીની ગાદીના વારસ તરીકે હિંદુસ્તાનની સરકારે મંજૂર રાખવો એવી મહારાજાની વિધવા રાણીની વિનતિ છે.

ઝાંશી સંસ્થાન સાથે થયેલા બધા કોલકરાર અને બીજો પત્ર-વ્યવહાર જોતા મને એમ લાગે છે કે ઝાંશી સંસ્થાનની સત્તા હાલમાં બ્રિટિશ સરકારની પાસે આવી છે તો ન્યાય અને રાજ્યનીતિની દૃષ્ટિએ તે બ્રિટિશ સરકાર પાસે જ રહે એ યોગ્ય છે.

ઝાંશી સંસ્થાનના જેવો જ નાગપુર અને તેહેરી રાજ્યોનો પ્રશ્ન ઊભો થયેલો. તે વખતે પુષ્કળ વિચાર વિનિમય થયેલો. આ સિવાય બુંદેલખંડના નાના નાના રાજ્યોના સબંધમાં લેફ્ટેનન્ટ ગવર્નર સર ચાર્લ્સ મેટકાફે જે વિશેષ ધોરણ નક્કી કર્યું હતુ તેનો વડી સરકારે ઈ સ ૧૮૩૭ મા સ્વીકાર કર્યો હતો અને તે ઉપરાત ઈ. સ. ૧૮૪૯ મા કોર્ટ ઑવ ડાયરેક્ટરોએ માડલિક સસ્થાનો સંબધે જે સર્વ-સાધારણ ધોરણ નક્કી કર્યું છે તેનો એકંદર વિચાર કરતા એમ ચોક્કસ લાગે છે કે ઝાંશી સંસ્થાનને બિનવારસ ગણી બ્રિટિશ સરકાર જો તેને પોતાના તાબામા લઈ લે તો તેમા ગેરવાજબી કંઈપણ નથી.

ડાયરેક્ટરોનુ સ્પષ્ટ કથન છે કે "હિંદુસ્તાનના સર્વસાધારણ કાયદા અને પરપરા પ્રમાણે જે રાજ્યો સતારાના જેવા સ્વતંત્ર નથી તેમની માલેકી સાર્વભૌમ સરકારે માન્ય કરેલા દત્તક સિવાય બીજા કોઈ પાસે જઈ શકે નહિ, અને એવી (દત્તકની) રજા આપવાને આપણે કાયદાથી કે પરંપરાથી કોઈપણ રીતે બધાયેલા નથી, અને આમ દત્તકની પરવાનગી ન આપવાને કારણે આપણા તાબામા આવેલા મુલકના લોકોના હિતની આપણે યોગ્ય કાળજી રાખવી જોઈએ."

હવે સર ચાર્લ્સ મેટકાફનું દષ્ટિબિંદુ નીચે પ્રમાણે છેઃ—'જે સાંસ્થાનિકો અને રાજાઓને ઔરસ પુત્ર ન હોય તેમને દત્તક લેવા દઈને વડી સરકારને મળતી મિલકતોનો હક ડુબાડવો ઇષ્ટ નથી. અને એ લોકો દત્તક લેવા તૈયાર થાય તો તેમને માન્ય રાખવા બ્રિટિશ સરકાર ખરેખર બંધાયેલી નથી.

આ બાબતમાં વંશપરંપરાથી ગાદીના હકદાર રાજાઓ છે તેમની વચ્ચે અને જેઓ સાર્વભૌમ સરકારના જાગીરદાર કે સરંજામદાર છે તેમની વચ્ચેનો ભેદ લક્ષ્યમાં લેવો જોઈએ. જેઓ વંશપરંપરાના ગાદીના હકદાર રાજાઓ છે તેમને જો ઔરસ પુત્ર ન હોય તો તેઓ જેમને વારસાહક પહોંચતો હોય એવા બીજા માણસોને પડતા મૂકી દત્તક લઈને તેને વારસ બનાવી શકે અને આવા હિંદુ ધર્મશાસ્ત્ર પ્રમાણે લીધેલા દત્તકને બ્રિટિશ સરકારે માન્યતા આપવી જોઈએ.

પરંતુ જેઓને કોઈ રાજા કે બ્રિટિશ સરકાર પાસેથી જાગીર કે સરંજામ પરાક્રમને કારણે કે ભેટ દાખલ મળેલો હોય તેમને જો ઔરસ પુત્ર ન હોય તો તેમની ગાદીનો વારસાહક કાં તો લડાઈ કે એવાં કારણોથી તેમને જે જાતના હક મળ્યા હોય તે ઉપર આધાર રાખે છે; અથવા તો ઔરસ પુત્રને ગાદીનો જેટલો હક પહોંચે છે તેટલો દત્તકને પહોંચતો ન હોવાથી તેઓ દત્તક લેવાની પરવાનગી જાગીર કે સરંજામ આપનાર રાજા કે સાર્વભૌમ સત્તા પાસે માગી દત્તકને મંજૂર કરાવી તેને ગાદી આપી શકે છે.'

અને ઝાંશી સંસ્થાન આ બીજા પ્રકારનું માંડલિક રાજ્ય છે. તે જેના તાબામાં છે તે સાર્વભૌમ બ્રિટિશ સરકારના તાબામાં છે. એટલે ઝાંશીના રાજાને ઔરસપુત્ર ન હોવાથી તે પાછું લઈ લેવાની સત્તા સાર્વભૌમ બ્રિટિશ સરકારને છે. ઝાંશી સંસ્થાન માંડલિક છે એ વિશે કંઈ પણ સંદેહ નથી. પહેલાં પણ તે સ્વતંત્ર નહોતું તેટેરી સંસ્થાન જેટલું સ્વતંત્ર મનાય છે તેટલું સ્વતંત્ર પણ આ રાજ્ય નથી.

ારણ કે ઝાશી તેહેરીને એક ભાગ છે અને તેહેરીના મુખ્ય માલેક' ાશવાએ તેની દેખરેખ બીજાઓને સોપી હતી

ઈ સ ૧૮૦૪ મા શિવરામભાઉએ બ્રિટિશ સરકાર સાથે કરાર ર્યો તેમા લખ્યુ હતુ કે 'ઝાશીના સૂબેદાર પેશવાસરકારના માડલિક ' ઈ સ ૧૮૦૩ મા 'વઝીર-ઉલ-અર્જ' અપાયો અને કરાર થયા યારે બ્રિટિશ સરકાર સાથે સુલેહ કરનાર ખુદ શિવરામભાઉએ પોતે બૂલ કર્યુ હતુ કે 'અમે પેશવા સરકારના હુકમ પ્રમાણે ઝાશી સ્થાનની દેખરેખ રાખીએ છીએ ' વળી શિવરામભાઉએ બ્રિટિશ સરકારને રાજી મેળવવા માટે અરજી કરેલી તેમા પણ લખ્યુ હતુ કે પેશવા સરકારની રજા વગર ઝાશી સસ્થાન વશપરપરાને માટે માગી લેવાને અમને અધિકાર નથી ' આ બધી બાબતો ઉપરથી સ્પષ્ટ થાય છે કે ઝાશીના સૂબેદારને દરજ્જો કેવો અને કેટલો છે ભાઉ સાહેબ ઝાશી-સસ્થાનને કારભાર કરતા હતા તે ઝાશીના માલેક તરીકે નહિ પરતુ એક નો ર, સૂબેદાર—આમીલ તરીકે તેમને કારભાર ચાલુ રાખવો કે નહિ તે પેશવા સરકારની સત્તાની વાત હતી ઈ સ ૧૮૦૩ મા 'વઝીર-ઉલ-અર્જ' અપાયો ત્યારે જે કરારનામુ થયુ તે વખતે ખુદ શિવરામભાઉ ઝાશીના કેવળ કલેકટરના દરજ્જાને માલુમ હતો, અને તે પેશવાને જમાખરચને જે હિસાબ મોકલતો તેમા એ પ્રમાણની સહી કરીને મોકલતો ટૂકાણમા ઝાશી સ્વતત્ર નહિ પણ માડલિક સસ્થાન છે એમ માનીને તે હવે ભાઉસાહેબના વશજો પાસે રહેવા દેવુ કે નહિ તે પેશવા સરકારના અધિકારની વાત છે આ મુદ્દો લક્ષ્યમા લઈને જ રામચદ્રરાવને ઈ સ ૧૮૧૫ મા સૂબેદારીનો પોશાક આપવાની અગ્રેજ સરકારે ના પાડી હતી એમા તેમને ભય એ હતો કે આમ કરીને તેઓ પેશવા સરકારના હક ઉપર તરાપ મારતા હતા

ઈ સ ૧૮૧૭ મા બ્રિટિશ સરકારને પેશવા સાથે સધિ થયા પછી ઝાશીની કુલ માલેકી બ્રિટિશ સરકારના હાથમા આવી હતી

તેમ છતાં પણ તેમણે ઝાંશીના સૂબેદાર રામચંદ્રરાવનો સૂબેદારોનો હક વંશપરંપરા માટે સ્વીકાર્યો નહોતો. શિવરામભાઉ અને બ્રિટિશ સરકાર વચ્ચે મારો સ્નેહસંબંધ હોવાથી ઝાંશીનું સમસ્ત રાજ્ય નહિ પણ તેમાંનો કેટલોક ભાગ જે શિવરામભાઉના તાબામાં હતો તે તેમને વંશપરંપરાને માટે સરકારે આપ્યો હતો. ઈ. સ. ૧૮૧૭ ના કરારનામાની બીજી કલમ પ્રમાણે રામચંદ્રરાવ અને તેના વારસો શિવરામભાઉના એ પ્રાન્તના જ વંશપરંપરાના માલિક થયા હતા. ઝાંશીના સૂબેદારો જ્યારે વંશપરંપરા ગાદીએ આવતા ત્યારે તેમનો આ ગૌણ દરજ્જો કાયમ જ રહેતો; અને ઠેઠ ઈ. સ. ૧૮૩૨ સુધી તો તેમને રાજાનો ખિતાબ પણ મળ્યો નહોતો.

ઈ. સ. ૧૮૩૫ માં રામચંદ્રરાવ મૃત્યુ પામ્યા ત્યારે મૃત્યુ પૂર્વે તેમણે એક છોકરાને ગાદીના વારસ તરીકે દત્તક લીધેલો, પરંતુ સરકારે તે માન્ય ન રાખતા ગાદી તેના ભત્રીજા રઘુનાથરાવને આપી હતી. ઈ. સ. ૧૮૩૮ માં રઘુનાથરાવ મરણ પામ્યો ત્યારે તેની ગાદી તેના ભાઈ ગંગાધરરાવને આપી હતી. એ જ ગંગાધરરાવ હવે મરણ પામ્યા છે.

ગંગાધરરાવને ઔરસ પુત્ર નથી. એટલે જેને ઝાંશીની ગાદી વંશપરંપરા માટે આપવામાં આવી હતી તે રામચંદ્રરાવનો પણ કોઈ ઔરસ વારસ રહ્યો નથી. ઝાંશી અને બ્રિટિશ સરકારનો સંબંધ થયા પછી જે જે રાજાઓએ ત્યાં રાજ્ય કર્યું છે તેમને કોઈને ઔરસપુત્ર નહોતો અને નથી, એટલે વંશપરંપરા ચાલનારી ઝાંશીની ગાદીને માટે હાલ કોઈનો હક રહ્યો નથી એમ જ ગણવું જોઈએ.

હમણાં જ મરણ પામેલા રાજાસાહેબે મરણની એક જ દિવસ પૂર્વે જે છોકરાને દત્તક લીધો છે તે છોકરો વંશાવળી જોતાં બહુ દૂરનો સગો છે. આસન્નમરણની સ્થિતિમાં કરેલું દત્તવિધાન સંશયયુક્ત હોય એ સંભવિત છે. અને આ એવું જ અતિશય સંશયયુક્ત મનાય છે,

કારણ કે સદ્‌ગત રાજાને વારસ લેખે કોઈને દત્તક લેવાની ઇચ્છા પહેલાં કદી થઈ નહોતી એ સૌ જાણે છે. પોલિટિકલ એજન્ટે રાજાના મૃત્યુ અને દત્તવિધાન સંબંધે જે રિપોર્ટ કર્યો છે તેમાં પણ એમ જણાવેલું છે કે 'ઝાંસીના રાજાને મરણ વખતે દત્તક લેવાનો એકાએક વિચાર થયો તેથી દરબારીઓ આશ્ચર્ય પામ્યા હોય એવું દેખાતું હતું કારણ કે સૌ કોઈ એમ જ માનતા હતા કે તે સઘળી માલ-મિલકત રાણીને સુપરત કરવાની જ બ્રિટિશ સરકારને ભલામણ કરશે'

મહારાણી લક્ષ્મીબાઈએ ગવર્નર-જનરલ સાહેબને જે ખલીતો મોકલ્યો છે તેમાં તેમણે એવી અરજ કરી છે કે બુંદેલખંડના તેહેરી, દતિયા અને જાલવણ જેવા સંસ્થાનોનો દત્તકનો હક માન્ય રાખવામાં આવ્યો છે તેમ ઝાંસીનો દત્તક પણ માન્ય રાખવો પણ આ બાબત-માં એક મુદ્દો ભુલાઈ ગયો છે કે તેહેરી અને દતિયા એ સ્વતંત્ર સંસ્થાનો છે, એટલે તેમના વારસા સંબંધેનો નિયમ ઝાંસીને લાગુ પડે નહિ, અને જાલવણ માંડલિક સંસ્થાન છે છતાં તેને દત્તક લેવાનો હક આપવામાં આવ્યો છે એ વાત ખરી, પણ આ બાબતમાં એટલું લક્ષ્યમાં રાખવું જોઈએ કે કોઈ એક સંસ્થાનને એકાદ પ્રસંગે બ્રિટિશ સરકારે દત્તક લેવાનો હક આપ્યો એટલે બીજાને તેવો હક મળવો જ જોઈએ એવું કંઈ નથી તેમ એ એક ઉદાહરણ ઉપરથી બધાને તેવો હક મળી જ જશે એમ પણ માનવાનું નથી ખુદ જાલવણ સંસ્થાનને દત્તકનો હક કાયમને માટે મળી ગયો એમ પણ માનવાનું કારણ નથી, કારણ કે દત્તવિધાન થયા પછી જાલવણ સંસ્થાન ખાલસા કર્યું હોય એવું જ ચાલે છે

રાણીએ દત્તકને માન્ય કરવાના કારણના ટેકામાં એવું લખ્યું છે કે "ઈ સ ૧૮૧૭ ના કરારનામાની બીજી કલમ પ્રમાણે રામ ચંદ્રરાવ, તેના વારસ અને તેની પછી થનાર સરદારો ગાદી ઉપર આવે અને ઝાંસીનું રાજ્ય વંશપરંપરા ચાલે એમ બ્રિટિશ સરકારે કબૂલ કર્યું છે " આ કલમનો એવો અર્થ થતો જ નથી કે ઝાંસીના

રાજા જે કોઈને દત્તક લે તેને બ્રિટિશ સરકાર માન્ય રાખે જ બીજુ, ખુદ રામચંદ્રરાવના દત્તકને પણ માન્ય રાખવામા આવ્યો નહોતો

ઝાંશી એ માંડલિક રાજ્ય છે સાર્વભૌમ બ્રિટિશ સરકાર પાસેથી પ્રાપ્ત કરેલી સનદો પ્રમાણે તેનો રાજા જાગીરદાર ગણાય બુંદેલખંડના બીજા જાગીરદારોના જેવા જ તે પણ જાગીરદાર છે અને જાગીરદારે તો જાગીર જે રીતે પ્રાપ્ત કરી હોય, યુદ્ધપરાક્રમ કરીને મેળવી હોય કે કોઈની કૃપાથી ભેટ તરીકે મેળવી હોય તે રીતે જ તેનો વારસાહક નક્કી થાય છે જાગીર ભેટમા મળી હોય તો જાગીર આપનાર સત્તાનો આ વારસાહકને મર્યાદિત કરવાનો હક હોય છે. જાગીરદારને પુત્ર ન હોય તો બીજાને વારસ ઠરાવવો કે નહિ તે સાર્વભૌમ સરકારની ઇચ્છાની વાત છે આજે હકીકત એટલી જ છે કે ઝાંશીના સદ્ગત રાજાને ઔરસ પુત્ર નથી અને બ્રિટિશ સરકારના સબંધમાં આવેલા એક પણ રાજાને ઔરસ પુત્ર નહોતો જેને જાગીર વંશપરંપરા આપેલી તેનો દત્તક પણ સાર્વભૌમ બ્રિટિશ સરકારે માન્ય રાખ્યો નહોતો અને આ છેલ્લા સૂબેદાર ગંગાધરરાવને ઔરસપુત્ર નથી અને તે દત્તક લેશે એ વાત ખુદ તેની પ્રજાને પણ કદી સ્વપ્નમા આવી નથી.

આ બધી હકીકત ઉપરથી એવું સ્પષ્ટ થાય છે કે ગંગાધરરાવે લીધેલો દાનનો દત્તક અમાન્ય કરવાનો બ્રિટિશ સરકારને હક છે. કોર્ટ ઑવ ડાયરેક્ટરોનું પણ એવુ જ દૃષ્ટિબિંદુ છે અને હિંદુ રાજાઓના દત્તક લેવાના હકના પક્ષપાતી બુંદેલખંડના લે ગવર્નર સર ચાર્લ્સ મેટકાફના મન્તવ્ય પ્રમાણે પણ એવુ જ ઠરે છે

ઔરસપુત્ર ન હોવાથી ઝાંશીનું સંસ્થાન ખાલસા કરવાનો બ્રિટિશ સરકારને હક છે અને સંસ્થાનને વારસ ન હોવાથી સંસ્થાન ખાલસા થાય છે એ ચાલુ રાજ્યનીતિને સુસંગત જ છે

આ સંસ્થાન અંગ્રેજ સરકારને મળવાથી તેને વસ્તુતઃ કંઈ જ ફાયદો નથી સંસ્થાન કંઈ મોટુ નથી, તેની ઊપજ કંઈ વધારે આવતી

નથી, પરંતુ બ્રિટિશ મુલકની વચ્ચે આવેલા એ સંસ્થાનને જો બ્રિટિશ મુલક સાથે જોડી દેવામાં આવે તો, બુંદેલખંડનો રાજ્યકારભાર ચલાવવાનું સુગમ પડે, એટલા જ માટે તેને ખાલસા કરવામાં આવે છે. બ્રિટિશના છત્ર હેઠળ આવવાથી ઝાંસીની પ્રજાનું કલ્યાણ જ થશે.

આ પ્રજાકલ્યાણનો અનુભવ પણ થઈ ચૂક્યો છે. રામચંદ્રરાવને ઝાંસીની જાગીર વંશપરંપરા આપ્યા પછી તેની ગાદી બે રાજાઓને આપવામાં આવી હતી. આ બંનેમાંથી કોઈ ઔરસ પુત્રો નહોતા. પહેલો રઘુનાથરાવ રાજ્ય ચલાવવાને નાલાયક નીવડ્યો હતો અને તેના વખતમાં રાજ્યની ઊપજ અઢાર લાખથી ત્રણ લાખ સુધી ઊતરી ગઈ હતી તેના પછી ગંગાધરરાવને ગાદી આપી હતી પરંતુ તે પણ કેટલાક વર્ષ સુધી રાજ્યકારભાર ચલાવવા નાલાયક હતો આ બંને પ્રસંગોએ બ્રિટિશ સરકારે રાજ્યના સૂત્ર પોતાના હાથમાં લીધેલાં અને રાજ્યની તિજોરી સંપત્તિથી ઊભરાવી દીધી હતી.

જાલવણ સંસ્થાનમાં પણ એક દત્તકના વખતમાં રાજ્યકારભાર બગડી ગયો હતો અને તે સંસ્થાનને આબાદ બનાવવા બ્રિટિશ સરકારને રાજ્યકારભાર પોતાના હાથમાં લેવો પડ્યો હતો.

આમ ઝાંસી અને જાલવણમાં ગેરકાયદેસરના વારસ અને દત્તક માન્ય રાખવાનાં માઠાં પરિણામ આવ્યાં છે તેથી આવું ફરીથી બનવા ન પામે તે માટે હું એવો ઠરાવ કરું છું કે 'બ્રિટિશ સરકારે પોતાના કર્તવ્ય ઉપર આરૂઢ રહી, ઝાંસી સંસ્થાન સંબંધે પોતાની સત્તાનો ઉપયોગ કરવો અને ગંગાધરરાવે લીધેલા દત્તકને નામંજૂર કરી ઝાંસી સંસ્થાનને બિનવારસ ઠરાવી તેને ખાલસા કરવું '

પોલિટિકલ એજન્ટે કરેલી ભલામણ પ્રમાણે રાણીસાહેબને ભરપૂર સાલિયાણું આપવું અને એ પ્રાન્તની રાજ્યવ્યવસ્થા હમણાં જેને સોંપવામાં આવી છે તે લે ગવર્નરને સોંપવી ''

ગવર્નર-જનરલની કાઉન્સિલના એક સભ્યે તો ગવર્નર-જનરલના

ઠરાવને તરત જ અનુમોદન આપ્યું, પણ બીજા બેએ શરૂઆતમાં ઝાંશીની સાથે નવા કરાર કરી તેને સ્વતંત્ર સંસ્થાન તરીકે રાખવા ભલામણ કરી. પણ પાછળથી તેમને ગવર્નર-જનરલની વાત ગળે ઊતરી ગઈ અને તેમણે પણ એવો મત આપ્યો કે ઝાંશી સંસ્થાન કદી સ્વતંત્ર નહોતું; ઝાંશીના રાજા પ્રથમ પેશવાના અને પાછળથી બ્રિટિશના નોકર હતા અને તેથી ઝાંશી ખાલસા કરવાનો બ્રિટિશ સરકારને પૂરેપૂરો હક છે અને સરકાર એ હક બજાવતી હોય ત્યારે અમારે કંઈ જ કહેવું નથી !

આવી રીતે ઝાંશી પ્રકરણનો સાર્વભૌમ બ્રિટિશ સરકારના વડા પ્રતિનિધિ લૉર્ડ ડલહૌસીએ નિકાલ કર્યો. તેના ઠરાવની ભાષા માયાવી અને છળકપટથી ભરેલી હતી તે આખો ઠરાવ વાંચતાં તરત જ જણાઈ આવે છે.

કોઈ પણ મુલક આંચકી લેવાનું અગાઉથી જ નક્કી થયું હોય એટલે પછી તે આંચકી લેવાના પક્ષમાં જ કરારોની કલમોનો કે પત્રવ્યવહારની ભાષાનો અર્થ કરવામાં આવે એમાં આશ્ચર્ય જ નથી. બુંદેલખંડમા પગપેસારો કરવો હતો, પેશવાની વિરુદ્ધ ઝાંશીના સૂબેદારને પોતાનો મિત્ર બનાવવો હતો અને બુંદેલખંડમાં પોતાનો પગ બરાબર જમાવવો હતો ત્યાંસુધી કરારોની ભાષાનો એક અર્થ થતો હતો અને પોતાનો સત્તા જમાવવાનો હેતુ સિદ્ધ થઈ ચૂકયો છે એવું જણાવા માડતા જ ' ગરજ સરી કે વૈદ વેરી " એ કહેવત પ્રમાણે કરારોની ભાષાનો જુદો જ અર્થ કરતા કંપનીના અમલદારો જરાએ અચકાયા નહિ. એમણે પોતાની બુદ્ધિનો ઉપયોગ એ કરારોની ભાષાનો કંપનીને લાભકારક અર્થ કરવામાં જ કર્યો અને પ્રજાકલ્યાણનો શબ્દોચ્ચાર કરી ઝાંશી સંસ્થાન ખાલસા કર્યું

સંધિ કે કરારો મોટે ભાગે સુલેહ અને પરસ્પરના મેળ માટે કરવામાં આવે છે. તેમા સ્વાર્થની દૃષ્ટિથી છટકબારી શોધવાનો હેતુ

હોતો નથી; તેથી તેની ભાષા સાદી, શબ્દો ટૂંકા અને રૂપ સરળ હોય છે. અને જ્યારે સંધિ કરનાર બંને પક્ષ વચ્ચે કોઈ પ્રશ્ન ઊભો થાય ત્યારે સંધિની કલમોનો અર્થ સહેલાઈથી કરી શકાય અને પરસ્પર સાથેનો મેળ તૂટે નહિ એવી રીતનું એનું ઘડતર હોય છે. આથી આવી સંધિની કલમોનો અર્થ કરવાનો હોય ત્યારે તે લાગતા-વળગતાના ધર્મ, પરંપરા અને હિતની દૃષ્ટિએ કરવાનો હોય છે; નહિ-કે કોઈક બીજાના સ્વાર્થને માટે ઉટપટાંગ. ટૉરેન્સ નામનો એક લેખક કરારનામા વિશે આ અર્થનું લખી ગયો છે તેમ છતાં અંગ્રેજ સરકારે હિંદના રાજાઓ સાથે કરેલી સંધિઓની ભાષા ભ્રામક દેખાય છે. તેનો અર્થ પોતાના સ્વાર્થને ખાતર મનગમતો કરવાની છૂટ અંગ્રેજ સરકાર જ લેતી આવી છે. નહિ તો જ્યૉર્જ ત્રીજાએ ઈસ્ટ ઇંડિયા કંપનીને આપેલી સનદમાં ચોખ્ખું જણાવ્યું હતું કે હિંદીઓની પ્રજાકીય અને ધાર્મિક પ્રણાલિકાઓ પ્રત્યે આદર રાખવાના હેતુથી એવું ફરમાવવામાં આવે છે કે કુટુંબના વડા કે પિતાઓના હક અને સત્તાની જાળવણી તેમના ધર્મ–હિંદુઓના હિંદુધર્મ અને મુસલમાનોના ઇસ્લામધર્મ–પ્રમાણે જ કરવી; છતાં હિંદી રાજાઓનો દત્તક લેવાનો હક છીનવી લેવાનું કંપનીના અધિકારીઓને સૂઝ્યું તે શાથી? પરંતુ સામ્રાજ્યોની ઇમારતના પાયામાં આવાં જ જૂઠ, વિશ્વાસઘાત, ઉઠાવગીરી અને લૂંટફાટ હોય છે.

ઝાંસી સાથે થયેલા કરારોની ભાષાનો જુદી જુદી પરિસ્થિતિમાં જુદો જુદો અર્થ કરવામાં આવ્યો અને એ અર્થવાળા કરારો ઉપરનું લૉર્ડ ડેલહૌસીનું આખું ભાષ્ય વાંચતાં કોઈ ભોળા માણસના મન ઉપર એવી જ છાપ પડે કે બ્રિટિશ સરકારે ન્યાયનું જ પગલું લીધું છે. કરારોની કલમોનો એમણે ક્યાંએ ભંગ કર્યો નથી. એટલું જ નહિ પણ એના મનમાં હમેશાં પ્રજાનું હિત જ રહેલું છે. આનું જ નામ માયાવી ભાષા. ઝાંસીનો પહેલેથી ઠેઠ સુધીનો ઇતિહાસ વાંચતાં આ માયાજાળની પાર જોઈ શકાય છે.

રાણી લક્ષ્મીબાઈએ ગવર્નર-જનરલને એક ખલીતો લખ્યા પછી ઘણાં દિવસ સુધી જ્યારે કંઈ જવાબ આવ્યો નહિ ત્યારે તેણે પોતાના મંત્રીઓની સલાહથી એક બીજો ખલીતો ગવર્નર-જનરલ ઉપર મોકલ્યો. આ ખલીતામાં તેણે ઝાંસી અને બ્રિટિશ સરકારનો સંબંધ કેવી રીતે બંધાયો, કેવી રીતે તે વધતો ગયો અને તે કેવું સ્વરૂપ પકડતો ગયો, ઝાંસી સંસ્થાને આજ સુધી બ્રિટિશ સરકારને અનુક્રમવાર કેવી મદદ કરી છે, તેની હકીકત લખી ઉક્ત સદ્ગત રાજાએ બ્રિટિશ સરકારના અમલદારોની સમક્ષ લીધેલા દત્તકને માન્ય રાખી તેને ઝાંસી સંસ્થાનનો માલેક કરવાની અગત્ય બતાવી હતી. મેજર માલ્કમ કે જેણે આ પૂર્વે ઝાંસી સંસ્થાન ખાલસા કરવાનો અભિપ્રાય આપ્યો હતો તેની ન્યાયબુદ્ધિ પણ આ વખતે જાગ્રત થઈ અને તેણે આ ખલીતો રવાના કરતી વખતે તેની સાથે જોડેલી નોંધમાં આ દત્તકને માન્ય રાખવાની ભલામણ કરી હતી. ઝાંસી સંસ્થાનની સચ્ચાઈ અને બ્રિટિશ સરકાર પ્રત્યેની વફાદારીને તદ્દન ભુલી જવાનું તેનાથી બન્યું નહિ. રાણી સાહેબે તૈયાર કરેલ ખલીતો તેમ જ બ્રિટિશ સરકારના ઝાંસી સંસ્થાન ઉપર આવેલ આભારપ્રદર્શક જૂના પત્રો વગેરે સાથે તેણે તા. ૨૮ ફેબ્રુઆરી ૧૮૫૪ ને રોજ અનુકૂલ નોંધ લખી ખલીતો કલકત્તા રવાના કર્યો, પણ આ ખલીતો કલકત્તા પહોંચે ત્યાર પહેલાં તો ઝાંસીનું ભાવિ નક્કી થઈ ચૂક્યું હતું. તા. ૨૭ મી ફેબ્રુઆરીને દિવસે જ લૉર્ડ ડલહૌસીએ ઝાંસીને ખાલસા કરવાનો હુકમ આપી દીધો હતો.

ઝાંસીનું સંસ્થાન ખાલસા કરવાનો ગવર્નર-જનરલનો ઠરાવ બુંદેલખંડના પોલિટિકલ એજન્ટ ઉપર લખાઈ આવ્યો, એટલે તેણે ૧૫ મી માર્ચ ૧૮૫૪ ને દિવસે ઝાંસીના પોલિટિકલ એજન્ટ મેજર એલિસને હુકમ લખી મોકલ્યો અને સંસ્થાન ખાલસા કર્યાનું જાહેરનામું સહી સિક્કા સાથે મોકલાવી આપ્યું. જાહેરનામામાં લખવામાં આવ્યું હતું કે —

"ઝાંસીના મહારાજ ગંગાધરરાવ તા ૨૧ મી નવેંબર ૧૮૫૩ ને રોજ મૃત્યુ પામ્યા છે મૃત્યુ પૂર્વે તેમણે દામોદરરાવને દત્તક લીધો છે, પરંતુ નામદાર ગવર્નર-જનરલ સાહેબે તે દત્તવિધાન નામંજૂર કરવાથી, હિંદુસ્તાનની સરકારના સેક્રેટરી તરફથી તા ૭ માર્ચ ૧૮૫૪ ને રોજ આવેલા હુકમ પ્રમાણે ઝાંસી સંસ્થાન બ્રિટિશ સરકારના અમલમાં સામેલ કરવામાં આવ્યું છે આ જાહેરનામાની મારફતે તમામ લોકોને જણાવવામાં આવે છે કે, ઝાંસી પ્રાંત હાલ બુંદેલખંડના પોલિટિકલ એજન્ટ મેજર એલિસને સોંપવામાં આવ્યો છે, માટે ઝાંસી પ્રાન્તની સમસ્ત પ્રજાએ 'આપણે બ્રિટિશ સરકારના અમલમાં છીએ' એમ સમજી મેજર એલિસ સાહેબને મહેસૂલ ભરવું અને સુખી અને સંતુષ્ટ રહેવું તા ૧૩ મી માર્ચ ૧૮૫૪'   ડી એ માલકમ.

આ જાહેરનામું પ્રસિદ્ધ થતાં જ ઝાંસીના ઈતિહાસપ્રસિદ્ધ શિવરામભાઉના કુટુંબની રાજસત્તા નષ્ટ થઈ અને તે નામાંકિત વંશનો લય થયો. ઝાંસીમાં સ્વરાજ્યનું સુખ લેનારી પ્રજા તો આ જાહેરનામું વાંચીને સ્તબ્ધ જ થઈ ગઈ. સ્વરાજ્ય જવાથી તેને બહુ માઠું લાગ્યું અને સંસ્થાનની સેવા કરવામાં જ જેમનું ઘણુંખરું જીવન વ્યતીત થયું હતું તેવા મુત્સદ્દી લોકોને અત્યંત ખેદ થયો. જે સંસ્થાનિકોએ બ્રિટિશ સરકાર સાથે ઘણા સમય સુધી અત્યંત મિત્રતાભર્યું વર્તન રાખી તેને વારંવાર સહાય કરી હતી તે સંસ્થાનિકોને આવો બદલો મળશે એવું ઝાંસીની પ્રજાએ સ્વપ્નમાં પણ માન્યું નહોતું. સ્વરાજ્ય-સુખ જવાથી પ્રજાને ભારે ખેદની લાગણી થાય પરંતુ લોર્ડ ડલહૌસી સાહેબે તો ઝાંસી સંસ્થાન પ્રજાના હિતને અર્થે જ ખાલસા કર્યું હતું! લોકોને આ જ વસ્તુની સમજ પડી નહિ. સ્વરાજ્ય છીનવાયા પછી હિત ક્યાં રહ્યું? પ્રજા આસપાસના પ્રાન્તોનો વહીવટફેર થવાથી આવેલા પરિણામો જાણતી હતી. 'જ્યારે કોઈ દેશી સંસ્થાનનો અંત લાવવામાં આવે છે ત્યારે ત્યાંના રાજાને ખસેડી તેની જગાએ એક અંગ્રેજ નીમવામાં આવે છે એ અંગ્રેજને કમિશ્નર કહેવામાં આવે

છે ત્રણ કે ચાર ડઝન ખાનદાન દેશી દરબારીઓને અને મંત્રીઓને સ્થાને કમિશ્નરના ત્રણ કે ચાર સલાહકાર નિયુક્ત કરવામા આવે છે. દરેક દેશી રાજા જે હજારો સૈનિકોનું પાલન કરતો હતો તેની જગાએ આપણા થોડાક સો સૈનિકોને રાખવામા આવે છે પેનો પહેલાંનો નાનકડો દરબાર નાશ પામે છે ત્યાંનો વેપાર ઘટી જાય છે રાજધાની વેરાન થઈ જાય છે લોકો કંગાલ થતા જાય છે અંગ્રેજો ફુલેફાલે છે, અને વાદળાની જેમ ગંગાને કિનારેથી ધન ખેંચીને તેને ટેમ્સને કિનારે નિચોવવામા આવે છે "* આ બધી વસ્તુઓનો આસપાસના મુલકના વહીવટ ઉપરથી અનુભવ મળેલો હોવાથી ઝાંશીની પ્રજા ઝાંશી ખાલસા થવાથી પોતાનું હિત કેવી રીતે સધાશે તે સમજી શકી નહિ. લોર્ડ ડલહૌસીના વચનોનો અર્થ ઝાંશીની બેવકૂફ પ્રજા કેવી રીતે સમજે ? તો પછી એની કદર તો ક્યાંથી કરે ?

સંસ્થાન ખાલસા કર્યાનું જાહેરનામુ પ્રસિદ્ધ કરી મેજર એલિસ સાહેબ સરકારનો ખલીતો રાણીસાહેબને સુપ્રત કરવા રાજમહેલમા ગયો તેણે રાણીસાહેબની મુલાકાત હમેશાની જેમ દરબાર મહાલમાં ચકના પડદામાથી લીધી એલિસ સાહેબે ગવર્નર-જનરલનો ઠરાવ

* Upon the extermination of a native state, an Englishman takes the place of the sovereign under the name of commissioner, three or four of his associates displace as many dozen of the native official aristocracy, while some hundreds of our troops take the place of the many thousands that every native chief supports. The little court disappears trade languishes, the capital decays, the people are impoverished, the Englishman flourishes, and acts like a sponge, drawing up riches from the banks of the Ganges, and squeezing them down upon the banks upon the Thames —John Sullivan

રાણીસાહેબને વાંચી મળાળાવ્યો અને ઝાંસી સરસ્થાન ખાલસા કરવામાં આવ્યું છે એવું જાહેર કર્યું

દામોદરરાવના દત્તવિધાનની મજૂરી આવશે અને તેમને રાજ્યાંભિષેક કરવાનો પ્રચંડ સમારંભ થશે ત્યારે આ સગીર બાળરાજા તરફથી નમૂનેદાર રાજ્યકારભાર હું કરી બતાવીશ એવી આકાંક્ષા અને આશા સેવતાં રાણીસાહેબને સરસ્થાન ખાલસા કર્યાના દુ:સહ સમાચાર કાને પડતાં જ કેવો જબ્બર શોક થયો હશે તેની કલ્પના જ કરવી રહી. તેમની ઉમર આ વખતે માત્ર અઢાર વર્ષની જ હતી. એક પરમેશ્વર સિવાય તેમને હવે કોઈનો આશરો નહોતો. તેમનાં નેત્રોમાંથી અખંડ અશ્રુધારા વહેવા માંડી, કંઈ ભરાઈ આવ્યો અને તેમના મુખમાથી માત્ર એટલા જ ઉદ્દગાર સરી પડયા કે 'મેરી **ઝાંસી નહીં દૂંગી.**' આ કરુણ પરંતુ તેજસ્વી ઉદ્દગારોની પાછળ રાણીનો ઝાંસી ઉપરનો અપ્રતિમ પ્રેમ અને તેને જાળવવાનો નિશ્ચય જ વ્યક્ત થતો હતો. પરતુ પડદામાં રહેનાર આ વીર રમણીના આક્રંદને કોણ પૂછે? મેજર એલિસ ફરીથી એકવાર ઝાંસી સરસ્થાન ખાલસા થયુ છે એવુ જાહેર કરી ત્યાથી ચાલતો થયો.

## ૮. અને રાણી—?

ઢંઢેરાનામાનો પોતાને મનફાવતો અર્થ કરીને લોર્ડ ડલહૌસીએ ઝાંસી ખાલસા તો કર્યું અને ત્યાં અંગ્રેજી અમલ બેસાડી પણ દીધો. બુંદેલખંડમાંનો કાચા સોના જેવો ઝાંસી પ્રાન્ત લોર્ડ ડલહૌસીની ઇચ્છા પ્રમાણે બ્રિટિશ સરકારના અમલ તળે આવ્યો.

ઝાંસી તાબામાં આવતાં જ અંગ્રેજ સરકારે સંસ્થાનની ફોજના માણસોને છ મહિનાનો પગાર બક્ષિસ આપીને તેમને છૂટા કર્યા. તેમને ઠેકાણે અંગ્રેજી લશ્કરની ભરતી કરી. જરૂર પડ્યે સિપ્રીની છાવણીમાંથી લશ્કરની મદદ મળે એવો બંદોબસ્ત કર્યો. અંગ્રેજી લશ્કરી અમલદારોએ ઝાંસીના કિલ્લા ઉપરની યુદ્ધસામગ્રીમાંથી ઘણીખરીનો નાશ કર્યો; દારૂગોળો તળાવમાં ફેંકી દીધો અને પેશવાના વખતની જૂની તોપો નકામી કરી નાખી.

મેજર માલકમ કે જે ઝાંસીના સબંધમાં આવ્યો હતો તેની વડોદરાના રેસિડન્ટ તરીકે બદલી કરી અને ઝાંસીમાં એક નવો જ માણસ કર્નલ મેક્ફર્સન ગ્વાલિયર સંસ્થાનનો પોલિટિકલ એજન્ટ થઈને આવ્યો. આ નવા માણસને મૂકવામાં ઝાંસીની કંઈ પણ શરમ ન પડે એ હેતુ હતો. ઝાંસીમાં કમિશ્નરનો અમલ ચાલુ થયો અને કમિશ્નર તરીકે મેજર સ્કીન આવ્યો.

બુંદેલખંડના પોલિટિકલ એજન્ટ મેજર માલકમે ઝાંસી સંસ્થાન ખાલસા કરતી વખતે ઝાંસીની રાણી વિશે હિંદુસ્તાનની સરકારના 'ફોરેન સેક્રેટરી'ને લખી જણાવ્યું હતું કેઃ—

"ઝાંસીનાં સુશીલ અને પ્રત્યેક માણસને પૂજ્ય એવાં આ રાણીને ઝાંસીના ખજાનામાંથી અથવા તે પસંદ કરે ત્યાંથી દર મહિને કંપનીસિક્કાના ૫૦૦૦ રૂપિયાની આજીવિકા આપવી, ઝાંસીનો રાજ-મહેલ તેમને હવાલે કરવો અને તેને તેમની ખાનગી મિલકત

ગણવી; રાણીસાહેબની હયાતી સુધી તેમની કે તેમના કોઇ માણસની ઉપર અંગ્રેજ સરકારની કોર્ટનો અમલ ચલાવવો નહિ અને મરહૂમ મહારાજા ગંગાધરરાવની ઇચ્છા પ્રમાણે સંસ્થાનનું સર્વ ઝવેરાત અને ખાનગી સિલક રાણીસાહેબને સુપ્રત કરવા અને તેમના સગાસબંધીની યાદી કરી તેમના ભરણપોષણને અર્થે સરકારે કંઈક નિમણૂક કરી આપવી" શ્રીમત દામોદરરાવના જણાવ્યા પ્રમાણે તેમા આ ઉપરાત એટલું વધારે હતુ કે —"ઝાંશીમા જે બગીચા છે તેમાંના કેટલાક રાણીને આપવા, ઝાંશી સિવાય પૂના વગેરે ઠેકાણે જે મહેલ છે તે અને ખાનદેશમા પારોળે ગામની જાગીર છે તે અને કેટલાક ગામ જે પરેલાઇના વતન છે તે તથા ત્યાંનાં મકાન વગેરે રાણીસાહેબને આપવા"

પણ લોર્ડ ડલહૌસીએ મેજર માલકમના આ લખાણ ઉપર જે નોંધ લખી છે તે અંગ્રેજી ન્યાયનો એક અદ્ભુત નમૂનો જ છે તે લખે છે કે 'રાણી વિશેની મેજર માલકમની એક સિવાયની બધી સૂચનાઓ પૂરેપૂરી વાજબી છે જે એક અપવાદરૂપ છે તે અત્યંત મહત્ત્વની પણ છે. મેજર માલકમ સૂચવે છે કે સદ્ગત રાજાની બધી મિલકત રાણીને આપવી. પણ મને ભય છે કે એ મિલકતને આમ આપી દેવી એ સરકારની સત્તાની બહારની વાત છે, કારણ કે આ ખાનગી મિલકત કાયદાથી રાણીની નહિ પણ સદ્ગતે જેને દત્તક લીધો હતો તેની માલેકીની છે સંસ્થાનનો વારસો દત્તકને નથી મળે, પણ ખાનગી મિલકતનો વારસો તેને જ મળે એ જ વાજબી છે"*

* "All the proposals of Major Malcolm regarding the Ranee etc. at Jhanshi were very proper and may be approved subject to one exception, which is an important one. He proposes that all the property of the late Rajah, which by law will belong to the son whom he adopted. The adoption was good for conveyance of private rights, though not for the transfer of the principality"
(Minute of the most noble the Governor-General of India).

રાજ્યનો વારસો આપવાનો પ્રશ્ન આવ્યો ત્યારે સરકારે જે દત્તવિધાન નામંજૂર કર્યું તે ખાનગી મિલકત આપતી વખતે મંજૂર કરે છે એ વિચિત્ર વાત છે. પણ આ મિલકત કેટલી હતી, તે જાણ્યા પછી આમાં વિચિત્રતા જેવું જરાએ નહિ લાગે. મહારાજા ગંગાધરરાવ મૃત્યુ સમયે લગભગ સાડાચાર લાખ રૂપિયાનું ઝવેરાત અને અઢી લાખ રૂપિયા રોકડા મૂકી ગયા હતા. લૉર્ડ ડલહૌસીએ આ બધી સંપત્તિ છીનવી લઈને કંપનીની તિજોરીમાં જમા કરી દીધી અને એમ કહ્યું કે બાળક દામોદરરાવ પુખ્ત વયનો થશે ત્યારે તે તેને સોંપવામાં આવશે. પણ દામોદરરાવ જ્યારે પાકી ઉમરનો થયો ત્યારે તે તેને આપવામાં આવેલી નહિ. તે વખતે તે એમ કહીને જપ્ત કરવામાં આવી કે રાણીએ અંગ્રેજ સરકાર સામે બંડ કર્યું છે! બંડ રાણીએ કર્યું અને મિલકત દામોદરરાવની જપ્ત થઈ! બંડમાં દામોદરરાવ સામેલ હતો કે નહિ એ પ્રશ્ન જ ઊભો થતો નથી, કારણ કે બંડ વખતે તો તે સાવ બાળક હતો! આ કિસ્સો એટલે ઇસપની 'વરુ અને ઘેટાનું બચ્ચું'ની કથાની જાણે નવી આવૃત્તિ!

પોલિટિકલ એજન્ટની આજ્ઞા પ્રમાણે રાણીને ઝાંસીનો કિલ્લો અને તે ઉપરનો રાજમહેલ ખાલી કરીને શહેરમાંના રાજમહેલમાં પોતાના સરસામાન સાથે આવી રહેવું પડ્યું. અંગ્રેજોએ પોતાની લશ્કરી પલટણો મંગાવીને કિલ્લાનો પાકો બંદોબસ્ત કર્યો, અને સંસ્થાનમાંની પ્રજા પોતાનું દુઃખ મનમાં જ દાબી રાખે અને બહાર હરફ પણ ન ઉચ્ચારે એવો પણ બંદોબસ્ત કર્યો. રાણીને હજી પણ અંગ્રેજી ન્યાય ઉપર વિશ્વાસ હતો, તેથી તેમણે હજી પણ લખાપઢી કરવાનું નક્કી કર્યું અને અંગ્રેજ સરકાર તરફથી મળતી માસિક પાંચ હજાર રૂપિયાની છવાઈ નકારી. તેમણે બોર્ડ ઑવ ડાયરેક્ટર્સને પોતાને થયેલા અન્યાય વિશે અપીલ કરી. તેમણે ઉમેશચંદ્ર બૅનર્જીને સાઠ હજાર રૂપિયા આપીને પોતાના તરફથી વકીલાત કરવા વિલાયત મોકલ્યો. આ વકીલ સાથે તેમણે જે ખલીતો મોકલ્યો, તેમાં ડલહૌસી

સાહેબના ઠરાવમાંનું અસત્ય અને અપ્રામાણિકપણું ખુલ્લું કરી બતાવ્યું હતું તે ખલીતામાંના મુખ્ય મુદ્દાઓનો સાર આ પ્રમાણે છે—

"પૂર્વે રામચંદ્રરાવે લીધેલો દત્તક અંગ્રેજ સરકારે મંજૂર કર્યો નહિ તેથી હાલમાં ગંગાધરરાવે લીધેલો દત્તક પણ મંજૂર કરી શકાય એમ નથી એમ ગવર્નર-જનરલ કહે છે. પરંતુ આમાં સાચી વસ્તુસ્થિતિને બેહૂદી રીતે જોવામાં આવી છે, કારણ કે રામચંદ્રરાવનો દત્તક નામંજૂર કર્યો તેનું કારણ એ છે કે એ દત્તક રામચંદ્રરાવે નહિ પરંતુ તેમનાં પત્નીએ લીધો હતો, તે વખતે તેમના સગા કાકા રઘુનાથરાવ અને ગંગાધરરાવ ગાદીના નિકટના વારસ હયાત હતા; અને આ બે જણે ઉઠાવેલી તકરાર ઉપરથી જ અંગ્રેજ સરકારે પરગોત્રમાંથી લીધેલા એ દત્તકને અમાન્ય કર્યો હતો. પરંતુ આ કારણો ગંગાધરરાવે લીધેલા દત્તકને બિલકુલ લાગુ થતાં નથી. ગંગાધરરાવને નિકટના વારસ બીજા કોઈ નથી. હિંદુધર્મશાસ્ત્ર પ્રમાણે દત્તક લેવાનો તેમનો પૂરેપૂરો હક છે અને તેમણે પોતાના ગોત્રમાંથી અને કુળમાંથી નજીકના સંબંધવાળો છોકરો દત્તક લીધો છે. તેથી તેને માન્ય કરવો એ સરકારની ફરજ છે. હિંદુસ્તાન સરકારે યદ્વાતદ્વા કારણો દર્શાવી ખાલસા કરેલું અમારું સંસ્થાન દત્તક પુત્રને નામે પહેલાંની જેમ સ્વતંત્ર રીતે ચલાવવાનો હુકમ થવો જોઈએ.

એક બીજી વાત ઝાંસી સંસ્થાન અમોને મહેરબાનીની લેખે મળેલું છે એમ હિંદુસ્તાન સરકારનું કહેવું છે, પણ તે તદ્દન અસત્ય છે. ઝાંસી સંસ્થાન અમને અંગ્રેજો તરફથી બક્ષિસ મળેલું સંસ્થાન નથી. અમારા પૂર્વજોએ પેશવા સરકારની કારકિર્દીમાં મહાન પરાક્રમનાં કામો કરેલાં હોવાથી તેમની બહાદુરી લેખે તે તેમને મળેલું છે. એટલું જ નહિ પણ તેમણે પોતાના પરાક્રમને જોરે તે જીતી લીધેલું છે. અમારા પૂર્વજોએ સ્વપરાક્રમે પ્રાપ્ત કરેલું આ સંસ્થાન ખાલસા કરવાનો બ્રિટિશ સરકારને જરાએ હક નથી."

આ ખલીતો ગમેતેટલો લાજવાબ અને ન્યાયી હોય તોપણ

વિલાયતમાં તેનો નિકાલ શો થાય એ નક્કી જ હતું હિંદુસ્તાનનો નકશો બને તેટલો લાલ રંગે રગવાની લોર્ડ ડલહૌસીની નીતિને બોર્ડ ઓવ ડાયરેક્ટર્સનો પૂરેપૂરો ટેકો હતો. અંગ્રેજી મુલકોની વચ્ચોવચ દેશી સંસ્થાનોનું અસ્તિત્વ ડલહૌસીને ખૂંચતું હતું, કારણ કે તેને લીધે રાજ્યકારભારની સુંદરતામાં ધાબાં પડતા હતા. તે કહેતો કે 'તે આપણા બ્રિટિશ પ્રાન્તોની વચમાં આવેલું હોવાથી તેને જો આપણે લઈ લઈએ તો બુંદેલખંડ ઉપરના આપણા કબજાને મજબૂત કરવાની આંતરવ્યવસ્થામાં તેને લીધે ઘણી સરળતા થશે ' બોર્ડ ઓવ ડાયરેક્ટર્સે આ મતને ટેકો આપ્યો અને તા. ૨ ઓગસ્ટ ૧૮૫૪ને રોજ બોર્ડે ઝાંશી સસ્થાન ખાલસા કરવાની તક ન જવા દેવા માટે લૉર્ડ ડલહૌસીને શાબાશી આપી અને આ અન્યાય ઉપર પોતાની મહોર મારી. હવે રાણીને ખાતરી થઈ કે અરજીઓ કે દલીલો કરવાથી વિલાયતમાંથી પણ ન્યાય મળવો શક્ય નથી.

તેને એકવાર તો ભારે નિરાશા થઈ સત્ય અને ન્યાય ઉપર તેને કેટલો અચળ વિશ્વાસ હતો? તેના પૂર્વજોએ–ઝાંશીના સસ્થાનિકોએ બ્રિટિશ સરકાર સાથે કેવળ વફાદારી જ નહોતી રાખી? બ્રિટિશ સરકારને આફતના સમયમા તેઓએ સાચા મિત્રની જેમ સહાય નહોતી કરી? અને ખુદ બ્રિટિશ સરકારે પણ તે માટે આભાર નહોતો પ્રદર્શિત કર્યો? બ્રિટિશ સરકાર સાથેની સંધિની શરતોનો સાદો સીધો અર્થ એવો નહોતો થતો કે ઝાંશીના રાજા–તેના પતિને દેશની પરંપરા પ્રમાણે હિંદુધર્મશાસ્ત્રાનુસાર દત્તક લઈને તેને ગાદી આપવાનો હક હતો? શું તેના જમાનાના બીજા રાજાઓને આવા હકનો લાભ ખુદ બ્રિટિશ સરકારે જ નહોતો લેવા દીધો? આ બધાય પ્રશ્નોનો જવાબ હકારમાં આવે તેમ છતા બ્રિટિશ સરકારને આ અઢાર વર્ષની હિંદી અબળાને અન્યાય કરવાનું કોણ જાણે કેમ સૂઝયું એક અબળા હિંદુ વિધવા તે શું કરી શકવાની છે એવી ગણતરી પણ કદાચ બ્રિટિશ સરકારના મુખ્ય અધિકારીઓએ કરી હોય સામ્રાજ્યલાલસાથી

આંધ બનેલા એમને કેવી રીતે એ ખ્યાલ આવે કે સત્ય કે ન્યાયને કોઈ દિવસ કાયમને માટે દાબી શકાતાં નથી? એમ કહેવામા આવ્યુ કે ઝાંશી ખાલસા કરવાથી ઝાંશીની પ્રજાનુ હિત થશે, તે સુખી થશે. બ્રિટિશ સરકારની ઝાંશીની પ્રજા પ્રત્યેની ઊભરાતી આ પ્રીતિની પ્રજાએ કેટલી કદર કરી તેની કથા તો ઇતિહાસે પોતાના બુલંદઅવાજે કહી દીધી છે

ગણી એકવાર તો ભારે નિરાશામા ડૂબી ગઈ. ચારે તરફ તેને કેવળ અંધકાર જ દેખાયો સત્ય ન્યાય, એકવચનીપણું, મૈત્રી આ ઉન્નત ગુણો જાણે આ સસારમાથી મરી જતા તેને લાગ્યા તેને આ સસાર ઉપર જાણે વૈરાગ્ય ઉત્પન્ન થયો પતિના મૃત્યુ પછી હિંદુ વિધવાને કપાળે આ વૈરાગ્ય વિના બીજુ શુ લખેલુ હોય છે? દત્તકપુત્ર દામોદરરાવ તરફ દૃષ્ટિ કરી જેમનેમ કરીને દિવસ પસાર કરવા, ન્યાયી હકોથી તે વચિત થયો તેથી તેને છાતી સાથે ચાપીને છાના અશ્રુ વહાવ્યા કરવા એ સિવાય તેને જીવનમા બીજો શો રસ રહ્યો હતો? પતિના મૃત્યુ પછી શૂન્યમય થયેલુ પોતાનુ જીવન પ્રજાપાલનમા વ્યતીત કરવાની અને પ્રજાના સુખ માટે પોતાની જાતને ઘસી નાખવાની તેને આકાક્ષા હતી પરતુ તેની આ સાત્ત્વિક મહત્ત્વાકાક્ષાના બ્રિટિશ રાજ્યસત્તાએ ચૂરા કરી નાખ્યા હતા તેને કપાળે તો હવે દીનતા અને અપમાન જ આવ્યા હતા હવે તેને જીવનમા બીજુ રહ્યુ યે શુ હતુ? તેની વશપરપરાની અગ્રેજ સરકાર સાથેની મિત્રતાને તરછોડવામા આવી હતી, અને તેની રાજનિષ્ઠાને તુચ્છ ગણવામા આવી હતી. આવી પરિસ્થિતિમા તેના મનમા વિચારોનું કેવુ તોફાન ચાલતુ હશે તે કોણ કહી શકે?

પણ દિવસ જતા આ તોફાન ઉપર ઉપરથી તો શાત દેખાવા લાગ્યુ તેણે પોતાની આખી જીવનચર્યા બદલી નાખી

રાણીએ પોતાના દુઃખના દિવસો ઈશ્વરભક્તિમા પસાર કરવા માડયા પુરાણશ્રવણ, જપ, પાર્થિવપૂજા, રામનામલેખન અને શ્રી-

મહાલક્ષ્મીનું દર્શન એ તેમનો નિત્યનો ધાર્મિક આચાર થઈ પડ્યો. શ્રીમહાલક્ષ્મી ઉપર એમની અત્યત શ્રદ્ધા હોવાથી તે દર શુક્રવારે અનશન કરતાં અને સાંજે તેના દર્શને જતાં.

સંસ્થાન ખાલસા થયા પછી દરબારી લોકોને છૂટા કરવામા આવ્યા હતા. રાજમહેલમાનો પહેલાનો બધો વૈભવ ઊડી ગયો હતો. રાણીસાહેબનો બધો કારભાર તેમના પિતાશ્રી મોરોપત અને લક્ષ્મણરાવ બાઉ એ બે જણ ચલાવતા હતા. દરબારી લોકોને રજા આપવામા આવી હતી, પરંતુ આશ્રિત લોકોને આ દયાળુ રમણી કેવી રીતે છોડી દે? પહેલેથી ચાલતો આવેલો સેંકડો આશ્રિતોનો બોજો રાણીસાહેબ ઉપર જ હોવાથી પાચહજાર રૂપિયાનું કંગાળ પેન્શન તેમને કેવી રીતે પૂરું પડે? આ કારણે તેમના દિવસો અત્યત ગરીબાઈમા પસાર થતા હતા અગ્રેજોના અન્યાયને કારણે તેમના મનને અપાર વેદનાઓ થતી હતી, તોપણ ઈશ્વરભક્તિમા નિમગ્ન થઈ તે પોતાના દિવસો પસાર કરતા હતા

દામોદરરાવ ઉપર રાણીનો અત્યંત પ્રીતિ હતી ઈ. સ ૧૮૫૫મા તેને સાતમુ વર્ષ બેસતાં તેને ઉપવીત આપવાનો પ્રસગ ઉપસ્થિત થયો. રાણીને આ સમારંભ એક રાજકુમારને છાજે એ રીતે ઊજવવો હતો પણ રાણી પાસે ખર્ચ કરવા જેટલા પૈસા નહોતા બ્રિટિશ સરકારની તિજોરીમા ગગાધરરાવના ૭ લાખ રૂપિયા દામોદરરાવને નામે જમા પડ્યા હતા તેમાથી એક લાખ રૂપિયાની માગણી કરી, પરંતુ વડી સરકારની સૂચના ઉપરથી કમિશ્નરે જવાબ આપ્યો કે 'રૂપિયા દત્તકને નામે જમે છે એટલે તમને તે અપાય નહિ, કારણ કે ઉમરમા આવ્યા પછી દામોદરરાવ તે રૂપિયા માટે સરકાર ઉપર દાવો કરે તો ભરી આપવા પડે તમને જો રૂપિયાની જરૂર જ હોય તો ચાર પ્રતિષ્ઠિત માણસોની જામીનગીરી લખી આપો કે છોકરો મોટો થયા પછી રૂપિયા માગે તો અમે તમને પાછા આપીશુ'

રાણીસાહેબને આ અપમાન પણ સહી લેવું પડ્યું અને તેમણે ચાર જણના જામીન આપી રૂપિયા લીધા !

આટલાથી જ આ અપમાનપરંપરા પૂરી નહોતી થતી. તેને અપાતું પેન્શન પણ છીનવી લેવાનો ઘાટ ઘડાયો. 'તમારા પતિનું સસ્થાની કરજ ભરવાની જવાબદારી તમારી છે, તેથી તે કરજ પૂરું ભરાઈ જાય ત્યાંસુધી તમારુ પેન્શન બંધ કરવામાં આવે છે' એવું રાણીને જણાવવામાં આવ્યું.

રાણીએ ઘણું ઘણું લખી જોયું કે 'મારા પતિનું આખું રાજ્ય તમે ખાલસા કર્યું અને બધી તિજોરી જપ્ત કરી, તો હવે કરજ ફેડવાની જવાબદારી મારી નથી પણ તમારી છે. પતિની મિલકતનો વારસો જો મને કે મારા દુર્ભાગી પુત્રને મળનો નથી તો તેના કરજનો જ વારસો અમને કેવી રીતે આપો છો ?' રાણીનો જવાબ તદ્દન સીધો હતો અને ઈન્દોરના રેસિડન્ટ હેમિલ્ટને પણ તેને ટેકો આપ્યો. પરંતુ રાણીનું પેન્શન પતિના કરજપેટે બંધ કરવામાં આવ્યું. સંસ્થાનના અનેક પેઢીના આશ્રિતો અને તેમનાં કુટુંબોના ભરણપોષણનો ભાર રાણીસાહેબ ઉપર પડ્યો હતો. વળી જૂના કુલાચાર અને દાનધર્મનો ખરચો પણ હતો જ. જે અનેક પેઢીના સંસ્થાની નોકરોની સંસ્થાન ખાલસા થવાથી નોકરી છૂટી ગઈ હતી તેમને મદદ કર્યા વિના પણ ચાલે એમ નહોતું, અને તેથી રાણીને ખરચપાણીની કેટલી ચિંતા કોતરી ખાતી હશે એનો ખ્યાલ તો કોઈપણ ખાનદાન માણસને આવી શકે. પરંતુ આ રાજયોગિની તપસ્વિની આવી કષ્ટમય પરિસ્થિતિમાં પણ ધર્માચરણ કરીને પોતાનું જીવન સત્કાર્યમાં વ્યતીત કરવા પ્રયત્ન કરતી હતી.

પરંતુ ઝાંસીમાં અંગ્રેજી રાજ્ય થયા પછી રોજ થતી ગોહત્યા તેનાથી જોવાતી નહોતી. હિંદુ માત્રનો જીવ ગોપૂજામાં રહેલો હોય છે અને ગાયને તે માતા ગણતો હોય છે. ગોબ્રાહ્મણપ્રતિપાલનનો મંત્ર

રાણીને તો શિવાજી મહારાજ પાસેથી દરેક ક્ષત્રિયને મળે છે તેમ મળ્યો હતો, તેથી તેણે ગોહત્યા બંધ કરો એવી અરજી અંગ્રેજ સરકારને કરી. ઝાંશીના હજારો માણસોએ આ અરજીને અનુમોદન આપ્યું, પણ આ અરજી ફેંકી દેવામાં આવી. પોતાની રાજધાનીમાં થતી ગોહત્યાનું પાપ પોતાને તેમ જ પોતાના સદ્ગત પતિને લાગે છે એવું ગણીને લાગવા માંડયું અને આખરે ઝાંશી શહેર છોડીને કાશીવાસ કરવાની રાણીએ રજા માગી! આવી રજા માગતાં રાણીને કેવું દુઃખ થયું હશે? ગંગાધરરાવના મૃત્યુ પછી ઝાંશી ખાલસા કર્યાનું જાહેરનામું મેજર એલિસે વાંચી સંભળાવ્યું ત્યારે 'મેરી ઝાંશી નહીં દૂંગી' એવુ પ્રેમ અને અભિમાનથી બોલી ઊઠનારી રાણી ઝાંશી છોડીને કાશીએ જવાનો વિચાર કરવા લાગી ત્યારે તેના મનમાં કેવી કેવી વેદનાઓ થતી હશે! પરંતુ વિધાતાએ કાશીવાસ પણ તેને નસીબે લખ્યો નહોતો. ઝાંશીમાંના સુપ્રસિદ્ધ શ્રીમહાલક્ષ્મીના દેવાલયના ખરચ માટે પહેલાં બે ગામ આપવામાં આવ્યાં હતાં, તે પણ જપ્ત કરવામાં આવ્યાં. તેણે અનેક અરજીઓ, અનેક વિનવણીઓ કરી જોઈ, પરંતુ દુર્દૈવને કારણે વૈભવના શિખર ઉપરથી દુઃખની ઊંડી ખાઈમાં ફેંકાઈ ગયેલી મહાચરણી અને પવિત્ર આ માનિની સંન્યાસિનીના મનને આવા ધર્મછળથી જે આઘાત થયો હશે એની કલ્પના જ થતી નથી. એણે અપમાન ઉપર અપમાન ખમ્યાં હતાં; દુઃખ ઉપર દુઃખ સહ્યાં હતાં.

તે સ્ત્રી હતી, તરુણી હતી, વિધવા હતી, અબળા હતી, પણ એ આ ઉપરાછાપરી પડતા દુઃખો અને થતાં અપમાનોથી તેનો આત્મા અકળાવા લાગ્યો, આ જુલમની સામે ઉછાળા મારવા લાગ્યો, અને આ બધીએ પ્રાણને કચડનારી બાધાઓને ફગાવી દઈ મુક્ત થવા ચનગની રહ્યો.

# ૯. દેશમાં બળવો

રાણીના મનમાં જબર મથન ચાલતું હતું દીન, અસહાય અને અપમાનિત સ્થિતિમા જીવવુ તેને અસહ્ય થઈ પડ્યુ તેના હૃદય ઉપર જાણેકે એક આઘાત થપાતો હતો, અને આખો વખત તે જો કે ઈશ્વરભક્તિ અને પુરાણશ્રવણમા નિમગ્ન થયેલી દેખાતી તોપણ તેના મનમા એક વિલક્ષણ અજંપો થતો હતો. આ અસહ્ય પરિસ્થિતિમાથી માર્ગ શોધવા તેનુ મન મથતું હતું તેણે આટલી નાની વયમા પણ ખૂબ ચડતીપડતી જોઈ હતી તેને અનુભવ થઈ ચૂક્યો હતો કે સ્વાતંત્ર્ય વિના ધર્મનું આચરણ પણ અશક્ય છે

તેને પોતાનું બાળપણ અને બ્રહ્માવર્તમા નાનાસાહેબ, રાવસાહેબ સાથે ગાળેલા દિવસો યાદ આવ્યા નિર્વાસિત પેશવાના મહેલમા ચાલતી વાતો પણ તેને યાદ આવી કોઈ કોઈ વાર ઘોડેસવાર થઈને જંગલમા પહોચી ગયા પછી નાનાસાહેબ તે બાળકોને દેશમાની પરિસ્થિતિની વાતો કરતા અંગ્રેજોની લુચ્ચાગીરી, છેતરપિંડી અને હિંદુસ્તાનના રાજાઓની સ્વાર્થી, સકુચિત અને દેશ વિશે ઉદાસીન મનોદશા—એ બધુ તેને જાણે ફરીથી જોવા અનુભવવા મળવા લાગ્યુ. તેણે જોયુ કે સતારા અને તંજાવરના રાજ્યોને મિનવારસ ઠગવી કપની પોતે જ તેમની વારસ થઈ બેઠી હતી તેણે જોયુ કે અયોધ્યા અને નાગપુરના રાજ્યોને ડેલહૌસીએ ખાલસા કરી તેમના મહેલોમાના જરજવાહીરને ભરબજારમા લિલામ કરીને વેચ્યુ હતું તેણે જોયુ કે શૂરવીર પણ અસગઠિત તેમ જ ઐક્યવિહીન શિખો સ્વરાજ્ય ગુમાવી અંગ્રેજોના તાબેદાર થયા હતા નેપાળ અને બ્રહ્મદેશ ઉપર વિનાકારણની ચડાઈઓ કરી તે રાજ્યોના કીમતી મુલકો અંગ્રેજ કપનીએ ઓહિયા કરેલા તેણે જોયા અને તેણે જ્યારે જોયુ કે નિર્વાસિત બાજીરાવના મરણે પછી તેને મળતુ આઠ લાખનુ પેન્શન દત્તકપુત્ર નાનાસાહેબને આપવાનું કપનીએ બધ કર્યું છે ત્યારે નાનાસાહેબની અપમાન અને

રોષથી ધ્રૂજાવી મૂકનારી આ મૂર્તિને તેણે પોતાના મનઃચક્ષુ સામે જોઈ. ખુદ દિલ્હીના બાદશાહની 'બાદશાહ'ની પદવી પણ કંપનીના હાથે ઝૂંટવાયેલી તેણે જોઈ. તેણે જોયું કે આખા દેશના રજવાડા.રાજાઓ અને અસંખ્ય જમીનદારો પોતાનાં રાજ્ય કે જાગીર ક્યારે ખાલસા થશે એ ભયમાં સપડાયેલા છે. દરેક જાગીરદારને ચિંતા થતી હતી કે કંપની સરકાર સનદ માગશે ત્યારે શું બતાવીશું અને સનદને અભાવે જાગીર ખાલસા થશે એટલે શું કરીશું, ક્યાં જઈશું ? તેમને માટે આ જીવનમરણનો સવાલ હતો.

આમ આખા હિંદુસ્તાનમાં ડલહૌસીની રાજ્યો ખાલસા કરવાની રાજ્યનીતિને લઈને ઠેરઠેર અસંતુષ્ટ, ક્રુદ્ધ અને અન્યાયથી ત્રાસી ગયેલાં રાજારજવાડાં મનમાં ને મનમાં કંપનીના આ જુલમનો સામનો કેવી રીતે કરવો તેના વિચારમાં સમસમી રહ્યાં હતાં. આમ દરેક જણ અલગ અલગ વિચાર કરે તો તે ફળદાયી થાય નહિ. બધાએ સંગઠિત થઈ આ અંગ્રેજી રાજ્યને ઉખેડી નાખવાનો પ્રચંડ પુરુષાર્થ એકસાથે જ કરવો જોઈએ એમ પણ તેમને જણાયું. આ કાર્યમાં સદ્ભાગ્યે તેમને એક સુયોગ્ય નેતા પણ મળી ગયો. બાજીરાવ પેશવાનો દત્તકપુત્ર નાનાસાહેબ જેવો શૂરવીર હતો તેવો જ બુદ્ધિમાન હતો. દત્તક થઈને તે જ્યારથી બાજીરાવના મહેલમાં રહેવા આવ્યો હતો ત્યારથી મરાઠાઓનું ઐતિહાસિક ઉત્થાન અને આજનું તેમનું પતન—એના કાર્યકારણ સંબંધ વિશે તેને અનેક વિચારો આવતા હતા. કંપની સરકારનું તાંડવનૃત્ય તેણે જોયું હતું. અને તેથી તે નાનપણથી જ આ કંપનીની ઝૂંસરી ફગાવી દઈને સ્વાતંત્ર્ય પ્રાપ્ત કરવાનાં સ્વપ્નાં સેવતો હતો. પોતાની બાળપણની દોસ્તદાર અને બહેન 'છબેલી' અને અઈકાલની ઝાંશીની રાણી લક્ષ્મીબાઈને તેણે ભારે અન્યાયથી દબાઈને અસહાય અવસ્થામાં આવી પડેલી જોઈ. બાળપણમાં ભાઈબીજને દિવસે 'છબેલી' તેને ઓવાળતી અને નાનાસાહેબ તેને કંઈ ને કંઈ વીરપસલી આપતો. આજે એ પોતાની એ બહેનને શેની ભેટ આપે ?

એવામાં તેને પોતાને જ અનુભવ થયો કે ડલહૌસીએ તેને જ બાજીરાવના વારસ તરીકે નામંજૂર કરીને તેને મળવું જોઇતું આઠ લાખનું પેન્શન બંધ કર્યું આથી તે વિશેષ જ છંછેડાયો, અને તેને લાગ્યું કે હવે ધીરજ ધરીને ખાલી બેસી રહેવાનો વખત છે નહિ. તેણે પોતાને થયેલા અન્યાયની અપીલ કરવા અઝીમુલ્લાખાં નામના વકીલને વિલાયત મોકલ્યો. સતારાના મહારાજાએ પણ રંગો બાપુજીને એવા જ કામ માટે વિલાયત મોકલ્યો હતો. પણ ત્યાં કઈ વળ્યું નહિ. અઝીમુલ્લાખાં યુરોપ થઇને હિંદુસ્તાન પાછો ફર્યો. તેણે ઇંગ્લાંડમાં તેમ જ યુરોપમાં ફરીને યુરોપિયન લોકોની તાકાતનો ક્યાસ કાઢ્યો હતો. એશિયાવાસી ગણાય એવા તુર્ક લોકોના હાથે તેમને માર ખાતા તેણે જોયા હતા. ઇટલીમાં ગેરીબાલ્ડીએ પણ ઓસ્ટ્રિયાના પરદેશી સમ્રાટની ઝૂંસરી ફગાવી દેવા માટે લડત ચલાવી હતી. હિંદીઓ પણ આવું શું કામ ન કરી શકે? તેણે હિંદુસ્તાનમાં આવીને આ બધી હકીકત નાનાસાહેબને કહી. તેમની ખાતરી થઈ કે કંપની સરકાર હિંદુસ્તાનમાં જે કંઈ કરે છે—નવા મુલક મેળવે છે કે અન્યાય વા જુલમ કરી સત્તા ચલાવે છે તેનું કારણ હિંદી સૈન્ય જ છે. આ સૈન્યને જો હાથમાં લઈ શકાય તો કંપનીનું રાજ્ય અર્ધી ક્ષણમાં ખલાસ થાય. નાનાસાહેબ અને અઝીમુલ્લાખાં યાત્રાને નિમિત્તે, ઉત્તર હિંદના અસંતુષ્ટ રાજારજવાડાંનો મુલાકાતે ઊપડયા. દક્ષિણના રાજારજવાડાંને મળવા રંગો બાપુજી ઊપડયો. ઠેકઠેર જઈ મહત્ત્વની વ્યક્તિઓને મળી કંપની સરકારનું રાજ્ય એકસાથે ઉખેડી નાખવાનું એક પ્રચંડ કાવતરું તેમણે શરૂ કર્યું. તેમના આ કાવતરામાં ઝાંસીની રાણી લક્ષ્મીબાઈ, દિલ્હીના અપમાનિત શાહજાદાઓ અને વૃદ્ધ બહાદુરશાહ બાદશાહની માનીતી બેગમ ઝીનતમહલ, લખનૌના મુલ્લા મૌલવીઓ અને જગદીશપુરના પ્રખ્યાત જાગીરદાર ભાઈઓ કુંવરસિંહ-અમરસિંહ એમ અનેક વગદાર વ્યક્તિઓ ભળી કોણે, ક્યાં અને શું કરવું એ પણ નિશ્ચિત થઈ ગયું. આમ આખા હિંદુસ્તાનમાં અસંખ્ય મુલ્લામૌલવી અને સાધુ-વૈરાગીઓની

પ્રચારક સેના ઊભી થઈ. આ સ્વયંસેવકો કંપનીની લશ્કરી છાવણીઓમાં ભજનકીર્તન કરવાને બહાને ઘૂસતા અને પગારભેદ અને પદવીભેદથી મહેલેથી અસંતુષ્ટ થયેલા હિંદુમુસલમાન સિપાઈઓને દેશ અને ધર્મ ખાતર પ્રાણ પાથરવાનું આહ્વાન કરતા. એક છાવણીથી બીજી છાવણીમાં અને એક ગામથી બીજે ગામ ફરી'વળી આ સાધુ ફકીરોએ બળવાની જાળ આખા હિંદુસ્તાનમાં બિછાવી દીધી. દેશનો સામાન્યવર્ગ પણ અસંતુષ્ટ તો હતો જ. હુન્નરઉદ્યોગ તૂટવાથી કારીગરો બેકાર બન્યા હતા. અંગ્રેજી શિક્ષણ આપવાથી ફારસી પંડિતો નિરાશ્રિત થઈ ગયા હતા. આવાઓની મોટીમોટી સભાઓ ભરી ક્રાંતિના પેલા ઝંડાધારીઓ દેશ અને ધર્મને ખાતર કંઈ ને કંઈ કરી છૂટવાનો આદેશ આપવા લાગ્યા. આ ક્રાંતિકારોની કાર્ય કરવાની ખૂબી તો એ હતી કે સર્વત્ર વ્યાપી ગયેલા કંપનીના રાજ્યની સામે આટલું જબરજસ્ત પ્રચારકાર્ય થતું હતું પણ તેની જરા સરખી ગંધ પણ સરકારના કોઈ અધિકારીને આવી નહિ. આખી પ્રજા જ જ્યાં એક થવા માંડી હોય ત્યાં પરદેશીને ખબર કોણ આપે ? અને આ અંગ્રેજો વિજેતાઓ બધે જ કરે છે તેમ હિંદીઓથી અતડા રહેતા હતા તે પણ ખરું જ.

ખુદ નાનાસાહેબ પેન્શન જપ્ત થવા છતાં જાણે કંઈ જ ન બન્યું હોય તેમ સ્વસ્થ અને પ્રસન્ન દેખાતા ચિત્તે પોતાના અંગ્રેજ અધિકારી મિત્રોને મળતાકરતા, પહેલાંની જેમ મિજ્બાનીઓ માટે તેમને તે પોતાને ત્યાં વારંવાર બોલાવતો અને ખાઈપીને મજા કરતો હોય એવો દેખાવ કરતો. કોઈ કોઈ વાર તો એવું પણ બનતું કે ઘરમાં અંગ્રેજ મહેમાનો સાથે એ મોજમજા કરવા બેઠો હોય ત્યારે કોઈ ક્રાંતિકારી દૂત તેને મળવા આવે. સહજભાવે ઊઠીને તેને મળીને, યોગ્ય સલાહ ને સલાહસૂચના આપવાનું કામ કરીને તે પાછો અંગ્રેજ મિત્રોમાં આવી જઈને મિજલસમાં આમોદપ્રમોદ કરવામાં ભળી જતો.

લક્ષ્મીબાઈ પણ ભજનપૂજન અને પુરાણશ્રવણ તો આખો વખત

કરતી, પરંતુ સવારમાં ચાર વાગ્યે ઊઠી દંડબેઠક, મગદળ અને મલખમ ઉપર કસરત કરતી અને તે ઘોડા ઉપર સવાર થઈને ખૂબ વ્યાયામ કરતી. ત્યારપછી થોડોક વખત આરામ કરીને તે પોતાના નિત્યના કામમાં પરોવાઈ જતી. આ નિત્યનાં કામોમાં ભજન-પૂજન અને પુરાણશ્રવણ ઉપરાંત અનેક માણસોની મુલાકાત લેવી, સલાહમસલત કરવી અને દેવદર્શને જવું એ પણ હતું. શ્રીલક્ષ્મી ઉપર તેની અત્યંત આસ્થા હોવાથી તે દર શુક્રવારે અનશનનું વ્રત કરી સાયંકાળે લક્ષ્મીના પૂજને જતી.

આમ ખૂબ કુનેહથી અને ગુપ્તતાથી બળવાનું પ્રચારકાર્ય ચાલતું હતું. એવામાં કંપની સરકારના લશ્કરમાં એક નવા જ પ્રકારનાં કારતૂસ આવ્યાં. આ કારતૂસોને ગાયની અને ડુક્કરની ચરબી ચોપડેલી હોય છે એવી લશ્કરમાંના બધા સિપાઈઓને ખાતરીની બાતમી મળી અને તેથી હિંદુ અને મુસલમાન બંનેમા ખળભળાટ મચ્યો. જોતજોતામાં આ ખબર આખા હિંદુસ્તાનમા પહોંચી ગઈ અને સાધુમુલ્લાઓએ આનો ઝપાટાબંધ પ્રચાર કરીને ઘણાખરા દેશી લશ્કરને ક્રાંતિના પ્રયત્નમાં મેળવી દીધું. સહુની ખાતરી થઈ કે અંગ્રેજોએ દેશ લીધો, ધન લીધું, માન લીધું અને ધર્મ પણ લેવા માગે છે. આમ વટલાઈ જઈને જીવવું તેના કરતાં ધર્મને ખાતર મરવું બહેતર છે એવું દરેકને લાગવા માંડ્યું. દેશી સિપાઈઓને પોતાના અંગ્રેજ અમલદાર પ્રત્યે તિરસ્કાર ઉત્પન્ન થયો અને તેમના મનમાં એક પ્રકારની નીડરતા અને ખુમારી જાગી. સામાન્ય લોકોમાંથી પણ યુરોપિયન લોકો વિશેનો અહોભાવ ઊડી ગયો અને કંપનીના અંગ્રેજ અધિકારીઓ શહેરોના માર્ગ ઉપરથી પસાર થતા હોય ત્યારે લોકોનો તેમના પ્રત્યેનો રોષ લોકોનાં મોં ઉપર દેખાઈ આવવા લાગ્યો. દેશી સિપાઈઓને પગાર અને ભથ્થાં આપવામાં પણ કંજૂસાઈ બતાવનાર ડલહૌસીના ઘમંડ સામે દેશી લશ્કર વિશેષ રુષ્ટ થયું. તેમનામાં દેશ અને ધર્મની પ્રીતિ ઉત્પન્ન થઈ. સ્વમાન અને તેજ તેમની આંખોમાં ચમકવા

લાગ્યાં. સિપાઈઓના આ અસંતોષે ક્રાંતિને વિશેષ ઉત્તેજન આપ્યું. નહિ તો આ પહેલાં હિંદી લોકોએ કંઈ ઓછાં અન્યાય કે અપમાન સહન કર્યાં નહોતાં. તેમની સંપત્તિ કંઈ ઓછી લૂંટાઈ નહોતી. પરંતુ લોકોમાં જ્યાંસુધી દાસવૃત્તિ ઘર કરીને બેઠી હોય છે ત્યાં સુધી અન્યાય, અપમાન કે સંપત્તિની લૂંટ લોકોને બહુ કઠતાં નહિ. પણ એક વખત એ દાસવૃત્તિ ચાલી ગઈ, અસ્મિતા જાગી એટલે લોકોને એ જ અન્યાય, અપમાન કે લૂંટ અસહ્ય થયાં. તેમનો પ્રતિકાર કરવાનો નિશ્ચય દૃઢ થવા લાગ્યો. નાનાસાહેબ અને ક્રાંતિના અન્ય નેતાઓએ આ પરિસ્થિતિ ઓળખી તેનો લાભ ઉઠાવ્યો અને તેમણે એવું જબરજસ્ત સંગઠન જમાવ્યું કે જેને પરિણામે હિંદુસ્તાનમાંના અંગ્રેજી રાજ્યના પાયા હાલી ઊઠ્યા અને સામ્રાજ્યની આખી ઇમારત પડું પડું થઈ ગઈ.

કંપની સરકાર સામેના રોષાગ્નિથી ભભૂકતું હિંદુસ્તાન મૂકીને ઈ. સ. ૧૮૫૬ માં લૉર્ડ ડલહૌસી વિલાયત સિધાવ્યો અને તેની જગ્યાએ લૉર્ડ કૅનિંગ ગવર્નર જનરલ થઈને આવ્યો. ડલહૌસીની કારકિર્દીનું તેણે અવલોકન કરેલું હતું અને તેણે હિંદુસ્તાનમાં પગ મૂક્યો ત્યારે તેણે આખા દેશમાં એક અજબ શાંતિ જોઈ. લૉર્ડ ડલહૌસીની ગાજવીજિયા ગર્જના પછી આ અજબ શાંતિ એ ભયંકર તોફાન પૂર્વેની શાંતિ છે એવી શંકા તેને આવ્યા વિના રહી નહિ. અને તેથી જ ગવર્નર-જનરલ નિમાયા પછી તેણે તુરત જ બોર્ડ ઑવ ડિરેક્ટર્સને જણાવ્યું કે "હિંદુસ્તાનમાં મારી કારકિર્દી શાંતિવાળી નીવડે તો સારું એવી મારી ઇચ્છા છે. પરંતુ ત્યાંના વાતાવરણમાં કોઈ અજબ પ્રકારનો દ્વેષાગ્નિ ધૂંધવાતો દેખાય છે, જે એક ક્ષણમાં આખું આકાશ સળગાવી મૂકી મારી દુર્દશા કરી નાખશે.' તેની આ આગાહી તેના આવ્યા પછી થોડા જ સમયમાં સાચી પડી.

'વિનાશકાળે વિપરીત બુદ્ધિ' એ કહેવત પ્રમાણે કંપની સરકારને પોતાની હિંદીઓ પ્રત્યે બેપરવા રહેવાની વૃત્તિને બદલવાનું સૂઝયું જ

નહિ. તેમણે હિંદીઓને સાવ જડ જેવા—માણસાઈના પ્રાણ વિનાના માન્યા, ઉપરાઉપરી મળતા વિજયો, સફળતા અને સંપત્તિની લૂંટથી તેઓ ભાન ભૂલી ગયા અને તેમને સત્તાનો એવો કેફ ચડયો કે આજુબાજુ શું ચાલે છે તે જોવાની દરકાર પણ કર્યા વિના ! હમ કરે સો કાયદા ' એમ પોકારી તેમણે પોતાની સામ્રાજ્યવાદી યોજનાઓ ચલાવ્યે જ રાખી.

રાજ્યો ખાલસા કરવાની પ્રવૃત્તિની હિંદીઓ ઉપર કેવી અસર થઈ હશે તેનું અનુમાન પ્રતિહાસલેખક લડલો સાચું જ કરે છે. તે લખે છેઃ 'એટલું તો નિસ્સન્દેહ છે કે જે સાંસ્થાનિકોનાં રાજ્ય નવારસી ગણીને ખાલસા કરવામાં આવ્યાં તેમના પક્ષમાં હિન્દીઓની લાગણી અંગ્રેજો વિરુદ્ધ જો ન ઉશ્કેરાય તો એમ જ ગણવું પડે કે હિંદીઓમાં મનુષ્યત્વ જ રહ્યું નથી. એ નિઃસંશય છે કે એક પણ એવી સ્ત્રી નહિ હોય કે જેને આપણે આ રાજ્યોને અપહરણ કરવાની વૃત્તિથી આપણી દુશ્મન નહિ બનાવી હોય; એક પણ બાળક એવું નહિ હોય કે જેને આપણાં આવાં કૃત્યોને લીધે ફિરંગીઓના રાજ્યની વિરુદ્ધ પહેલેથી જ દ્વેષભાવનું શિક્ષણ નહિ સેવડાવ્યું હોય.'

અને ઈ. સ. ૧૮૫૭ સુધીના હિંદીઓમાં મનુષ્યત્વ એટલું બધું નહોતું રહ્યું એવું નથી.

ચરબીવાળાં કારતૂસ આવ્યા એટલે હિંદુ-મુસલમાન સિપાઈઓનાં માથાં ભમવા માંડયાં. કંપની સરકાર આ શું કરવા બેઠી છે એમ એમને થયું. ક્રાંતિના નેતાઓએ બળવાની તારીખ ૩૧ મી મે નક્કી કરી હતી, અને આ તારીખ દરેક લશ્કરી ટુકડીના મુખીને જ કહેવામાં આવી હતી. બીજા કોઈને તેની જાણ પણ કરવામાં આવી નહોતી. ૩૧મી મેને હજી વાર હતી. પણ માથાં ભમાવે એવો હુકમ થાય એટલે સિપાઈ ધીરજ ક્યાં સુધી રાખે ? બરાકપુરની ઓગણીસમી પલટણને કારતૂસ આપવામાં આવ્યાં. પણ સિપાઈઓએ કારતૂસો વાપરવાની

ના પાડી. હુકમનો ભંગ સહેવા કદી ન ટેવાયેલા અંગ્રેજ અમલદારોએ આખી ટુકડીનાં હથિયાર મુકાવી દઈ ટુકડીને બરખાસ્ત કરવાનો ઇરાદો કર્યો. સિપાઈઓએ તુરત બળવો કરવાનો વિચાર કર્યો પણ તેમના આગેવાનોએ ૩૧ મી મે સુધી થોભી જવા અને ચૂપચાપ હથિયાર મૂકી દેવાની સલાહ આપી. પણ મંગલ પાંડે નામનો એક નવજવાન સિપાઈ ધીરજ ન રાખી શકયો. દેશ અને ધર્મની ભાવનાથી તે સળગી ઊઠયો હતો. ૨૯ માર્ચે ૧૮૫૭ ના રોજ પલટનને કવાયત માટે મેદાન ઉપર બોલાવવામાં આવી. પલટન મેદાન ઉપર આવીને ઊભી રહી ત્યાં તો મગલ પાડે તુરત સામે કૂદી પડયો અને અંગ્રેજો વિરુદ્ધ ધર્મયુદ્ધ શરૂ કરવાને પોતાના બાકીના દેશભાઈઓને તેણે મોટેથી આહવાન કર્યું. અંગ્રેજ અફસરે તેને ગિરફતાર કરવાની દેશી સિપાઈને આજ્ઞા કરી. પણ આ આજ્ઞા કોણ ઉઠાવે? સિપાઈઓ મુદ્દત પહેલાં બળવો કરવા તૈયાર નહિ થયા પણ મગલપાડેને ગિરફતાર કરવા કંઈ તેઓ તૈયાર થાય એ શકય નહોતુ. મગલ પાડે સીધો ગોરા અમલદાર તરફ દોડયો અને તેણે તેના તરફ ગોળીબાર કર્યો. અમલદાર જમીન ઉપર પડયો. ૧૮૫૭ ના ક્રાંતિયુદ્ધની એ પહેલી ગોળી હતી! અને તે ક્રાંતિકારો તરફથી જ તેમના જ પૈકી એક તરફથી પહેલી છૂટી હતી! આજ સુધી કપની સરકારે અને ડલહૌસી જેવા ઉન્મત્ત અમલદારોએ હિંદી રાજાઓ અને લોકોના જે અસખ્ય અપમાન કર્યા હતા અને લગભગ અર્ધી સદી સુધી જે અસહ્ય માનભગ ચલાવ્યો હતો તે બધા કર્મોનો વિપાક આ મગલ પાડેની ગોળીમાં જાણે સમાયો હતો! આજ સુધીના અનેક મૂક શાપો અને સનાપો મંગલ પાડેની આ ગોળી મારફત જ જાણે પહેલી જ વાર બુલદ રીતે પ્રકટ થયા! આ પછી મગલ પાડે ઉપર બેચાર ગોરા અમલદારો તૂટી પડયા. પાડેએ તરવાર ખેંચી તેમની સાથે એકલા હાથે યુદ્ધ શરૂ કર્યું. પણ જ્યારે તેને જણાયું કે પોતે હવે પકડાઈ જશે ત્યારે તેણે પોતાની છાતી ઉપર જ ગોળીબાર કર્યો પણ તેનાથી તે મૃત્યુ પામ્યો નહિ પછી

તેને પકડવામાં આવ્યો, તેની લશ્કરી તપાસ કરવામાં આવી અને તેને ફાંસીની શિક્ષા ફરમાવવામાં આવી. તેને ફાંસી આપનાર પણ બરાકપુરમાં કોઈ મળી આવ્યું નહિ.

તા. ૬ એપ્રિલ ૧૮૫૭ ના રોજ કલકત્તાથી ભાડે આણેલા માણસોને હાથે મંગલ પાંડેને બધા સિપાઇઓની સામે ફાંસીએ ચડાવવામાં આવ્યો. મંગલ પાંડે મૃત્યુ પામ્યો—પરંતુ તેના મૃત્યુથી ગોરા અધિકારીઓએ માન્યું હતું તેમ દેશી સિપાઇઓના દિલમાં બીક પેઠી નહિ ઊલટાં તે ક્રોધથી પ્રદીપ્ત થયાં. મનમાં ને મનમાં તેઓ મંગલ પાંડેને ધન્યવાદ દેવા લાગ્યા અને તેના પ્રત્યે આદર વ્યક્ત કરવા લાગ્યા. તેના સ્વાર્થત્યાગ માટે, હિંમત માટે, દેશભક્તિ માટે અને ધર્મપ્રીતિ માટે તેના ગુણ ગાવા લાગ્યા, અને તેને શહીદ ગણીને વંદન કરવા લાગ્યા. પોતામાં તેના જેવી હિંમત ન હોવાથી પોતા ઉપર તિરસ્કાર દર્શાવવા લાગ્યા—અને આ બધાનું અંતિમ પરિણામ તો જે આવવાનું હતું તે જ આવ્યું. દેશી લશ્કરોમાંના બધા સિપાઇઓ અસ્વસ્થ થયા. દરરોજ બંડખોરીપણું ક્યાંક ને ક્યાંક દેખાવા લાગ્યું, ક્યાંક ગુપ્ત કાવતરું ખુલ્લું પડી ગયું, ક્યાંક કાવતરાં કરનારાઓને શિક્ષા થઈ. આખું વાતાવરણ આવા બનાવોથી ભરાઈ ગયું. લોકોની આંખોમાં જુદી જ જાતની ચમક દેખાવા લાગી. મોઢામાંથી કંપની સરકારની નિંદા, ગોરા અમલદારોના જુલમી વર્તનનો નિષેધ અને કંપનીની સત્તા ઉપર શાપ વરસવા લાગ્યા.—અને લોકોના જે હાથ એક વખત સાહેબલોકને સલામ કરવા સળવળતા તે જ હાથ હવે સાહેબલોકોને શિક્ષા કરવા માટે શસ્ત્રાસ્ત્ર પકડવા માટે સળવળવા લાગ્યા. અને અંતે એક મહિના બાદ એટલે ૧૦ મે ૧૮૫૭ને રોજ મીરતમાં ખુલ્લા બળવાની એવી આગ સળગી કે જેણે ક્રાંતિની જ્વાળાઓ દેશના આખા ગગનમાં ફેલાવી દીધી!

તે દિવસ રવિવારનો હતો. મીરતના શહેરીઓ અને હજારો હથિયારબંધ દેહાતીઓ બહારથી આવીને શહેરમાં ભેગા થતા હતા.

છાવણીમાં પણ જોરથી તૈયારી ચાલતી હતી. સહુથી પહેલાં કેટલાક ઘોડેસવાર જેલ તરફ દોડ્યા. જેલર ક્રાંતિમાં ભળેલો હતો. જેલની દિવાલો પાડી નાખવામાં આવી અને બધા કેદીઓની બેડીઓ ઉદી નાખવામાં આવી. હિંદુ અને મુસલમાન, પાયદળ અને સવાર, તોપોવાળા અને બીજા બધા આખા મીરતમાં જ્યાં જડે ત્યાં અંગ્રેજ માત્રને ઠાર કરવા નીકળી પડ્યા. અનેક અંગ્રેજો મરાયા. બંગલા, દફ્તરો, હોટેલો અને કચેરીઓને આગ લગાડવામાં આવી. 'મારો ફિરંગીકો'ના અવાજથી શહેર ગાજી ઊઠ્યું. છાવણીમાં પણ એ જ અવાજ. અગાઉથી નક્કી કર્યું હતું તે પ્રમાણે તારનાં દોરડાં કાપી નાખવામાં આવ્યાં અને રેલવેનો કબજો લેવામાં આવ્યો. અંગ્રેજી લશ્કર તો હેબતાઈ જ ગયું. શું કરવું તે તેને સૂઝયું નહિ. અનેક અંગ્રેજ, સ્ત્રી, પુરુષ અને બાળકો બંગલાઓમાં બળી મર્યાં.

૧૦ મીની રાત્રે જ મીરતના બળવાવાળા સિપાઈઓ દિલ્હી તરફ રવાના થઈ ગયા. તા. ૧૧ મીએ દિલ્હીના બાદશાહને પોતાનો બાદશાહ બનાવ્યો અને બળવા માટે એક મહત્ત્વનો અધિષ્ઠાતા મળી જવાથી બધે જ ઘોષણા સંભળાવા લાગી કે કંપની સરકારનું રાજ્ય ખતમ થયું છે અને સ્વદેશી સરકારનું રાજ્ય શરૂ થયું છે.

## ૧૦. ઝાંશીમાં ઊથલપાથલ

મીરતમાંના બંડની ખબર સાંભળીને જેમ કંપનીના અધિકારીઓ ચકિત થયા તેના કરતાં પણ વિશેષ ચકિત વિવિધ સ્થાનની બંડખોર પલટણો અને બંડના પક્ષકારો થયા. અંગ્રેજો ગાફેલ હોય ત્યારે ૩૧મી મેને દિવસે આખા હિંદુસ્તાનમાં એકસાથે બંડનો ઝંડો ફરકાવવાનો હતો. અને તે માટે જુદી જુદી છાવણીઓની દેશી પલટણોમાં ત્રણચાર મુખ્ય માણસોની કમિટીઓ બનાવવામાં આવી હતી. અને સિપાઇઓએ તેમની આજ્ઞા પ્રમાણે વર્તવું એવું ઠરાવવામાં આવ્યું હતું. સિપાઇઓને નક્કી કરેલી તારીખ સુધી શાંત રાખવાનો પ્રયત્ન આ કમિટીઓના આગેવાનો ખૂબ કરતા હતા, કારણ કે અંગ્રેજો અસાવધ હોય ત્યારે એકસાથે ચારેકોર બંડ ઉઠાવવાથી અંગ્રેજો હેબતાઈ જશે અને શું કરવું એ તેમને સૂઝશે નહિ એવું બંડવાળાઓનું અનુમાન હતું. અને તે સાચું પણ હતું. અંગ્રેજો જેવા સાહસિક, પરાક્રમી અને ચીવટવાળા લોકો સામે જય મેળવવાનો આ જ એક માર્ગ હતો. આ યોજનાનો જો અમલ થયો હોત તો મીરત અને દિલ્હીમાં પહેલે જ સપાટે બન્યું તેમ અંગ્રેજ અમલદારો હેબતાઈ ગયા હોત અને શું કરવું એ વિચારથી કિંકર્તવ્યમૂઢ થઈ ગયા હોત. અને તો પછી બળવાવાળાઓની ક્રાંતિ સફળ થઈ અંગ્રેજી રાજ્ય ઊખડીને તેની જગાએ સ્વદેશી રાજ્ય સ્થાપન થઈ શક્યું હોત. પરંતુ સિપાઈઓમાં આગ ચેતવવી જેટલી સહેલી હોય છે તેટલી તે કાબૂમાં રાખવી સહેલી નથી હોતી. સિપાઈઓનાં દિમાગ જ હમેશાં એવાં ગરમ હોય છે. મીરતના ૮૪ સિપાઈઓએ નવાં કારતૂસોનો અસ્વીકાર કરવાથી તેમને શિક્ષા થઈ અને તેથી મીરતના બીજા સિપાઈઓ આગેવાનોના કહ્યામાં રહ્યા નહિ. બજારમાંની સ્ત્રીઓનાં મહેણાં તેમના ગરમ દિમાગને સળગાવી મૂકવામાં સફળ થયાં અને નક્કી કરેલી તારીખથી ત્રણ અઠવાડિયાં પહેલાં બંડનો આરંભ થયો. આનાથી અંગ્રેજોને ફાયદો જ થયો. દેશી સિપાઈઓમાં અસંતોષ છે એ વાતની

અંગ્રેજોને આ પહેલાં પણ ખબર હતી. પરતુ એ અસંતોષના અગ્નિનો ભડકો થઈ તે અંગ્રેજી રાજ્યની આહુતિ લેશે એ કલ્પના તેમને કદી આવી નહોતી. મીરતના બનાવથી તે સાવધ થયા. હવે તેમના ખ્યાલમાં આવ્યું કે પલટણોના સિપાઈઓમાં ગેરશિસ્ત શાથી આવી છે, તેમનામાં નમ્રતાની જગાએ પહેલાંની ઉદ્ધતાઈ કેમ આવી છે અને રાત્રે બરાકોમાં ભજનોને રંગ શાથી ચડે છે અને અમલદારોની ઊંઘને ખલેલ પહોંચશે એવી પહેલાંની બીક કેમ રહી નથી. તેમના પોતાના બંગલામાં કામ કરનાર નોકરો આખી રાત ભજનોનો શોર મચાવી તેમના શેઠસાહેબોની ઊંઘમાં ખલેલ પહોંચાડવા લાગ્યા હતા. આ બધું તેમણે અત્યાર સુધી નિરર્થક ગણી ગણકાર્યું નહોતું. પણ હવે મીરતનો બનાવ બન્યા પછી તેમને ખાતરી થઈ કે સિપાઈઓની વર્તણૂકમાં થયેલો આ ફેરફાર એક મહા અસંતોષનું ચિહ્ન છે અને તેથી આ આફતનો સામનો કરવાની તેઓ તૈયારી કરવા લાગ્યા મુલકી અને લશ્કરી ખાતામાં કામ કરતા અંગ્રેજોના અને તેમના કુટુંબોના રક્ષણની યોજનાઓ તેઓ વિચારવા લાગ્યા અને સર્વત્ર બંડ ફાટી નીકળે તો તેને દાબી દેવાની વ્યૂહરચના પણ તેમણે કરવા માંડી. જુદી જુદી છાવણીઓના અધિકારીઓ ખૂબ કુશળતાથી અને યુક્તિપ્રયુક્તિથી મર્મના સ્થાનો, બચાવના ઠેકાણા, શસ્ત્રાગારો અને ખજાના ઉપરથી દેશી સિપાઈઓના પહેરા ખસેડી નાખી ત્યાં ગોરા સિપાઈઓના પહેરા ગોઠવવા માંડ્યા. દેશી સિપાઈઓ ઉપર મુદ્દલ વિશ્વાસ ન રાખતા પ્રસંગ આવ્યે બંડવાળાઓનો સામનો કરી, નવી કુમક આવતા સુધી પોતાનાં સ્થાનોનો બચાવ કરવાની તૈયારી તેમણે કરી મૂકી

. મીરતમાં અને દિલ્હીમાં અંગ્રેજો હેબતાઈ ગયા. એ વાતથી બંડવાળાઓમાં નવો જ ઉત્સાહ આવ્યો અને ઠેરઠેર નિશ્ચિત તારીખ પહેલા જ બળવાનો આગ ફાટી નીકળી. બધેથી જ સિપાઈઓ દિલ્હી તરફ આવવા લાગ્યા. બંડવાળા સિપાઈઓને એક વસ્તુનું ભાન ન રહ્યું કે રાજધાની ઉપરાંત મહત્ત્વના માર્ગો ઉપર નાકાબંધી કરવી

પડે છે. એકલા ઉત્સાહથી ક્રાંતિ સફળ થતી નથી. એકલી શહીદીથી પણ નહિ. ક્રાંતિ સફળ કરવા વાસ્તે ઉત્સાહ, શહીદી ઉપરાંત તીવ્ર બુદ્ધિમત્તાની જરૂર પડે છે. બળવાના મુખ્ય નેતાઓમાં–નાનાસાહેબ, ઝાંશીની રાણી લક્ષ્મીબાઈ, તાત્યા ટોપે ઇત્યાદિમાં એ હતી પરંતુ સિપાઇઓમાં એ ન હોવાથી બધેથી જ લશ્કરો દિલ્હીમાં ભરાવા માંડ્યાં. આને લીધે દિલ્હી પ્રબળ બન્યું પરંતુ બાકીના બધા મુલક ઉપરનો બંડવાળાઓનો કાબૂ રહ્યો નહિ. અવરજવરના માર્ગો અંગ્રેજો માટે ખુલ્લા જ રહ્યા.

જ્યાં જ્યાં ઉત્સાહી, વીર, તીવ્ર બુદ્ધિમત્તાવાળા આગેવાનો હતા ત્યાં ત્યાં બંડ નિયત દિવસના કરતાં વહેલું શરૂ થયું જ નહિ. બરાકપુર, મીરત, ફિરોજપુર, બરેલી, મુરાદાબાદ વગેરે ઠેકાણે બળવાનો આરંભ થયો અને બંડવાળાઓ વિજયી થતા જતા હતા તોપણ કેટલાંએ સ્થાનો હજી શાંત જ હતાં.

મીરત અને દિલ્હીના બંડની ખબર ઝાંશીમાં આવી પહોંચી. આ વખતે ઝાંશીમાં બંગાળ નેટીવ ઇન્ફન્ટ્રીની ૧૨મી પલટણ, ૧૪મી કૅવેલરી અને એક તોપખાનું એટલું સૈન્ય હતું. એ સૈન્યનો ઉપરી કૅપ્ટન ડનલોપ હતો. ઝાંશીનો કમિશ્નર અને રાજકીય ખાતાનો ઉપરી અધિકારી કૅપ્ટન એલેક્ઝાંડર સ્કીન હતો. મીરત અને દિલ્હીની ખબરો સાંભળીને પણ ઝાંશીમાં બંડ થશે એવું ત્યાંના મુખ્ય અધિકારી મેજર સ્કીનને લાગ્યું નહિ. ઝાંશીથી થોડેક દૂર નૌગામ કરીને એક ગામની લશ્કરી છાવણીમાં જરા બળવાના સળવળાટ જેવું લાગ્યું એટલે ત્યાંના અંગ્રેજ અધિકારીઓએ અગમચેતી વાપરીને ત્યાં પાકો બંદોબસ્ત કર્યો. આ જોઈને ઝાંશીના અધિકારીઓને આશ્ચર્ય થયું. ઝાંશીના લશ્કરની સ્વસ્થ વર્તણૂકથી તેમને નિશ્ચિંતતા હતી. એ લશ્કર ઉપર વિશેષ જાપ્તો રાખવાની તેમને જરા પણ જરૂર પડી નહિ. ઊલટું તા. ૧૮મી મેએ સ્કીન સાહેબે વડી સરકાર ઉપર રિપોર્ટ લખી મોકલ્યો કે ઝાંશીની સેના તદ્દન શાંત અને સ્વસ્થ છે. લખતાં આનંદ થાય

એવી વાત તો એ છે કે દિલ્હી અને મીરતની વાત સાંભળીને અહીંના એકનિષ્ઠ લશ્કરને બળવાખોરો ઉપર કંઈક રોષ પણ ઉત્પન્ન થયો છે. અત્રેનો સેનાપતિ કેપ્ટન ડનલોપ છે અને તેને પોતાના સૈનિકો સાથે ઘણો જ દિલોજાનીનો સંબંધ છે. પોતાના સૈનિકોની દિલચાલો તે બરાબર સમજે છે. એટલે અહીંના લશ્કરમાં જરાએ ખટપટ જાગવાનો સંભવ નથી. બુંદેલખંડનાં બીજાં નાનાં નાનાં રાજ્યોએ તો ચૌદ વર્ષ ઉપર કરેલા બંડ વખતે સારી પેઠે માર ખાધેલો છે એટલે આ વખતે તેઓ પણ ડાહ્યા થઈ સ્વસ્થ બેઠાં છે. બંડનું નામ સાંભળતાં જ તેઓ ધ્રૂજી ઊઠે છે. સીમરથના રાજાએ જરા ગળવળાટ કરવા માંડ્યો એટલે તેને કિલ્લામાં કેદ કરવામાં આવ્યો છે. એટલે બુંદેલખંડ વિશે જરાએ ચિંતા કરવા જેવું નથી.'

૩૦મી મેએ પણ તેણે ફરીથી આજ જાતનો રિપોર્ટ કર્યો: "અહીં સર્વત્ર શાંતિ છે અને સૈન્ય દૃઢનિશ્ચયી છે. શાંત છે.' ત્રીજી જૂનને દિવસે પણ તેણે આવો જ રિપોર્ટ કર્યો: 'હજી સુધી તો અમે સુરક્ષિત છીએ. પાનનો ઠાકોર કુચ ગામ ઉપર હુમલો કરવાનો છે એવી વાત સાંભળીને મેં અહીંથી ઘોડેસવાર ટુકડી ત્યાં મોકલી. ઘોડેસવારો ઉત્સાહથી ત્યાં ગયા અને ત્યાંની ખટપટનો અંત આવી ગયો.' આ બંડ સર્વત્ર પ્રસરેલું છે એવો લોકમત છે પણ હું આનંદથી જણાવવાને શક્તિમાન છું કે ઝાંશીમાં બંડ પ્રસરેલું નથી, એટલું જ નહિ પરંતુ અહીંના લોક બંડમાં ભળવાના પણ નથી.' ઝાંશી ખાલસા થયું હતું. રાણી અસહાય થઈને ઈશ્વરભજનમાં તલ્લીન થઈને બેઠી હતી, અંગ્રેજોનો રાજકારભાર ચાલતો હતો અને સ્કીન સાહેબને ઝાંશીમાં બંડ થાય એવી શંકા પણ શાની આવે?

પણ ઝાંશીમાં ઉપર ઉપરથી જ બધું શાંત હતું. ત્યાંનું દેશી લશ્કર વ્યવસ્થિત રીતે શાંતિ જાળવતું હતું, કારણ કે લશ્કરના નેતાઓએ બંડ-૩૧મી મેને દિવસે શરૂ કરવાનું નક્કી કર્યું હતું. દિલ્હી અને

મીરતમાં બળવો વહેલો શરૂ થયો તોપણ ઝાંસીવાળા લોકો કોઈનવા સંદેશાની રાહ જોતા હતા.

૧લી જૂનના દિવસે અંગ્રેજી અમલદારોના એક બંગલામાં આગ લાગી, પરંતુ તે એક અકસ્માત હશે એમ જ અંગ્રેજોએ માન્યું. પરંતુ ચોથી જૂનને દિવસે દેશી પાયદળની પલટણની સાતમી ટુકડીના હવાલદાર ગુરુબક્ષે પોતાના સિપાઇઓની મદદથી 'સ્ટારફોર્ટ' કબજે કરી લીધો. આ કિલ્લો નાનો હોવાથી ત્યાં બંદૂકો, દારૂગોળો અને ખજાનો રાખવામાં આવ્યો હતો. બંડખોરોએ ત્યાં જઈને દારૂગોળાની મદદથી હાહાકાર મચાવી મૂક્યો. આ સમાચાર કૅપ્ટન ડનલોપના જાણવામા આવતાં જ તેણે બારમી પલટણના સિપાઈઓ તથા રસાલાને એકત્ર કરી કવાયત લીધી અને તેમને ઠેકાણે લાવવાનો પ્રયત્ન કર્યો. સ્ટારફોર્ટના પહેરેગીરો પહેલેથી જ બળવાખોરો સાથે સામેલ હતા. હવે વખત આવેલો જોઈને તેઓ બળવામાં ભળી ગયા અને તેમણે દારૂગોળાનો કબજો લઈ લીધો. ભય જણાતાં અબળા યુરોપિયનો છાવણી છોડી શહેરમાં જઈ ભરાઈ બેઠા. કૅપ્ટન સ્કીન અને ગૉર્ડને બધાને કિલ્લામાં પેસી જવાની ગુપ્ત સૂચના આપી. ઝાંસીની સેના ફરી ગયેલી જોઈને નૌગોંગથી લશ્કરી સહાય મંગાવી.

બીજે દિવસે સ્કીન અને ગૉર્ડન છાવણીમા ગયા અને કૅપ્ટન ડનલોપ સાથે છૂપી મસલત કરી ભવિષ્યની યોજના વિચારી કાઢી. ગૉર્ડન સાહેબે આસપાસના રાજાઓને મદદ માટે કાગળ લખ્યા અને ડનલોપ દારૂગોળાની તૈયારી કરી પોસ્ટમાં પત્રો મોકલવા ગયો. ત્યાંથી પાછા આવી તેણે લશ્કરની કવાયત લેવાની તૈયારી કરી પણ ત્યાં તો બારમી પાયદળ પલટણે તેની ઉપર દારૂગોળાનો પ્રયોગ કરી તેને ઠાર કર્યો.

પહેલે જ સપાટે ઝાંસીનો લશ્કરી સેનાપતિ ઠાર થયો. એટલે અંગ્રેજોને શું કરવું તે સૂઝયું નહિ અને બળવાવાળા વિજયાનંદમાં

આવી ગયા. તેમણે ડલહૌસીએ કરેલા ગેરઇન્સાફનો જવાબ લેવા માટે બીજા અંગ્રેજોને એક પછી એક ઠાર કરીને યમસદન પહોંચાડવા માંડયા. રહ્યાસહ્યા અંગ્રેજો કિલ્લામાં ભરાયા અને ત્યાંથી તેમણે બચાવની તૈયારી કરી. સ્કીન સાહેબે એ બધાને હથિયાર આપ્યાં. કિલ્લાનાં મજબૂત બારણાં બંધ કરી તેની આડે પથ્થર વગેરે ગોઠવી પાકો બંદોબસ્ત કર્યો.

બંડવાળાઓએ છાવણીમાં હાથ આવ્યા તે બધા યુરોપિયનોને ઠાર કરી કિલ્લા તરફ નજર કરવા માંડી. કિલ્લામાં ભરાઈ બેઠેલાઓએ આત્મરક્ષણ માટે યત્ન કર્યો પરંતુ ખળભળેલા સાગર જેવા બંડવાળા સામે તણખલા જેવા મૂઠીભર અંગ્રેજોનું શું ચાલે? છેવટે તેમણે બે જણને રાણી પાસે મદદ માટે મોકલ્યા પરંતુ તેમને બંડવાળાઓએ રસ્તામાં જ ઠાર કરી નાખ્યા. ઝાંસીના સદર અમીન એંડ્રુજને તો રાજમહેલની પાસે જ ઠાર કરવામાં આવ્યો.

કેપ્ટન સ્કીન અને ગોર્ડને નાગોદ અને ગ્વાલિયરથી કુમક મેળવવાના પત્રો મોકલ્યા પરંતુ ત્યાંથી મદદ આવે ત્યાર પહેલાં તો બંડવાળાઓ કિલ્લા ઉપર ત્રાટક્યા. તા. ૭ મીની બપોરે જ કિલ્લો હસ્તગત કરવાનો તેમણે નિશ્ચય કર્યો. તરત જ લડાઈની શરૂઆત થઈ. કિલ્લામાંના અંગ્રેજોએ કંઈ પાછી પાની કરી નહિ. બંડવાળાએ તોપોનો મારો શરૂ કર્યો. કિલ્લામાંના અંગ્રેજોએ પણ તેનો જવાબ ખૂબ બહાદુરીથી આપ્યો. બંડવાળાઓએ કિલ્લાના ગુપ્ત માર્ગ શોધવા પ્રયાસ કર્યો અને કિલ્લામાંના અંગ્રેજોના વિશ્વાસુ સિપાઈઓએ જ તે બંડવાળાઓને બતાવી દીધો! કોણ વફાદાર અને કોણ નહિ એની અંગ્રેજોને ખાતરી જ થાય નહિ. કિલ્લાના ગુપ્ત માર્ગ દેખાડનારને પોલીસ સાહેબે ઠપકો આપ્યો એટલે પોલીસ સાહેબને પેલા સિપાઈઓને હાથે પ્રાણ ખોવો પડયો.

બંડવાળાઓનો કિલ્લા ઉપરનો ધસારો જોઈને અંદરના માણસો

નિરાશ થયા. તેમ છતાં તેમણે સામનો કઈ બંધ કર્યો નહિ. બંડવાળાઓએ કિલ્લાનો દરવાજો તોડી નાખવા પ્રયાસ શરૂ કર્યો એટલે સ્કીન અને ગૉર્ડન સાહેબે તેમની ઉપર ગોળીઓનો મારો ચલાવ્યો. બંડવાળાઓએ દેવડી સર કરી અને કિલ્લા ઉપર ચડવા માંડ્યું. એક જણે બરાબર તાકીને ગૉર્ડન સાહેબને તીર માર્યું અને તે ઢળી પડ્યો. ગૉર્ડન ઉપર અંગ્રેજોનો મુખ્ય આધાર હોવાથી તેને ઢળી પડેલો જોઈ અંગ્રેજોની હિંમત ખૂટી ગઈ. તેઓ કિલ્લાના અંદરના ભાગમાં ભરાઈ ગયા. દારૂગોળો ખલાસ થવા આવ્યો. ૧૪મી કૅવેલરીના રિસાલદાર કાલાખાન અને ઝાંસીના તહસીલદાર અહમદ હુસેને મોટા જોશથી કિલ્લાનો મુખ્ય ભાગ સર કરી લીધો એટલે અંદરના યુરોપિયનોએ સુલેહનો વાવટો ચડાવ્યો.

તા. ૮મી જૂનની સવારે વિજયી બંડવાળાઓનું એક ટોળું કિલ્લાની પાસે આવ્યું. તેમણે ઝાંસીના હકીમ સાલેમહમદને સ્કીન પાસે મોકલ્યો. સ્કીને કહ્યું કે 'જો અમને અખોવન સાગર જવા દો તો અમે તમને કિલ્લો સોંપી ચાલ્યા જઈએ.' સાલેમહમદે આ માગણી સ્વીકારી એટલે કિલ્લાનાં દ્વાર ઉઘાડીને અંગ્રેજો હથિયાર મૂકીને બહાર નીકળ્યા, પણ આ લોકો બહાર આવ્યા કે તરત જ ઉશ્કેરાયેલા બંડવાળાઓ 'મારો ફિરંગી કો! દીન દીન!' નો ઘોષ કરી અંગ્રેજો ઉપર તૂટી પડ્યા. તેમને કેદ કરી મારતા મારતા શહેર બહારના જોગનબાગમાં લઈ ગયા. એવામાં એક ઘોડેસવાર ટુકડીએ આવીને કહ્યું કે અંગ્રેજોને જોગનબાગ પાસે ઠાર કરવાનો રિસાલદાર સાહેબે હુકમ કર્યો છે. બંડવાળાઓને તો આ જ જોઈતું હતું. ઝાંસીના અંગ્રેજોએ નીમેલા જેલદરોગાએ જ આમાં પહેલ કરીને અંગ્રેજોને સ્ત્રી પુરુષ અને બાળકોની ત્રણ હારમાં ઊભા રાખ્યા અને એ જેલદરોગા બક્ષીસઅલીએ જ મોં પહેલાં સ્કીન સાહેબનું માથું કાપી નાખ્યું. બીજાઓએ તેનું અનુકરણ કરીને બધા જ કેદીઓની કતલ કરી નાખી. આવી રીતે કતલ થતાં ૭૫ પુરુષ, ૧૯ સ્ત્રીઓ અને ૨૩ બાળકો હતાં.

આ કતલમાં રાણીનો બિલકુલ હાથ નહોતો એમ ઇતિહાસકારો કે કહે છે. જૂનની શરૂઆતમાં છાવણીમાંના સિપાઈઓમાં સળવળાટ જોઈને કૅપ્ટન ગૉર્ડન બીજા કેટલાક અંગ્રેજોને લઇને રાણીની મુલાકાતે ગયો હતો અને તેણે રાણીને વિનંતિ કરી હતી કે અમારા ઉપર આફત ઊતરવાનો ભય લાગે છે તો આપે અમારું રક્ષણ કરવું. આ વખતે રાણીએ પોતાની પલટણ મદદમાં આપવાનું સૂચવ્યું અને પોતાના ખાનગી લશ્કરમાં નવો ઉમેરો કરવાની પરવાનગી માગી. જે તમને તુરત જ મળી. બીજે દિવસ ગૉર્ડન ફરીથી રાણીને મળવા આવ્યો અને આજીજી કરીને કહેવા લાગ્યો કે આ તોફાનમાં અમારું ગમે તે થાઓ, પરંતુ અમારાં બાળકો અને સ્ત્રીઓનું રક્ષણ આપ કરજો. તેમને આપના રાજમહેલમાં જ આશ્રય આપો. રાણીએ એ વાત પણ કબૂલ રાખી અને કહ્યું કે હું જ્યાંસુધી બેઠી છું ત્યાં સુધી તમારાં બૈરાં છોકરાંનો વાળ પણ વાંકો થવાનો નથી એની ખાતરી રાખજો.

અંગ્રેજ સ્ત્રી બાળકો રાજમહેલમાં આવ્યાં. રાણીએ તેમને સુરક્ષિત સ્થળે રાખ્યાં અને તેમના રહેવા કરવાની ઉત્તમ સગવડ કરી. પરંતુ છાવણીમાં તોફાન થયું, સરકારી બંગલો બળ્યો અને દારૂગોળો તથા ખજાનો લૂંટાયો એટલે બધા અંગ્રેજો છાવણી છોડીને કિલ્લામાં ગયા. આ જ વખતે રક્ષણ માટે સુરક્ષિત સ્થાન છે એમ માનીને સ્ત્રીઓ અને બાળકોને પણ તેઓ મહેલમાંથી કિલ્લામા લઈ ગયા. બધા અંગ્રેજો કિલ્લામાં ભરાયા ત્યાર પછી પણ રાણીએ તેમને ધીરજ આપવાની ચાલુ જ રાખી અને તેમને ખાધાખોરાકી મોકલવાનું પણ ચાલુ રાખ્યું. રોજ રાત્રે ત્રણ મણ ઘઉંની રોટી અને બીજો ખોરાકી સામાન ત્રણ દિવસ સુધી નિયમિત રીતે કિલ્લામાં પહોંચતો હતો.

પણ બળવાની ઊથલપાથલ જેવા પ્રસંગે લોકોમાં પૂરેપૂરી શિસ્ત અને વ્યવસ્થા હોવી બળવાની સફળતા માટે જેટલી આવશ્યક હોય છે તેટલી જ તે અશક્ય હોય છે. તોફાનો વખતે સમાજના નીચલા થરના ગુંડા અને ધમાલિયા લોકો ગમે તેમ વર્તવા માંડે છે. અને આ

સમૂહને શાંત રાખવા વાસ્તે કેળવાયેલી શિસ્તબદ્ધ સેનાની જરૂર હોય છે ઝાંસી ખાલસા કર્યા પછી અંગ્રેજ સરકારે રાણીના સૈન્યને તો વિખેરી નાખ્યુ હતુ રાણી ગુપ્ત રીતે મોટી સેના રાખી શકે એ શક્ય નહોતુ તેની પાસે જો શિસ્તબદ્ધ સેના હોત તો તેણે આવા ગુંડા અને ધમાલિયા ટોળાને કાબૂમાં રાખ્યુ હોત એમાં શક નથી રાણી બળવાની એક પુરસ્કર્તા હતી છતા તે એક ખાનદાન નેત્રી હતી. પોતાનુ ભૂરુ કરનાર અગ્રેજોને તેણે મહેલમા આશ્રય આપ્યો હતો અને પાછળથી કિલ્લામા ખાધાખોરાકી મોકલી હતી તેને જો અંગ્રેજોને ઠાર જ થવા દેવા હોત તો જે દિવસે બંડવાળાઓએ છાવણીમા જ આગ અને કાપાકાપી શરૂ કરી તે જ દિવસે તેણે અંગ્રેજ સ્ત્રી બાળકોની કતલ કરાવી હોત અથવા થવા દીધી હોત પરંતુ તેનો એવો હેતુ નહોતો મહેલમાથી અગ્રેજ સ્ત્રીઓ અને બાળકો કિલ્લામાં ગયા પછી તેનું બહુ ચાલે એમ નહોતું ઝાંસીમા અગ્રેજી રાજ્ય થયા પછી જે લોકો અગ્રેજોની નોકરીમા હતા તેઓએ જ કિલ્લા ઉપર ચડાઈ કરી હતી અને તેઓએ જ જોગનબાગ આગળ કતલ કરી હતી આ કતલમાથી બચેલા માર્ટીન નામના અગ્રેજે બળવો શાંત પડયા પછી દામોદરરાવને એક પત્ર લખ્યો હતો તેમા આ પ્રસંગ વિશે જે લખ્યું છે તે આ જ વસ્તુ પુરવાર કરે છે. તેણે લખ્યુ હતું કે, "તમારા બિચારા માતુશ્રી પ્રત્યે અતિશય અન્યાયી અને દુષ્ટ વર્તન ચલાવવામા આવ્યુ છે તેની ખરી વિગત હું જેટલી જાણુ છુ તેટલી કોઈ જાણતું નથી ૧૮૫૭ ના જૂનમા ઝાંસીમા જે કતલ થઈ તેમા તેનો બિચારીનો બિલકુલ હાથ નહોતો તેણે તો ઊલટુ કિલ્લામા અમારે માટે બે દિવસ સુધી ખાધાખોરાકી મોકલી હતી અને અમારા રક્ષણ માટે ૧૦૦ માણસ પણ મોકલ્યા હતા, જેમને બીજે દિવસે અમે પાછા મોકલ્યા હતા તેમણે મેજર સ્કીન અને ગોર્ડનને દતિયા જઈને ત્યાના રાજાના રક્ષણમા રહેવાની સલાહ આપેલી પણ તેમણે તે માની નહિ અને અંતે પોતાના જ

નીમેલા અમલદારોને અને સિપાઈઓને હાથે તેઓ બધા કતલ થઈ ગયા." *

આ કતલમાંથી બચેલા જ એક અંગ્રેજના આ પુરાવા ઉપરથી સાબિત થાય છે કે અંગ્રેજોની કતલમાં રાણીનો બિલકુલ હાથ નહોતો. પ્રસિદ્ધ ઇતિહાસકાર કે પણ આ બાબતમાં લખે છે કે. "મારા પુરાવાઓ ઉપરથી મને માલમ પડે છે કે કતલને વખતે રાણીનાં પોતાના માણસોમાંથી કોઈ પણ ત્યાં હાજર નહોતું. એમ જણાય છે કે તે કામ મુખ્યત્વે કરીને આપણા જ જૂના માણસોનું હતું. ઈરેગ્યુલર કેવેલરી તરફથી જ એ રક્તપાતનો હુકમ બહાર પડ્યો હતો અને આપણા પોતાના જ જેલ-દરોગાએ એ કતલમાં આગેવાની લીધી હતી"

---

*"Your poor mother was very unjustly and cruelly dealt with—and none knows her true case as I do The poor thing took no part whatever in the massacre of the European residents of Jhashi in June 1857. On the contrary she supplied them with food for two days after they had gone into the Fort—got 100 matchlock men from Kurrua, and sent them to assist us, but after being kept a day in the Fort, they were sent away in the evening. She then *advised Major Skene and Captain Gordon to fly at once* to Dattia and place themselves under protection, but this even they would not do; and finally they, were all massacred by our own troops—the Police, Jail etc."

+"I have been informed, on good authority, that none of the Ranee's servants were present on the occasion of the massacre. It seems to have been mainly the work of our own old followers. The Irregular Cawalry issued the bloody mandate and our Geol Darogah was foremost in the butchery."

અંગ્રેજોની આવી રીતે કતલ કર્યા પછી બળવાવાળા રાણી પાસે આવીને કહેવા લાગ્યા કે 'અમારે દિલ્હી જવું છે તો ત્રણ લાખ રૂપિયા આપો.'

આ વખતે રાણીની ઉમર ફક્ત ૨૧ વર્ષની હતી પણ સમય પારખવાની તેની શક્તિ અજબ હતી. ૧૮૫૭ ના બળવાની તે એક મુખ્ય અધિષ્ઠાત્રી હતી. પરંતુ બરાકપુર અને મીરતમાં બળવો વહેલો ફાટી નીકળ્યો તોપણ તે તેમાં ભળી નહોતી. નિયત દિવસ આવતાં સુધી તે સ્વસ્થ હતી અને ઝાંશીના અંગ્રેજો સાથે તેનું વર્તન સદ્ભાવ-વાળું જ હતું. ઝાંશીનું બંડ તો કાનપુરમાં જે દિવસે બંડ શરૂ થયું તે જ દિવસે શરૂ થયું હતું એ ધ્યાનમાં રાખવું જોઇયે. નાનાસાહેબ અને લક્ષ્મીબાઇનો આ સંબંધે પૂર્વસંકેત થયો જ હોવો જોઈએ. અન્યત્ર બળવો વહેલો શરૂ થવાથી બળવાખોરોમાં કંઈક અવ્યવસ્થા તો આવી જ હતી અને ઝાંશીમાં અંગ્રેજોની કતલ એ તેનું જ પરિણામ હતું. બંડવાળાઓએ ત્રણ લાખ રૂપિયાની રસદની માગણી કરી સારે રાણીએ ન સ્વીકારી હોત તો ઝાંશીની અવ્યવસ્થા વધી. પછી અને પછી નાનાસાહેબ અને તે વહેલા ફાટી નીકળેલા બળવાને જરાએ કાબૂમાં લેવા જે પ્રયાસ કરતા હતા તેમાં મુશ્કેલી જ ઊભી થાત. એનું લક્ષ તો કોઈ પણ રીતે બંડવાળાઓની અવ્યવસ્થાને દૂર કરી પ્રજામાં વ્યવસ્થા, શાંતિ લાવવામાં અને ક્રાંતિને વ્યવસ્થિત રીતે આગળ ધપાવવાની યોજનામાં હતું. એટલે તેણે ઉશ્કેરાયેલા બંડવાળાઓને ગમે તેમ કરીને ત્રણ લાખ રૂપિયા આપ્યા અને તેઓ તે લઈને " ખલ્ક ખુદાકા, મુલ્ક બાદશાહ (એટલે કે દિલ્હીના બાદશાહ) કા, હુકમ રાણી લક્ષ્મીબાઈકા "નો જયઘોષ કરતા કરતા દિલ્હી તરફ રવાના થયા.

## ૧૧. રાણીનો રાજ્યકારભાર

૧૮૫૭ ના બળવાના ઇતિહાસમાં ક્રાંતિ ક્યાંએ વ્યવસ્થિત રીતે અને સ્વસ્થતાથી ચાલી હોય તો તે ત્યાં નાનાસાહેબ અને રાણી લક્ષ્મીબાઈના હાથમાં સંચાલનનાં સૂત્રો હતાં ત્યાં જ. કંપનીના રાજ્યને હઠાવી દીધા પછી હોહા કરીને દિલ્હીમાં ભરાવું અને ત્યાં ધાંધલ મચાવવું એટલાથી સ્વ-રાજ્ય સ્થપાતું નથી હોતું. સ્વનું પણ તંત્ર તો ગોઠવવું જ જોઇએ. એ જો ન ગોઠવાય તો ક્રાંતિ ધાંધલમાં ખપી જઈ અફળ નીવડે.

રાણી લક્ષ્મીબાઈ આ વસ્તુ સમજતી હતી. અને તેથી જ ઝાંસીમાંથી કંપનીનું રાજ્ય ઊઠી ગયું અને ધાંધલિયા બળવાખોરો દિલ્હી તરફ રવાના થયા એટલે તેણે ઝાંસીના રાજ્યકારભારનાં સૂત્ર પોતાના હાથમાં લીધાં. તેને બે કામ કરવાનાં હતાંઃ એક, ઝાંસીમાં વ્યવસ્થા સ્થાપવી; રાજ્યવ્યવસ્થાનું તંત્ર ગોઠવી દેવું અને બીજું, ઝાંસી ઉપર કોઈ તકસાધુ ગુડાઓનું કે અંગ્રેજોનું આક્રમણ આવે તો તેનો સામનો કરવાની તૈયારી કરવી.

આ વખતે રાણી પાસે ચતુર મુત્સદ્દી લોક રહ્યા નહોતા. રાજ્ય ખાલસા થતાં કારભારી લોક ચાલ્યા ગયા હતા અને બીજા પોતાને ઘેર સ્વસ્થ થઈ બેઠા હતા. કોઈ જાતનો રાજકીય ગૂંચવાડો ઉત્પન્ન થાય તો મસલત કરવા જેમ કોઈ માણસ ઝાંસીમાં રહ્યું નહોતું. પણ આથી રાણી કંઇ મૂઝાઈ નહિ. તે પોતે ચતુર હતી, કાર્યકુશળ હતી.

અંગ્રેજોના સિપાઇઓ બળવો પોકારી અંગ્રેજોની કતલ કરી દિલ્હી તરફ રવાના થયા પછી રાણીએ મુત્સદ્દીગીરીનું પહેલું કામ કર્યું તે એ હતું કે તેણે જબલપુરના કમિશ્નર મેજર અરસ્કીન અને આગ્રાના કમિશ્નર કર્નલ ફ્રેઝરને પત્રો લખ્યા. ઝાંસીમાં થયેલા અત્યાચારોમાં પોતાનો જરાએ હાથ નથી એવું તેણે તેમને જણાવ્યું

અને ઉમેર્યું કે બુંદેલખંડમાં અંગ્રેજી સત્તા ફરીથી પૂરેપૂરી રીતે સ્થપાતાં સુધી, પ્રદેશમાં બંડખોરી વધે નહિ, ગુંડાઓ પ્રજાને હેરાન કરી શકે નહિ તેથી ઝાંશીનાં રાજ્યસૂત્રો મેં મારા હાથમાં લીધાં છે. આમાં રાણીનું મુત્સદ્દીપણું ઉત્તમ રીતે જણાઈ આવે છે. બળવાનો પ્રસંગ ઊભો થયો એટલે તક સાધીને તેણે પ્રથમ ઝાંશીનું રાજ્ય પોતાના હાથમાં લઈ લીધું અને જો કદાચ બળવાને દાબી દેવામાં અંગ્રેજો ફાવે અને તેમનું રાજ્ય ફરીથી સ્થપાય તો શાબાશી તરીકે બક્ષિસ દાખલ રાજ્ય પાછું મેળવવાનો માર્ગ તેમણે ખોલી મૂક્યો ! પરંતુ દુર્ભાગ્યે એ પત્રો માર્ગમાં જ ક્યાંક ગૂમ થઈ ગયા. ઝાંશીના કમિશ્નર કેપ્ટન પિંક આ બાબતમાં સ્પષ્ટ લખ્યું છે કે: "બહુ જ વિશ્વાસપાત્ર આધારે કહેવામાં આવ્યું છે કે આપણા દેશબંધુઓની થયેલી કતલ વિશે શોક દર્શાવતા તેમ જ અંગ્રેજ સરકાર ઝાંશી પ્રાંત ઉપર ફરીથી સત્તા જમાવે ત્યાંસુધી જ પોતે ઝાંશીનો કારભાર કરવા માંડ્યો છે એવું કહેતા પત્રો તેણે જબલપુરના કમિશ્નરને તેમ જ બીજાઓને લખી આપણી સરકાર સાથે સારો સંબંધ રાખવા પ્રયાસ કર્યો."*

આ પત્રો રવાના કર્યા પછી તેણે કતલ થઈને પડેલા અંગ્રેજોનાં શબોને ભેગાં કરીને તેમનો યોગ્ય અંતિમ સંસ્કાર કર્યો અને તેણે રાજ્યવ્યવસ્થા ગોઠવવામાં ધ્યાન પરોવ્યું.

તેણે રાજ્યની સુંદર વ્યવસ્થા કરી. તેણે જુદા જુદા અમલદારોની નિમણૂક કરી મહેસૂલી અને ન્યાયની વ્યવસ્થા કરી. પોતાના સિપાઈ-

*"It is stated on the most trustworthy authority, that at the same time, she endeavoured to keep terms with our Government, by writing to the Commissioner of Jubbalpore and to others, lamenting the massacre of our countrymen, stating she was *in no way concerned in it*, *and declaring that she once held the Jhashi District till* our Government would make arrangements to reoccupy it."

ઓની ઠેર ઠેર ચોકી બેસાડી ચોર લૂટારાઓને ઠેકાણે આણ્યા અને આખા ઝાંસી પ્રાન્તમાં શાંતિ સ્થાપી ઝાંસી પ્રાન્ત રાણી લક્ષ્મીબાઈના હાથમાં ગયો છે એ જોઈ ગંગાધરરાવના એક દૂરના સંબંધી સદાશિવ નારાયણે ઝાંસી ઉપર ચઢાઈ કરી અને પોતે 'ઝાંસીના મહારાજ'ની પદવી ધારણ કરી ઝાંસીથી ત્રીસ માઈલ ઉપર આવેલા કરેરા નામનો કિલ્લો તેણે સર કર્યો. રાણીને આની ખબર મળતાં જ તેણે ફોજમાં નવા માણસોની ભરતી કરી અને મહેલમાં તેમ જ કિલ્લામાં પૂરી દીધેલી તોપો બહાર કઢાવી અને તેમને સાફસૂફ કરી યુદ્ધના ઉપયોગમાં આવે એવી બનાવી. આટલું કરીને આ શૂરી અને ચતુર રાણી અટકી નહિ. લશ્કર ગમે તેટલું સારું હોય પણ દારૂગોળો અને શસ્ત્રાસ્ત્રો જો પૂરતા પ્રમાણમાં ન હોય તો લડાઈમાં જય મળતો નથી તેથી તેણે હોશિયાર કારીગરોને શસ્ત્રો બનાવવાની આજ્ઞા કરી અને ઝાંસી શહેરમાં દારૂગોળો બનાવવાનું કારખાનું ખોલ્યું. આવી રીતે શસ્ત્રાસ્ત્રથી સજ્જ થઈ તેણે સદાશિવ નારાયણ ઉપર સવારી કરીને તેને કરેરાથી ગ્વાલિયરના મુલકમાં હાંકી કાઢયો. બુંદેલખંડમાંના ઠાકોર લોકોએ આ નવા ઢોંગી મહારાજાને મદદ કરી નહિ અને તેઓએ રાણી લક્ષ્મીબાઈ અને તેના દત્તક પુત્ર દામોદરરાવની ઝાંસી ઉપરની સત્તા કબૂલ કરી. આવી રીતે આખા સંસ્થાન ઉપર રાણીનો અમલ સારી રીતે સ્થપાયો.

પણ આ પછી થોડા જ વખતમાં ઝાંસીથી દોઢ બે માઈલ ઉપર આવેલા ઓરછા ગામનો દીવાન નથ્થેખાં દતિયાની ફોજની મદદથી ઝાંસી ઉપર ચડી આવ્યો, અને તેણે ઝાંસી શહેરને ઘેરો ઘાલ્યો. તેની પાસે વીસ હજારની સેના હતી અને તેણે એકએક ઘણાં ગામ જીતી લીધાં હતાં. તેના મનમાં એમ કે રાણી લક્ષ્મીબાઈ એક સ્ત્રીમાણસ છે, તેની પાસેથી ઝાંસીનું રાજ્ય પડાવી લેવું એ રમત વાત છે. તેણે રાણીને કહેવડાવ્યું કે 'અંગ્રેજ સરકાર તમને જે પેનશન આપે છે તે હું આપીશ, માટે તમારે ઝાંસીનો કિલ્લો મને

મૂંગે મોઢે સોંપી દેવો.' આ કહેણ સાંભળીને રાણીએ પોતાના દીવાન અને મુત્સદ્દીઓને બોલાવી તેમની સલાહ લીધી. તેમણે સલાહ આપી કે ' ઓરછાની રાણી પેન્શન આપતી હોય તો લડાઈની ખટપટ શું કામ કરવી ?' આ સલાહ સાંભળીને રાણીને પરિતાપ થયો અને તેણે આ નામર્દાઈની સલાહ અમાન્ય કરીને નથ્થેખાંને જવાબ મોકલ્યો કે, “ હું શિવરામભાઉની કુળવધૂ છું. તમારા જેવા બુંદેલા લોકોને જેર કરવાનું મારામાં સામર્થ્ય છે માટે વિચાર કરીને લડાઈ કરવા આવજો.” આ સંદેશાથી નથ્થેખાંને ઝાળ ચડી અને તેણે એકદમ ઝાંશી ઉપર ચડાઈ કરી.

રાણીએ ઝાંશીના બુંદેલા સરદારોનો દરબાર ભરીને તેમને ઉદ્બોધન કર્યું. તેમણે પ્રતિજ્ઞા કરી કે ' ઓરછા એ ઝાંશીનું બરાબરિયું સંસ્થાન છે; ચડિયાતું નહિ. તેનું ઉપરીપણું સ્વીકારવું એ નામર્દાઈ છે. તેથી અમારા દેહમાં જીવ છે ત્યાંસુધી અમે ઝાંશીનો બચાવ કરીશું.' સરદારોએ આ પ્રમાણે પ્રતિજ્ઞા કર્યા પછી રાણીએ નથ્થેખાં ઉપર દારૂના પાંચ ગોળા મોકલાવી કહાવ્યું કે: ' આ અમારી પાસે છે. માટે તમારે ખુશીથી લડવા આવવું.'

નથ્થેખાં પાસે વિશાળ સેના હતી. તેની પાસે શસ્ત્રાસ્ત્રો પણ પૂરતા પ્રમાણમાં હતાં. તેની સામે ઝૂઝવું એ રમત વાત નહોતી. પણ આ શૂરી રાણીએ પોતાના શૌર્યથી અને બુદ્ધિચાતુર્યથી આ પ્રસંગ પાર પાડવાનો નિશ્ચય કર્યો. તેણે લશ્કરમાં માણસોની ભરતી કરી તેને પાંચહજારનું બનાવ્યું. દારૂગોળાના કારખાનામાં તેણે દારૂગોળાનું ઉત્પાદન વધાર્યું અને કિલ્લામાંની ત્રણ તેમ જ રાજમહેલમાંની ચાર ગુપ્ત તોપોને તેણે કિલ્લાના બુરજ ઉપર ચડાવડાવી. ઝાંશી સંસ્થાનના ઠાકોરો અને સરદારો પણ પોતપોતાનાં સૈન્ય લઈને ઝાંશીમાં આવ્યા. રાતોરાત તોપોના મારાનો બંદોબસ્ત કરીને તેના ઉપર હોશિયાર ગોલંદાજો નીમી દીધા. સવારના પહોરમાં દીવાન જવાહરસિંગને રણકંકણ બાંધી સેનાધિપતિના પદ ઉપર નીમ્યો. તેણે

શહેરના દરેક મોરચા ઉપર માણસોને ગોઠવ્યા પછી એકેકજણ માણસને બહાર પડવા માટે હથિયાર આપી સજ્જ કર્યા રાણી પોતે મરાણી પહેરવેશ પહેરી મુખ્ય બુરજ ઉપર આવીને હાજર થઈ તેણે કિલ્લા ઉપર ઝાંસીનો ભગવો ઝંડો ફરકાવ્યો અને સાથોસાથ 'યુનિયન જેક' પણ ફરકાવ્યો આમ કરવામાં પણ તેનું મુત્સદ્દીપણું જ હતું

નથ્થેખાના મનમાં એમ કે ઝાંસીને ચીરી નાખવું એ રમત વાત છે એક સ્ત્રી અને તેનું લશ્કર કે શસ્ત્રવિહીન ઝાંસીનો બચાવ શું કરવાની છે એમ તેણે ધાર્યું તેને ખબર નહોતી કે આ ચતુર રાણીએ કિલ્લાની અંદર દારૂગોળાનું કારખાનું શરૂ કર્યું છે અને લશ્કર પણ વધાર્યું છે જૂની તોપો પણ ચાલુ કરી છે તેના મનમાં તો એમ જ કે એક હિંદુ અને તરુણ વિધવામાં તે કેટલી અક્કલ હોય.

ઓરછાના સૈન્યને સપડાવવા વાસ્તે રાણીએ જુદો જ પેતરો રચ્યો. કિલ્લાના દક્ષિણ વિભાગ ઉપર તેણે એવી ગોઠવણ કરી કે તેને નબળી બાજુ ધારીને નથ્થેખા પોતાના લશ્કરને તે માર્ગે કિલ્લામાં પેસાડે નથ્થેખાએ તેમ જ કર્યું કિલ્લાને લેવાનો માર્ગ સરળ છે એ જોઈને તે કિલ્લાની દક્ષિણ તરફ ધસ્યો, અને જ્યાં તેનું લશ્કર તોપોના મારાની હદમાં આવી પહોંચ્યું ત્યાં રાણીએ પોતાના ચતુર ગોલંદાજ ગુલામ ગોષખાને નથ્થેખાનો જરીપટકાવાળો હાથી બનાવી તેના ઉપર પહેલો ગોળો ફેંકી મુહૂર્તના શુકન કરવા કહ્યું ગોલંદાજે તરત જ તોપોનો મારો ચલાવવા માંડ્યો. નથ્થેખાના લશ્કરમાંના શૂરા જુવાનો પણ બંદૂક અને તીર છોડવા માંડ્યા બન્ને પક્ષ તરફથી તુમુલ યુદ્ધ થયું નથ્થેખાએ ધસારો કરવા જેટલી વાર પ્રયત્ન કર્યો તેટલી વાર તેને પાછા જ હઠવું પડ્યું કિલ્લા ઉપરની પ્રચંડ તોપોના મારા આગળ તેના લશ્કરનું કંઈ ચાલ્યું નહિ અને તેને પાછા હઠી કિલ્લાને જ ઘેરો ઘાલવો પડ્યો. દરરોજ બન્ને લશ્કર વચ્ચે યુદ્ધ ચાલવા લાગ્યું પણ નથ્થેખાનો જરીપટકાવાળો હાથી પહેલા જ ગોળાથી રણમાં પડ્યો તેથી તેના લશ્કરનો ઉત્સાહ મંદ પડ્યો અને ઝાંસીનો કિલ્લો છુટવાના

નથ્થેખાના મનોરથ હવામા ઊડી જવા લાગ્યા. એક જોશીલો પ્રયાસ કરવા માટે તેણે ઓરછા દરવાજા સામે ચાર તોપો ગોઠવી અને લશ્કરના ચાર ભાગ પાડી ઝાંશી ઉપર રાત્રે હુમલો શરૂ કર્યો. નથ્થેખાની ચાર તોપોનો ઓરછા દરવાજા ઉપર અવિરત રીતે મારો ચાલતો હોવાથી રાણીએ જોયુ કે એ દરવાજામા જો જરા પણ ગાબડુ પડશે તો શત્રુઓને અંદર આવવુ સહેલુ થઈ પડશે. તેથી તે પોતે ઓરછા દરવાજે આવીને ઊભી રહી અને ખૂબ પ્રેમપૂર્વક ત્યા આગળના સૈન્યને ઉત્તેજન આપવા માટે શાબાશી અને બક્ષિસો વહેંચવા લાગી રાણીની ઉત્તેજનાથી હોશમા આવેલા માણસોએ તોપોનો એવો મારો ચલાવ્યો કે શત્રુ દરવાજા પાસે આવી શક્યો નહિ આ સિવાય રાણીએ ‘ કડક વીજળી ’ નામની તોપ કિલ્લા ઉપર મગાવી અને ગોલંદાજોને સોનાના કડા ઇનામમા આપી તોપનો મારો શરૂ કરાવડાવ્યો. આ તોપની ધણેણાટી શરૂ થતા જ સામા પક્ષના ગોલંદાજો ભયભીત થઈ પોતાની તોપો મૂકીને નાસી ગયા તુરત જ ઝાંશીના સૈન્યે એ તોપોનો કબજો લીધો સામા પક્ષના માણસો માર્યા ગયા આ જ વખતે ઝાંશી પાસેના પહાડમા પડાવ નાખી પડેલા રઘુનાથસિંહે દુશ્મન પક્ષ ઉપર છાપો મારી તેના લશ્કરની ખાખાવીખી કરી નાખી. બને પક્ષે તરવારની હાથોહાથની લડાઈ ચાલી તેમા પણ દુશ્મન ફાવ્યો નહિ તેણે રાણી સાથે સુલેહના સંદેશા ચલાવ્યા અને રાણીએ ઓરછાની પહેલાની મદદ લક્ષમા લઈ ઓરછાની રાણીને બહેન ગણીને તેનો સત્કાર કર્યો નથ્થેખા શાંત તો પડ્યો પરંતુ તેણે અંગ્રેજ અમલદારોને કહાવ્યુ કે રાણી બળવાખોરો સાથે મળી ગઈ છે અને તેને સીધી કરવા વાસ્તે જ પોતે ઝાંશી ઉપર ચડાઈ કરી ગયેલો.

નથ્થેખાને જેર કરી રાણી ઝાંશીના રાજ્યવહીવટને વ્યવસ્થિત કરવામાં પડી ગઈ તેણે પોતે અંગ્રેજ અમલદારોને લખી મોકલ્યુ કે મેં અંગ્રેજોની વતી બંડખોર નથ્થેખાને જેર કર્યો છે પણ આ પ્રદેશ અંગ્રેજ સરકારના હાથમા પહોંચ્યો નહિ.

ઝાંશીમાંથી અંગ્રેજોનું રાજ્ય ઊખડી ગયા પછી ઝાંશી નધણિયાતી બની-નહિ, કારણ કે રાણી લક્ષ્મીબાઈએ પોતાના પુત્ર દામોદરરાવને નામે રાજ્યકારભાર તુરત જ શરૂ કરી દીધો. આપણે જોયું તેમ તેણે સૌ પહેલાં સદાશિવ નારાયણ અને નથ્થેખાં જેવા આક્રમકોને હરાવીને ઝાંશીને સુરક્ષિત બનાવી અને ઠેર ઠેર ચોકીઓ બેસાડી ચોરલુટારાનો બંદોબસ્ત કર્યો.

શહેરનાં કારખાનાં શરૂ કરાવ્યાં અને દરેક ખાતામાં જુદા જુદા અમલદારોની નિમણૂક કરી. પોતે રાજમહેલમાં તો રહેતાં જ હતાં પરંતુ પતિના મરણ પછી અને ખાસ કરીને રાજ્ય અંગ્રેજોએ લઈ લીધા પછી રાજમહેલની ચમક જતી રહી હતી તે હવે પાછી દેખાવા લાગી. શૂન્યતા અને ઉદાસીનતા જતી રહી અને તેને સ્થાને પ્રવૃત્તિ અને ઉત્સાહ પ્રવર્તી રહ્યાં. મહારાજ ગંગાધરરાવ હયાત હતા ત્યાંસુધી રાણીનાં કેટલાંક વિશિષ્ટ લક્ષણો ઢંકાઈ રહ્યાં હતાં તે તેમના મરણ પછી ઝળકવા લાગ્યાં. રાણીસાહેબ પ્રાતઃકાળમાં પાંચ વાગ્યે ઊઠી કસરતશાળામાં જઈ દંડ, મગદળ, મલખમ વગેરેની કસરત કરતાં અને તેથી તેમનું શરીર જો કે પાતળું હતું છતાં કસાયેલું હતું. ઘોડેસવારી તો તે રોજ કરતાં. ઘોડા ઉપર સવારી કરવામાં તે ખૂબ જ કુશળ હતાં. ઘોડાને મંડળ ઉપર રાખવો, વાડો કુદાવવી અને ઘોડા ઉપર બેસીને તેની પાસે ખાઈઓ કુદાવવી એ તો તેમની રોજની રમત હતી. તરવાર અને જાંબિયો વાપરવામાં તે નિષ્ણાત હતાં. આવી ચપળ અને વીર રાણી ક્રાંતિના યુદ્ધમાં ઝંપલાવે અને પોતાની ઝાંશી પાછી લઈ ક્રાંતિનો ધ્વજ ફરકાવે તો તેમાં આશ્ચર્ય નથી. બુંદેલખંડના અને ખુદ ઝાંશીના લોકો તેના ઉપર ખુશ હતા.

કસરત કર્યા પછી નિત્યકર્મથી પરવારી રાણી સુગંધિદાર દ્રવ્યોથી મંગળ સ્નાન કરતાં. રાણીને નાહવાનો ખૂબ જ શોખ હતો. હમેશાં પંદર વીસ બેડાં ગરમ પાણી લેતાં. દર અઠવાડિયે માથું ચોળવાને

દિવસે ઉત્તમ સુવાસિક પદાર્થોથી સ્નાન એટલો બધો વખત કરતાં કે નાહેલું પાણી બહાર કુંડીમાં જતું ત્યાં કેટલીએ સ્ત્રીઓ એ પાણીથી નાહી શકતી. સ્નાન પછી સ્વચ્છ સફેદ ચદેરી સાડી પહેરી પૂજાઅર્ચા માટે બેસતાં અને મોં પહેલા પતિના મરણ બાદ વાળ રાખવા માટે શાસ્ત્રાજ્ઞા પ્રમાણે પ્રાયશ્ચિત કરતાં. ત્યાર પછી રૂપાના વૃંદાવનમાં તુલસીની પૂજા કરતાં અને તે પછી જ્યારે પાર્થિવ પૂજાનો આરંભ કરતાં ત્યારે ગવૈયાઓ ગાન કરતા અને પુરાણીઓ કથા-પુરાણ વાંચતા.

પૂજાઅર્ચા પછી આશ્રિત લોકોની સલામી લેવાતી રાણી એવાં દક્ષ હતા કે રોજ દહસો મુજરા કરનારાઓમાથી કોઈ એકાદ જણ કોઈ દિવસ ન આવ્યો હોય તો રાણી બીજે દિવસે તેને ઊભો રાખી 'આપ કાલે કંઈ જણાયા નહોતા' એમ ચોકસી કરતા. આ પછી ભોજન લેતા અને થોડો આરામ કરી બીજાં કામોમાં પ્રવૃત્ત થતા. સવારે આવેલું નજરાણું રૂપાના થાળમાં રેશમી રૂમાલ ઢાંકીને મૂકવામા આવતું તે મંગાવી મનપસંદ વસ્તુ લઈ બાકીની આશ્રિતમંડળમાં વહેંચી આપતા. ત્રણ વાગ્યાને શુમારે કચેરીમાં બિરાજતાં અને તે વખતે ઘણે ભાગે પુરુષવેશ ધારણ કરતા. પગે પાયજામો, શરીરે વાદળી રંગના અંબવાનું અંગરખુ, માથે ટોપી અને તેના ઉપર સુંદર રીતે બાંધેલો ફેંટો, કમરે કસબી દુપટ્ટો અને લટકાવેલી રત્નજડિત તરવારથી તે ગૌરમૂર્તિ ગોરી જેવાં લાગતા. કોઈ કોઈ વાર સ્ત્રીવેશ પણ ધારણ કરતા. વિધવા થયા પછી નાકમા નથ વગેરે અલંકાર તેમણે કદી પહેર્યા ન હતા. છતાં હાથમાં હીરાની બંગડીઓ, ગળામાં મોતીની માળા અને આંગળીએ હીરાની વીંટી રાખતાં. વાળનો અંબોડો બાંધી ધોળું વસ્ત્ર અને ધોળી ચોળી પહેરતાં. આ પ્રમાણે કોઈવાર પુરુષવેશમાં તો કોઈવાર સ્ત્રીવેશમાં તે દરબારમાં આવીને બેસતા પણ કોઈની નજરે પડતાં નહિ. તેમની બેસવાની જગા દીવાનખાનાની પાસે ચક નાખીને બંધ કરેલી હતી. દરબારમાં રહેતો એ ચક જરિયાન વેલબુટ્ટીની ભાતનો હતો. અંદરની

બાજૂએ મસ્નદની ગાદી ઉપર રાણી તકિયાને અઢેલીને બેસતાં અને બહાર સોનારૂપાની છડીઓવાળા બે ચોપદાર ખડા રહેતા. ચકની સામે લક્ષ્મણરાવ દીવાન કમરે દુપટ્ટો બાંધી હાથમાં કાગળનું દફતર લઈ ઊભા રહેતા અને બન્ને બાજૂની ગાદીઓ ઉપર હજૂરના કારકૂનો બેસતા હતા. રાણીની બુદ્ધિ તીક્ષ્ણ હોવાથી તેમને કામની સૂઝ સારી હતી અને તેથી તે ઝટઝટ કાગળોના જવાબ લખતાં કે લખાવતાં. ન્યાયનાં કામમાં તે બહુ ચતુર હોવાથી ફોજદારી અને દીવાની કામ ઝટઝટ ઉકેલતાં.

ઝાંશીના પ્રાન્તમાં રાણીનું રાજ્ય દસ અગિયાર મહિના ચાલ્યું, પણ તેમની તે ટૂંકી કારકિર્દીમાં પ્રજા ખૂબ સુખી હતી. તરવારની જેમ કલમની વિદ્યામાં રાણી સારી રીતે પ્રવીણ હોવાથી તેનો રાજ્ય-કારભાર નમૂનેદાર હતો. બ્રાહ્મણ સરદાર મધ્યસ્થી હોવાથી તેમનું બધે વજન પડતું અને તેને લીધે જ હિંદુસ્તાનમાં તેમને મહત્તા પ્રાપ્ત થઈ હતી.

રાણીને લક્ષ્મીજી ઉપર ઘણી આસ્થા હોવાથી તે દર મંગળ અને શુક્રવારે દામોદરરાવને સાથે લઈ સંધ્યાકાળે તળાવ ઉપરના મંદિરમાં દર્શન કરવા સવારીમાં નીકળતાં. મંદિર તળાવની વચ્ચોવચ હતું અને આજુબાજુ કમળનાં ફૂલ ખીલવાથી શોભા સારી રહેતી. રાણીની સવારીનો ઠાઠ સુંદર રહેતો. કોઈવાર મેનામાં બેસીને તો કોઈ વાર ઘોડા ઉપર બેસીને તે દર્શન કરવા જતાં. જ્યારે મેનામાં બેસતાં ત્યારે મેના ઉપર કિનખાબના કપડાનો જરીભરેલો પડદો નાખવામા આવતો હતો અને તેથી મેનાની શોભા અવર્ણનીય થતી. જ્યારે તે પુરુષવેશ પહેરી ઘોડેસવારી કરતાં ત્યારે તેમના ફેંટાનો જરીદાર છેડો ઘોડાના દોડવાના વેગથી હવામાં ફરફરતો. મેનામાં સવારી નીકળી હોય ત્યારે ચાર પાંચ દાસીઓ તેમની સાથે દોડતી જતી હતી. સવારીની સાથે રહેનારી આ દાસીઓને સુવર્ણ અને રત્નનાં ઘરેણાં પહેરાવવામાં આવતાં, લીલા લાલ અથવા ખાખી

સાળુ પહેરાવવામાં આવતા. પગમાં સિંધિસઈ સાંકળાં અને પગમાં લાલ જરી ભરેલી મોજડીઓ પહેરાવવામાં આવતી. કોઈવાર સાડીનો કચ્છ વાળી હાથમાં સોનારૂપાના હાથાવાળી ચમરીઓ લઇને આ કુંવારી તરુણ દાસીઓ મેના સાથે દોડતી ત્યારે તે દૃશ્ય જોવામે પ્રજાજનો ઉલટથી દોડી આવતાં. સવારીની પાછળ ડંકોનિશાન રહેતાં અને કોઈવાર ઝીણા સૂરથી વાગતાં રણવાદ્ય પણ રહેતાં. ડંકોનિશાનની પાછળ ૨૦૦ વિલાયતી લોકો અને પૂંઠે ૧૦૦ ઘોડેસવાર ચાલતા. મેનાની સાથે રાજ્યના કારભારીઓ, મુત્સદ્દીઓ અને બીજા દરબારીઓ ઘોડા ઉપર અથવા ચાલતા જતા. આ પ્રમાણે મોટા ઠાઠમાઠથી રાણીની સવારી કિલ્લામાંથી બહાર નીકળતાં જ દરવાજા ઉપરનાં નોબતખાનાં સુસ્વરથી વાગવા માંડતાં અને તે સાથે જ મહાલક્ષ્મીના મંદિરનાં ચોઘડિયાં વાગવા માંડતાં. રાણી પાછાં ફરતાં ત્યાંસુધી તે વાગ્યા કરતાં. રાણી જ્યારે ઘોડા ઉપર બેસીને મહાલક્ષ્મીને મંદિરે જતાં ત્યારે દાસદાસીઓને સાથે ન લેતાં, ફક્ત વિલાયતી ઘોડેસવારને અને સિપાઈઓને જ સાથે લેતાં. મહાલક્ષ્મી ઝાંશીના રાજ્યકર્તાઓની કુળદેવી હોવાથી તેની પૂજાઅર્ચા પાછળ ખૂબ ખરચ કરવામાં આવતું. દીપ, પૂજા, મહાનૈવેદ્ય, ચોઘડિયાં, ગવૈયા, ધર્મશાળા વગેરેની રાજ્ય તરફથી જ ગોઠવણ હતી.

આશ્રિતમંડળ ઉપર રાણીને સારો ભાવ હતો અને તેથી તેમના ખાવાપીવાના, કપડાંલત્તાંના અને બીજા સુખ ઉપર તે ખાસ લક્ષ આપતાં. તે ઉત્તમ ગુણોની કદર કરતા. તેમને આશ્રયે અનેક શાસ્ત્રીઓ, વિદ્વાન બ્રાહ્મણો અને યાજ્ઞિકો રહેતા. ઝાંશીમાં પુસ્તકોનો સંગ્રહ પણ સારો હતો. ઇતિહાસપુરાણ જાણનાર વિદ્વાનો, ગાયનવાદનનર્તન જાણનાર કળાકારો અને હુન્નરઉદ્યોગમાં નિષ્ણાત કારીગરોની ઝાંશીમાં ખોટ નહોતી રાણી ગુણીજનોની કદર કરવાવાળાં છે એવી તેમની કીર્તિ સાંભળીને દૂર દૂરથી લોકો ઝાંશીમાં આશ્રય શોધવા આવતા અને ત્યાં જ નિવાસ કરતા.

રાણીને ઘોડાની પરીક્ષા ઘણી સારી હતી. ઉત્તર હિંદુસ્તાનમાં કુશળ અશ્વપરીક્ષક તરીકે તેમની સારી નામના હતી. એમ કહેવાતું કે પેશવા નાનાસાહેબ, તેમના ભાઈ બાળાસાહેબ અને ઝાંશીનાં રાણી લક્ષ્મીબાઈ એ ત્રણે અશ્વપરીક્ષામાં જેવાં નિષ્ણાત છે તેવા બીજા નથી. આમાંયે રાણી સ્ત્રી હોવાથી તેમની વિશેષ ખ્યાતિ હતી.

એકવાર કોઈ સોદાગર સારા દેખાવડા અને ચાલાક ઘોડા લઈ આવ્યો. રાણીએ તેમાંના એક ઉપર સવારી કરી જોઈ તેની કીમત હજાર રૂપિયા અને બીજા એકની પચાસ રૂપિયા ઠરાવી. દરબારીઓ આ જોઈ વિસ્મય પામ્યા. બંને ઘોડા દેખાવમાં સરખા જ તેજ અને ઉમદા દેખાતા હતા, છતાં આ કિંમતનો ફેર જોઈ સહુ આશ્ચર્યમાં ગરકાવ થયા. રાણીએ ખુલાસો કરતાં જણાવ્યું કે બને ઘોડા દેખાવમા જો કે સરખા દેખાય છે છતાં તેમાંના એકની છાતી ફૂટેલી છે, અને તેથી તે નિરુપયોગી છે. આ ઉપરથી સોદાગરે રાણીના ચાતુર્યની પ્રશંસા કરી કબૂલ કર્યું કે, એ ઘોડાને મેં ઉત્તમ મસાલા આપી તેજ રાખ્યો છે. હુ ઘણે ઠેકાણે ફર્યો પરતુ તેની પરીક્ષા કોઈ ઠેકાણે થઈ નહિ. રાણીએ બને ઘોડાની વાજબી કીમત આપી તે રાખી લીધા અને સોદાગરને બક્ષિસ આપી વિદાય કર્યો.

એક દિવસ રાણીની સવારી મહાલક્ષ્મીનાં દર્શન કરી પાછી ફરતી હતી. સવારી દક્ષિણ દરવાજામા દાખલ થઈ ત્યારે હજારો ભિખારી લોક રસ્તામા એકઠા થઈ ઘોંઘાટ કરતા હતા. રાણીએ તેમના ઘોંઘાટનું કારણ દીવાનને પૂછતાં તેણે જણાવ્યું કે લોક ઘણા ગરીબ છે અને કહે છે કે આપ નામદારે દયા કરવી, અમારે માટે કંઈક કરવાની કૃપા કરવી. રાણીએ તરત જ હુકમ કર્યો કે 'આજથી ચોથે દિવસે સઘળા ભિખારી લોકોને એકઠા કરી તેમને દરેકને એક રૂદાર બંડી, ટોપી અને કાળી અથવા સફેદ કામળી આપજો.' રાણીનો હુકમ થતા જ, બીજે દિવસે શહેરના સઘળા દરજીઓને એકઠા કરી ટોપીઓ તથા બંડીઓ સિવડાવવાનો આરંભ થયો. નિયત દિવસે

દાંડી પિટાવી રાજમહેલની પાસે સઘળા ભિખારીઓ એકઠા કરવામાં આવ્યા અને રાણીસાહેબે તે સર્વને વસ્ત્રદાન આપી સંતુષ્ટ કર્યા.

નથ્થેખાં સાથેની લડાઈ વખતે ઘાયલ સૈનિકોને શહેરમાં લાવી રાણીની હાજરીમાં તેમને મલમપટા કરવામાં આવતા. રાણી જાતે તેમના ઘા નિહાળી મલમપટાના ઉપચાર કરાવતી તે જોઈને સિપાઈઓ ગદ્‌ગદ થઈ જતા. તેમને ધન્યવાદ આપી રાણી જ્યારે પોતાનો હાથ તેમના વાંસા ઉપર ફેરવતાં ત્યારે સિપાઈઓ જખમોનું દુ:ખ વીસરી જતા અને તેમને નવું જીવન મળતું. તેમને થતું કે ક્યારે સાજા થઈએ, ફરીથી લડાઈમાં જઈએ અને પરાક્રમ કરીને રાણીનું ઋણ ફેડીએ. સિપાઈઓ તરફ આટલી વત્સલતા દાખવનાર અને વીરતાથી શત્રુઓને હરબડાવી મૂકનાર રાણીને માટે પ્રાણ પાથરવા તેના સિપાઈઓ તૈયાર થાય તો તેમાં નવાઈ કંઈ જ નથી.

## ૧૨. કીડી ઉપર કટક

**રાણીને** ઝાંશીનું રાજ્ય પાછું જોઈતું હતું તે મળ્યું. એ નવદસ મહિના દરમિયાન એણે જે રાજ્યકારભાર ચલાવ્યો હતો તેને લીધે ઝાંશી પ્રાન્તની સમસ્ત પ્રજા સુખી અને આબાદ થઈ. ચોરલુટારાનો ભય ગયો. ગુંડાઓ અને ધાધલિયા લોકો અલોપ થઈ ગયા. હુન્નરઉદ્યોગનાં કારખાનાં વધ્યાં. બ્રાહ્મણો અને વિદ્વાનોને આશ્રય મળ્યો. આખા ઉત્તર હિંદુસ્તાનમાં આ વખતે બંડ જોશમાં ચાલતું હતું પણ ઝાંશીમાં શાંતિ અને આબાદી હતી. ઝાંશીની પ્રજાને સ્વરાજ્ય મળી ગયું હોય એમ લાગતું હતું.

પણ આટલું કરીને રાણી કંઈ જંપીને બેસી રહી નહિ. તે ક્રાંતિની એક પ્રમુખ અભિનેત્રી હતી અને ક્રાંતિને ચિરાયુ અને વિસ્તૃત કરવાનું કામ તેને કરવાનું હતું. સદાશિવ નારાયણને કે નથ્થેખાંને હરાવ્યે પતે એમ નહોતું. હજી પણ હિંદુસ્તાનમા અંગ્રેજી રાજ્ય તો હતું જ. તે ઊખડે નહિ ત્યાંસુધી તેને જપ શાનો હોય ?

શરૂ શરૂમા બળવાની ખબર બંડવાળાઓને અનુકૂળ જ આવવા લાગી. આખા ઉત્તર હિંદુસ્તાનમાં બળવો સળગી ચૂક્યો હતો. અંગ્રેજોને નાસતા ભોંય ભારે પડતી હતી. અંગ્રેજી રાજ્યના પાયા સારી પેઠે હચમચી ગયા હતા. દક્ષિણમાં પણ બળવાની આગ વિસ્તરેલી અને ત્યાં પણ અંગ્રેજી રાજ્ય તે આગમાં ઝડપાઈને ખાખ થઈ જશે એમ લાગતું હતું. પણ ખરેખરું જોતાં બળવાવાળાઓનો આ એક ભ્રમ જ હતો. દક્ષિણ હિંદુસ્તાન સાવ ઠંડું હતું! શીખ અને ગુરખા અંગ્રેજોના પક્ષકાર બન્યા હતા. રજપૂતો પોતાની પરંપરા પ્રમાણે રાજનિષ્ઠ રહ્યા હતા, મધ્યહિંદુસ્તાનમાંના મુખ્ય મુખ્ય સંસ્થાનિકો શિંદે અને હોળકર એ અંગ્રેજોના પક્ષમાં જ રહ્યા હતા. તેમણે પોતપોતાનાં રાજ્યોમાંના બળવાખોરોને રોકી રાખ્યા હતા અને તેમના જુસ્સા ઉપર ઠંડું પાણી રેડ્યું હતું. બંગાળા, બિહાર અને આજના યુક્તપ્રાન્તમાં બળવો જોરમાં ચાલ્યો ખરો, પણ યોગ્ય

નેતાઓને અભાવે તે રાજ્યક્રાંતિ ન થતા બળવો જ રહ્યો છ આઠ મહિના ત્યા જબર ઊથલપાથલ ચાલી રહી, પરંતુ ક્રાંતિને વ્યવસ્થિત કરવાનું, જ્યાથી અંગ્રેજી રાજ્ય ઊખડી ગયુ હોય ત્યા સ્વરાજ્યનું તંત્ર સ્થાપવાનું અને પ્રજાનો વિશ્વાસ મેળવવાનુ કામ કોઈને સૂઝયું નહિ આને લીધે શરૂઆતમા સિપાઈઓ અને લોકો પણ હોદ્દા કરી ઊઠયા, સ્વતંત્રતા તેમના હાથમા આવી હોય એમ લાગ્યુ પણ બળવાવાળાઓની ગેરવ્યવસ્થાને લીધે લોકોનો જુસ્સો અને વ્યવસ્થા સ્થાયી થઈ શક્યા નહિ લોકો ઠડા પડતા ગયા, સિપાઈઓ પણ ગૂચવાતા ગયા એટલે અંગ્રેજો પાછા સત્તા જમાવતા ગયા અને બળવાને દાબતા ગયા ઘણેખરે ઠેકાણે અંગ્રેજી અમલ ફરીથી ચાલુ થતો ગયો

*દિલ્હી કાનપુર અને લખનૌ એ તો ક્રાંતિકારકોનાં પ્રમુખ* કેન્દ્રો હતા ત્યાં અનેક દિવસ સુધી અંગ્રેજી રાજ્ય દેખાયુ નહિ બળવાવાળાઓએ ત્યા વ્યવસ્થા સ્થાપવા પ્રયાસ પણ કર્યો અને દિલ્હી એ તો બળવાવાળાઓની પણ મુખ્ય રાજધાની, અને ત્યા મોગલ બાદશાહ ફરીથી ગાદીનશીન થવાથી બંડવાળાઓને નૈતિક બળ પ્રાપ્ત થયુ હતુ પરંતુ તા ૨૦ સપ્ટેબરને રોજ દિલ્હીમાના લાખો પણ તુ અવ્યવસ્થિત બળવાખોર સિપાઈઓનો પરાજય કરીને અંગ્રેજોએ દિલ્હી ઉપર પોતાનો ધ્વજ ફરીથી ફરકાવ્યો શીખ અને ગુરખાઓએ આ વખતે અંગ્રેજોને જે મદદ કરી હતી તે અમૂલ્ય હતી મોગલ બાદ શાહને ગિરફતાર કરવામા આવ્યો અને શાહજાદાઓને કૂતરાની જેમ જાહેર રસ્તા ઉપર ગોળીથી વીંધવામા આવ્યા આથી બંડવાળા પાછા પડયા તેમનો ઉત્સાહ મદ પડવા લાગ્યો અને આ લાગ જોઈને અંગ્રેજો તેમના ઉપર તૂટી પડયા તેમણે જે બાળઝાળ કતલ અને લૂટ ચલાવી તેનું વર્ણન કમકમા ઉપજાવે એવુ છે

ચારે બાજુએથી અંગ્રેજોએ દમનનો કોરડો ક્રૂરતાથી વીંઝવા માડયો બળવાવાળાઓનું નામનિશાન પણ ન રહેવા દેવાનો જાણે તેમનો નિશ્ચય હતો રસ્તામા આવતા ગામમાંથી સશક્ત અને સીનેદાર લોકોને

પકડી પકડીને તેઓના ગુનાની પૂછપરછ કર્યા વિના ખુલ્લા માર્ગ ઉપર તેમને ફાંસીએ લટકાવવામાં આવ્યા. ઘરોમાંથી વૃદ્ધો, સ્ત્રીઓ અને બાળકોને હાંકી કાઢી ગામોનાં ગામોને આગો લગાડવામાં આવી. હવે પ્રજાને હબકી જવાનો વારો આવ્યો.

આમ છતાં કાનપુરમાં નાનાસાહેબ પોતાનું સ્થાન જમાવી બેઠા જ હતા. કાનપુરમાંથી અંગ્રેજી રાજ્ય જતું રહ્યું હતું અને નાનાસાહેબે ગાદીકારભાર શરૂ કર્યો હતો. ઝાંશીની જેમ ત્યાં પણ પ્રજા શાંત અને સુખી થઈ હતી. અને નાનાસાહેબ ક્રાંતિને ચિરાયુ અને વ્યાપક કરવાની તૈયારીમાં પડ્યા હતા. પણ તેમનો આ પુરુષાર્થ ફળદાયી થયો નહિ. આજુબાજુ બધે જ બળવો દબાઈ ગયો હોય ત્યાં કાનપુરનો નાનકડો મુલક કેટલો વખત ટકાવ કરી શકે ? ૬ઠ્ઠી ડિસેમ્બરે અંગ્રેજોએ ફરીથી કાનપુર લીધું અને નાનાસાહેબને ત્યાંથી નાસી જવું પડ્યું. પરંતુ મહાન મનુષ્યોની કસોટી આપત્તિકાળમાં જ થાય છે. નાનાસાહેબ પરાજય પામી હતાશ થયા છે એ જોઈને રાણી લક્ષ્મીબાઈએ તેમને સ્ફૂર્તિદાયક સંદેશો મોકલ્યો. રાણીએ જોયું કે બંડવાળાઓ અંગ્રેજો સામે હવે ક્યાંએ ટકી શકતા નથી. બીજી કોઈ સ્ત્રી હોત – સ્ત્રી શું, પુરુષ કે કોઈ પણ માણસ હોત – તો આવે વખતે ધીરે રહીને અંગ્રેજોના પક્ષમાં જઈ પોતાનો સ્વાર્થ સાધી લીધો હોત – અથવા સલામતી તો મેળવી જ હોત. પરંતુ આ શૂરી રાણીનું આ સમયનું વર્તન લોકોત્તર જ હતું. બળવાની શરૂઆતમાં તેણે ઝાંશી ઉપર બે ધ્વજ ફરકાવીને અને જબલપુરના કમિશ્નરને સહાનુભૂતિના પત્રો લખીને કંઈક મુત્સદ્દીપણાની રમત ચલાવી હતી. પરંતુ બંડવાળાઓ ઉપર આફતના પહાડ આવી પડતા જોઈને તેણે હિંમત અને દૃઢતાથી બળવાવાળાઓનો પક્ષ ખુલ્લેખુલ્લી રીતે લીધો અને અંગ્રેજો સાથે લડવાની તૈયારી કરવા માંડી. આકાશ ફાટેલું જોઈને પણ આ બહાદુર સ્ત્રી ડગમગી નહિ. ઊલટું તેણે આગેવાની લઈને પેશ્વાને અને તેમની સેનાને હિંમત આપી અને લડાઈની કમાલ કરવાનો નિશ્ચય કર્યો.

જેમ જેમ આફત વધતી ગઈ તેમ તેમ તેની હિંમત વધતી ગઈ. તેની શક્તિ જાણે સોળે કળાએ ખીલવા લાગી.

કાનપૂર જીતી લીધા પછી અંગ્રેજોએ નવાબી લખનઉ ઉપર ચડાઈ કરી, અને ૧૭ મી માર્ચને રોજ લખનૌ શહેર અંગ્રેજોના પૂરેપૂરા તાબામાં આવ્યું. આવી રીતે બંડનાં ત્રણ મુખ્ય કેન્દ્રો–દિલ્હી, કાનપુર અને લખનૌ જમીનદોસ્ત થયાં, એટલે અંગ્રેજોને પોતાનું સમગ્ર બળ ઝાંશી ઉપર કેન્દ્રિત કરવાનું સરળ થઈ પડયું.

બીજી બાજૂ આઠ નવ મહિનામાં દક્ષિણ તરફની ફોજ સર હ્યુ રોઝ નામના કુશળ સેનાપતિની આગેવાની નીચે ઔરંગાબાદ, ઇન્દોર, ઉજ્જૈન, મહૂ વગેરે ઠેકાણેના બળવાને દાબી દેતી, બધે શાંતિ અને વ્યવસ્થા સ્થાપીને અંગ્રેજી રાજ્યનો ખીલો હલાવીને મજબૂત કરતી, ઝાંશીના પ્રદેશમાં આવી પહોંચી. આને લીધે ઉત્તર હિંદુસ્તાનમાંની અંગ્રેજી ફોજને ઉત્સાહ આવ્યો. દિલ્હી અને કાનપુરના બળવાવાળા ઉપર અંગ્રેજોએ કેવા ભયંકર સિતમ ગુજાર્યા તેની હકીકતો પણ ઝાંશીમાં આવવા લાગી. ઝાંશી અને કાનપુરમાં થયેલી કતલ, બાળઝાળ, અને લૂંટફાટની પણ ઝાંશીવાળાઓને બરાબર ખબર મળી ચૂકી હતી. અલ્લાહાબાદ પ્રાંતનો લશ્કરી કાયદો અને ઉતાવળી તપાસોને અંતે હજારો માણસોને અપાયેલી ફાંસીની વાતો ઝાંશીમાં કેટલાયે દિવસ પૂર્વેથી આવી હતી. પણ આ બધા સમાચારોથી રાણીની હિંમત તૂટી જવાને બદલે ઊલટી વધી ગઈ. એકવાર જેનો પક્ષ લીધો તેને આવી પડતીને સમયે છોડી જવું એ તેના સ્વભાવની વિરુદ્ધની વાત હતી. મુત્સદ્દીપણું એટલે અણીને સમયે યુદ્ધમાંથી પલાયન કરવું એવું તે કદી સમજી જ નહોતી. તેની અસામાન્ય હિંમત અને કર્તૃત્વશક્તિને લીધે બળવાની આગેવાની હવે તેની પાસે આવી હતી અને તે તેણે દીપાવી હતી. ક્રાંતિકારીઓને મોખરે રહી તેણે અંગ્રેજો સાથે ઘોર સંગ્રામ શરૂ કર્યો.

૧૯ મી માર્ચને દિવસે સર હ્યુ રોઝ ઝાંશીની નજીકના ચંચલપુર

ગામે આવી પહોંચ્યો. એક પછી એક વિજય મેળવતો તે આવેલો; તેણે જોયું કે આસપાસ કોઈ બંડખોર રહ્યા નથી અને ઝાંશી એકલી પડી ગઈ છે, એટલે એને જીતી લેવી એ તો રમત વાત છે, તેથી તેણે ઝાંશીની નજીક આવતાંની સાથે રાણીને સંદેશો કહેવડાવ્યો કે તમે પોતે, મોરોપંત તાંબે, લક્ષ્મણરાવ દીવાન, લાલુ બક્ષી વગેરે આઠ મુખ્ય માણસો સાથે નિઃશસ્ત્ર થઈને અમારી છાવણીમાં આવો. આ અપમાનભરેલા સંદેશાને રાણીએ તુચ્છકારી કાઢ્યો, કારણ કે દિલ્હી શહેર જીતી લીધા પછી અંગ્રેજી સેનાએ દિલ્હીના બાદશાહનો ન્યાય કરવા માટે લશ્કરી કોર્ટ બેસાડીને તેને સહકુટુંબ હદપારી અને કેદની શિક્ષા સંભળાવી હતી. અને શાહજાદાઓને તો તપાસ ચલાવ્યા વિના જ રાજમાર્ગ ઉપર ગોળીથી ઠાર કરવામાં આવ્યા હતા. અંગ્રેજોની આવી દયામય ન્યાયપરાયણતા રાણી જાણતી હતી અને તેથી કૂતરાને મોતે મરવા કરતાં સ્વાતંત્ર્ય માટે લડતાં લડતાં વીરનું મૃત્યુ પામવાનો જ તેણે નિશ્ચય કર્યો હતો. તેની સેનામા બુંદેલા અને આરબ સિપાઈઓ હતા. અને તેમના પરાક્રમ ઉપર તેને પૂરો વિશ્વાસ હતો.

વળી ઝાંશીનો કિલ્લો ઘણો જૂનો અને મજબૂત હતો. શહેરની પશ્ચિમ દિશાએ એક નાની ટેકરી ઉપર તે બાંધેલો હતો. મૂળે પહાડી જમીન ઉપર ચૂનાના ચણતરથી મજબૂત પાકું કામ કરેલું હોવાથી તે ઘણો મજબૂત અને ભવ્ય બન્યો હતો. કિલ્લાનો ઓસાર ૧૬ થી ૨૦ ફૂટ જેટલો પહોળો હતો, એટલે તેની ઉપર જ્યાં જોઈએ ત્યાં તોપો ખેંચી જવાય તેવું હતું. તોપોના મારા માટે તેના ઉપર ઠેરઠેર મોટા મોટા બુરજ હતા. બુરજોમાં 'ગરગંજ' નામનો એક ચોખૂણ બુરજ ચાળીસ સમચોરસ હાથ લાંબોપહોળો અને સો સવાસો હાથ ઊંચો હતો. તેના ચાર ખૂણા ઉપર ચાર તોપો હતી અને વચ્ચોવચ રામચંદ્રરાવને બ્રિટિશ સરકાર તરફથી મળેલો 'યુનિયન જેક' નામનો વાવટો ફરકતો હતો. કિલ્લા ઉપર ઠેકઠેકાણે પ્રચંડ તોપો ગોઠવેલી

હતી અને તે બધી મળીને ૫૨ હતી. 'ભવાનીશંકર', 'કડકબીજળી', 'ઘનગર્જ' અને 'નાલદાર' એ ચાર તોપો ખૂબ જ પ્રચંડ અને શત્રુની મોટી સંખ્યામાં રેવડી દાણાદાણ ઉડાવવા માટે બસ હતી. નથ્થેખાં સાથેની લડાઈ વખતે આ તોપો સમરાવીને અને ઘસીને ઊજળી કરીને રાણીએ તૈયાર કરાવી હતી. કિલ્લામાં જગા પુષ્કળ હોવાથી તેમાં ખુલ્લા પાણીના હોજ ઠેરઠેર બાંધેલા હતા. મુખ્ય સરકારી મહેલ પણ કિલ્લામાં જ હતો અને પાસે જ કામદાર લોકોનાં ઘર હતાં. કિલ્લામાંના રાજમહેલમાં સો બસો માણસ રહી શકે તેવાં મોટાંમોટાં ભોંયરાં હતાં. શત્રુનો પ્રવેશ રોકવાને કિલ્લાની આસપાસ મોટી ખાઈ હતી અને આમ બધી રીતે તે દુર્જય જેવો હતો. કિલ્લાના નૈર્ઋત્ય ખૂણાથી દક્ષિણ તરફ તેમજ પૂર્વ તરફથી પશ્ચિમ તરફ જતો શહેરનો મોટો કોટ હતો. તેનો પાયો મજબૂત, જાડો અને ઓસાર મોટો અને મજબૂત હતો. કોટ ઉપર પણ ઠેરઠેર બુરજ હતા અને બુરજો ઉપર મોટી મોટી તોપો ગોઠવેલી હતી. કોટમાં અંબાડી સહિત હાથી ચાલ્યા જાય એવા ભવ્ય દરવાજા હતા. કોટની અંદર પૂર્વ દિશામાં એક મોટું ખુલ્લું મેદાન હતું અને મેદાન ઓળંગ્યા પછી શહેરનો આરંભ થતો હતો. શહેર છૂટવાળું અને ભવ્ય હતું. તેમાં મોટી મોટી હવેલીઓ, બગીચા અને મંદિરો આવ્યાં હતાં અને એ સૌમાં હલવાઈપુરા એ તો શ્રીમંતો અને વૈભવશાળીઓનો મહોલ્લો હતો.

રાણીએ કિલ્લા ઉપર લડાઈની યોગ્ય તૈયારી કરી, બુરજો ઉપર મોરચા બંધાવી ત્યાં તોપો ગોઠવાવી અને તેમની ઉપર નિશાનબાજ ગોલંદાજોની નિમણૂક કરી. શહેરના કોટ ઉપર ઠેરઠેર બંદૂકધારી સિપાઈઓને ગોઠવી દીધા અને જુદાજુદા દરવાજા આગળ સિપાઈઓની ટુકડીઓ ગોઠવી તેમના ઉપરી તરીકે વિશ્વાસુ અને હોશિયાર સરદારો નિયુક્ત કર્યા. શહેરમાંનું દારૂખાનું તૈયાર કરવાનું કારખાનું જોરમાં ચલાવ્યું અને આખી લડાઈનું સેનાપતિપદ રાણીએ પોતે લીધું.

બીજી તરફ અંગ્રેજ સેનાપતિ સર હ્યુ રોઝે ઝાંસી શહેર અને

કિલ્લાનું નિરીક્ષણ કરી કિલ્લાના બધાં જ નાકાઓ ઉપર પોતાની ફોજનો પહેરો બેસાડી દીધો મહત્ત્વની જગાએ મોરચા બાંધી તોપો ગોઠવી અને લશ્કરના સાત ભાગ પાડી તેને એવી રીતે ગોઠવ્યું કે જેથી ઝાંશી ઘેરાયેલી સ્થિતિમાં રહે, અંગ્રેજ લશ્કરને એકમેકની મદદ સહેલાઈથી મળે અને ઝાંશી ઉપર તોપોનો મારો ચલાવી શકાય

અંગ્રેજોની સેના વિરાટ અને કવાયત શીખેલી, તેમની તોપો પ્રચંડ અને દૂરના અંતર સુધી ગોળા ફેંકનારી યુદ્ધની સામગ્રી તેમની પાસે વિપુલ અને પોતે ઘેરાયેલા ન હોવાથી તેમને લશ્કરી કુમક કે બીજી લડાયક સામગ્રી મેળવવાની સરળતા જ્યાં ને ત્યાં વિજયો મેળવીને આવેલી હોવાથી તેના સિપાઈઓમાં ઉત્સાહ પણ એવો જ. જ્યારે રાણીની બાજૂ બધી જ રીતે કમજોર હતી જુના અને આરબ સિપાઈઓ શૂરા ખરા પણ કવાયતી નહિ જ ઝાંશી ઘેરાની સ્થિતિમાં એટલે સાધનસામગ્રીનો જથો મર્યાદિત અને બળવાવાળાઓ ઠેરઠેર દબાઈ જવાથી તેને બહારની કુમકની પણ આશા નહિ જ ! આથી અંગ્રેજોએ ઝાંશીને ઘેરો ઘાલ્યો ત્યારે તેમને ખાતરી હતી કે ઝાંશી તો ઘડીના છઠ્ઠા ભાગમાં જીતી શકાશે પણ તેમનો આ ભ્રમ ધીરેધીરે દૂર થયો. સાગર જેવી અંગ્રેજ ફોજ ઝાંશીની આજુબાજુના ટેકરા અને મેદાનો ઉપરથી કિલ્લા તરફ વધવા લાગી, પણ એ ફોજની આગળની હરોળો અને ઘોડેસવારો આગળ કિલ્લાની નજીક વધવા લાગ્યા ત્યાં તો રાણીએ રણવાદ્યો વગડાવી પોતાના ગોલંદાજોને તોપોનો મારો કરવાની આજ્ઞા કરી કિલ્લા ઉપરના ગોલંદાજોએ તોપોનો એવો તો આબાદ મારો ચલાવવા માંડયો કે અંગ્રેજ ફોજ કિલ્લાની તરફ જરા જેટલું પણ આગળ વધી શકી નહિ અંગ્રેજ ફોજે રાત્રિનો લાભ લઈ આગળ વધવાનો પ્રયાસ કર્યો, પણ ઝાંશીની ફોજે રાત્રે પણ મશાલોની મદદથી રણવાદ્યોના રણમાં બંદૂકોના બાર કરીને અંગ્રેજ ફોજને આગળ વધતી અટકાવી પાછલી રાતે અંગ્રેજોએ કિલ્લાથી ત્રણસો ત્રણસો વારને છેટે એક દેવાલયમાં તોપો ગોઠવી મોરચો બાંધ્યો પણ

કિલ્લા ઉપરના ગોલંદાજોએ પહો ફાટતા જ તોપોમાથી ધણુણુણુ ધણુણુણુ કરીને ગોળા ઝીકવા માડયા કે જે દેવળના શિખર ઉપર આવીને અથડાયા આ તોપના મારાથી શરૂઆતમા તો અગ્રેજો કંઈ ગભરાયા નહિ પરન્તુ કિલ્લા ઉપરની ધનગર્જ" તોપ શરૂ થતા જ અગ્રેજી સૈન્યમા નાસભાગ શરૂ થઈ અને આખો મોરચો તૂટવા માડયો આ તોપમા એવી કરામત હતી કે તેની જામગરીનો ધૂમાડો દેખાતો ન હતો, એટલે શત્રુપક્ષને ગોળાથી સાવધ થવાની તક જ મળતી નહિ તેમાથી છૂટેલો ગોળો પવનમા સુસવાટા કરતો તેમની ઉપર આવીને પડતો અને ક્ષણાર્ધમા જ સિપાઈઓ ભૂમિશરણ થઈ જતા! અગ્રેજો આ તોપને 'નિર્મલિંગ ડીક' કહેતા

અગ્રેજોએ વળી પાછા મોરચા બાધવા માડયા તેમની પાસે એક મોટુ દૂરબીન હતુ તેની મદદથી તેમણે કિલ્લા અને શહેર ઉપર લાબા અતરના ગોળા ઝીકવા માડયા અઢાર અને ચોવીસ રતલના ગોળા શહેર ઉપર આવીને પડવા માડયા અને તોપખાના ઉપરના રાણીના કેટલાક ગોલંદાજ માર્યા ગયા તેટની તોપો બીજા ગોલદાજ આવતા સુધી બધ પડી અને કોટની ભીંતમા ગાબડુ પડ્યું. આ પછી ત્રણ દિવસ સુધી શહેર ઉપર મોરચા બાધવાના અગ્રેજોએ પ્રયાસ કર્યા પણ તેમનુ કાઈ ફાવ્યુ નહિ એવામા કોઈ દેશદ્રોહીએ અગ્રેજોને મોરચાની જગા બતાવી અને ત્યા મોરચો બાધી અગ્રેજોએ તોપોનો મારો ચાલુ કર્યો ચાર તોપોએ શહેર ઉપર ગોળા ઝીકવા માંડયા અને તેને પરિણામે શહેરની અદર હાહાકાર વર્તાવા લાગ્યો રસ્તાઓ ઉપર કે ઘરો ઉપર ગોળાઓ આવીને પડતા તેને પરિણામે માણસોની પ્રાણહાનિ થવા લાગી અને ઘરોને આગો લાગવા લાગી નિરપરાધી નાગરિકોમા ગભરાટ ફેલાયો, વેપાર રોજગાર બધ પડયો અને આકાશ સુધી પહોચતી આગની ઝાળો જોઈને શહેરની જનતા હબકી ગઈ પોતાની પુત્રવત્ પ્રજામાં વ્યાપી ગયેલો આ હાહાકાર જોઈને રાણીને દુ ખ થયું, પણ તેથી લમણે હાથ દઈ બેસી ન રહેતા

કે દુશ્મનને શરણે ન જતા તેણે આ વિપત્તિમાથી પણ માર્ગ કાઢવા માડયો. નિરાધાર લોકોને માટે અન્નપાણીની વ્યવસ્થા કરી. ગણપતિના મ દિરમા અન્નક્ષેત્ર ખોલ્યુ અને ધાણી તથા ચણા છૂટથી વહેંચવા માડયા.

પોતાનું સૈન્ય હિંમત હારીને બેસી ન જાય તે માટે આ શૂરી રાણી સિપાઈઓને ઉત્તેજિત કરવા માટે સતત ઘૂમ્યા કરતી અને સમડીની જેમ સૂક્ષ્મ નિરીક્ષણ કરી જે તરફથી અંગ્રેજો આગળ વધે એવો ભભવ જણાતો તે તરફ પોતાની ફોજ અને તોપખાનુ ફેરવતી તે દુશ્મનના હુમલાનો પ્રતિકાર કરતી અગ્રેજોની તોપોને બધ પાડવાની કામગીરી જે ગોલદાજ બજાવતા તેમનું સન્માન કરીને કડા અને તોડા તેમને બક્ષિસ આપી તેમનો ઉત્સાહ દ્વિગુણિત કરતી.

પરતુ અગ્રજોને રોજ નવી નવી કુમક આવતી, અને તેને લીધે તેમની ફોજ વધતી જ ગઈ અને રાણીને તો ફક્ત ઈશ્વરની જ સહાય હતી ! કારણ કે સર હ્યુ રોઝે ઝાંસીના બધા જ રસ્તા રોકયા હતા એટલુ જ નહિ પણ ઝાંસીને જીતી લીધા પછી અદર મળી આવશે તે બધા લોકોની અમે કતલ કરીશુ એવા જાહેરનામાં દૂર દૂરના પ્રદેશમા ચોટાડયા હતા–જેથી કોઈ ઝાંસીની મદદે આવવાની હિંમત ન કરે. રાણીના રણશૂર સિપાઈઓ અને હિંમતવાન ગોલંદાજ એક પછી એક અગ્રેજોના તોપના મારાથી રણમા પડવા લાગ્યા. અગ્રેજો દૂરબીનની મદદથી અચૂક ગોલદાજી કરી શકતા અને રાત્રીને સમયે તો તોપોના આ લાલ અગ્નિઝરતા ગોળા આકાશમા ઊડતા અને ફૂટતા જોઈને લોકોના કાળજાં ઠર્યાં પડી જતા તોપોની અવિરત ચાલતી ધણેણાટીને લીધે કાનના પડદા ફૂટી ઊડતા અને તેમા યે અગ્રેજોની તોપોમાંથી કુતપી ગોળાઓનો વરસાદ વરસતો ત્યારે તો શહેરની ભારે હાનિ થતી એકલા સૈનિક જ કઈ આ ગોળાથી ઠાર થતા નહોતા, નિરપરાધ સ્ત્રીઓ અને બાળકોનો પણ ભોગ લેવાતો. પરતુ રાણીનું શૌર્ય જોઈને સહુમા અપૂર્વ હિંમત આવી ! રાણીનુ અનુકરણ કરીને અનેક તરુણ સ્ત્રીઓ સંગ્રામમા કઈ ને કઈ કામ ઉપાડી

લેવા લાગી. તેમાંથી કેટલીક જખમી સિપાઈઓની સેવાસુશ્રુષા કરવાનું કામ ઉપાડયું અને કેટલીકે તો હાથમાં શસ્ત્રો ધારણ કરી ચોકી પહેરાનું કામ ઉપાડી લીધું. બીજી કેટલીકે દારુગોળો અને બીજી યુદ્ધસામગ્રી લાવલઈજા કરવાનું કામ ઉપાડયું. ઝાંશીની રમણીઓ આવું યુદ્ધનું કામ કરે છે તે જોઈને અંગ્રેજી ફોજના માણસો પણ ચકિત થયા હતા! સિપાઈઓ લડતાં લડતાં થાકયા હોય ત્યારે અહોરાત્ર જાગ્રત રહેનારી આ રાણી ઉત્તેજનનાં બે મીઠાં વચન સંભળાવી તેમનામાં અવર્ણનીય ઉત્સાહ પ્રેરતી. ઝાંશીના ને દુશ્મનના સિપાઈઓ થાકતા, ગોલંદાજો થાકતા, સરદારો થાકતા, ખુદ અંગ્રેજ સેનાપતિ પણ થાકીને આરામ લઈ શકતો, પણ સ્વાતંત્ર્યના રક્ષણાર્થે ઝૂઝનારી આ રાણીનો થાક ઊડી ગયો હતો, ઊંઘ ઊડી ગઈ હતી અને આરામ પણ ઊડી ગયો હતો. તેના દિલમાં તો એક જ રટ લાગી હતી કે પ્રાણ જાય તો ભલે પણ સ્વાતંત્ર્ય ન જાય! કાન્તિનો જય થાઓ! આવી રીતે રાણી અને સર હ્યુ રોઝ વચ્ચે ઝાંશીમાં જંગ જામ્યો હતો ત્યારે રાણીએ એક પેંતરો રચ્યો. તેણે પોતાના ગુપ્ત દૂત કાલ્પી મોકલ્યા. કાનપુરમા પેશવાનો પરાજય થયા પછી તેમની ફોજ કાલ્પીમાં ભેગી થઈ હતી પેશવાની પાસે તોપખાનું હતું અને દારુગોળાનુ એક કારખાનુ પણ તેમણે કાલ્પીમાં ખોલ્યું હતું. પેશવા જો અંગ્રેજોની ફોજ ઉપર ચડી આવે તો ઝાંશી અને કાલ્પીની બને સેનાઓની વચ્ચે સપડાવીને સર હ્યુ રોઝની ચટણી કરી શકાશે એવો રાણીનો ખ્યાલ હતો. અને યુદ્ધકલાની દૃષ્ટિએ તો એ બરાબર હતો એમાં પણ શક નથી. તે સમયે તાત્યાટોપી એ પેશવાનો મુખ્ય સેનાપતિ હતો. તેને આ યોજના તત્કાળ પસંદ પડી અને તે મજલ દરમજલ કૂચ કરતો ઝાંશી તરફ આવવા નીકળ્યો. આ સમાચાર ઘેરાયેલા ઝાંશીના લશ્કરને મળતાં જ તેમનામાં નવો જ ઉત્સાહ આવ્યો અને તેમણે ખૂબ ધીરતાપૂર્વક કિલ્લા ઉપરથી અંગ્રેજો ઉપર તોપોનો મારો ચલાવ્યો, પરંતુ સર હ્યુ રોઝ પાસે ફોજ ઘણી

હતી. ઝાંસીનો ઘેરો ચાલુ રાખી બીજી વધારાની ફોજ લઈને તે તાત્યાનો સામનો કરવા ગયો, અને તેને હરાવ્યો. તાત્યા ટોપી જે રસ્તે આવ્યો હતો તે જ રસ્તે પાછો ફર્યો, પરંતુ તેને પોતાની તોપો અને દારૂગોળો ત્યાં જ પડતો મૂકી પાછા હઠી જવું પડ્યું, કારણ કે અંગ્રેજોએ તેની પૂંઠ પકડી જંગલને સળગાવી મૂકીને પૂંઠે પડેલી અંગ્રેજ સેનાને તેણે થોભાવી દીધી અને મળેલ અવકાશનો લાભ ઉઠાવીને તેણે પોતાની ફોજ સુરક્ષિત રીતે હઠાવી લીધી. તાત્યા ટોપીની ફોજ મોટી અને બળવાન હોવા છતાં તેનો પરાજય થયો, કારણ કે અંગ્રેજોનો મક્કમ હુમલો બળવાવાળા સિપાઈઓ સહી શકતા નહિ. ફોજ જો પગને જમીનમાં રોપીને મક્કમતાથી લડાઈ આપે તો જ સામેથી ધસી આવતા હુમલાનો તે પ્રતિકાર કરી શકે અને ચડાઈ કરીને ધસનારા લશ્કરની ઝીંકનો હિંમતથી સામનો કરીને તેને જો બેઠી પાડવામાં આવે તો જ વિજયનો માર્ગ સરળ થઈ જાય છે. પરંતુ આવા વિજય માટે હમેશાં શરૂ શરૂમાં હજારપાંચસો સિપાઈઓનું બલિદાન આપવું જ પડે છે. સામેથી ધસી આવતા સૈન્યનો બોજો આગલી હરોળ ઉપર પડતો હોવાથી તેનું નુકસાન પુષ્કળ થાય છે અને તેના અનેક સિપાઈઓ કામ આવી જાય છે. પરંતુ આ બળવાવાળા સિપાઈઓને વિજય અને લૂંટ જોઈતાં હતાં, પરંતુ તે અર્થે જે સ્વાર્થત્યાગ કરવો જોઈએ છે તે કરવો નહોતો. આથી અંગ્રેજ ફોજ ધસારો કરીને ચડી આવે એટલે તેમની હરોળો વેરણછેરણ થઈ જતી અને તેને લીધે પાછળની સેના પણ અસ્તવ્યસ્ત થઈ જતી. આને લીધે બળવાવાળાને કપાળે રણક્ષેત્રમાંથી નાસભાગ કરવાનું આવતું અને અંગ્રેજો વિજયી થતા. તાત્યા ટોપી ગમે તેવો કુશળ સેનાપતિ હોય તોપણ જીવ બચાવીને લડતા સિપાઈઓના જોરથી જય કેવી રીતે મેળવી શકે ? સેનાનો પરાજય થયો તો પોતાની સેનાનો વિનાકારણ નાશ ન થાય તે માટે તેણે પીછેહઠ શરૂ કરી અને પૂંઠ પકડતા અંગ્રેજી સૈન્યને થોભાવી રાખ્યું. લડાઈમાં હરોળ તૂટે એટલે વેરણછેરણ

ગયેલા લશ્કરને પીછેહઠ કરાવતા જ બહુ નુકસાન સહન કરવુ પડે છે અને પ્રત્યક્ષ યુદ્ધ કરતા આમાં પ્રાણહાનિ વધારે થાય છે તાત્યા ટોપી પરાજય પામ્યો તો પણ આ હાનિ તેણે ખૂબ કુશળતાથી ટાળી એમા શકા નથી !

પણ તેથી ઝાશીને શો લાભ થયો ? તાત્યા ટોપીના પરાજયની ખબર આવતા જ ઝાશીની ફોજની હિંમત તૂટવા લાગી અને અગ્રેજી ફોજમા જોર આવ્યુ તેમની નિશાનબાજી અચૂક અને જોરથી ચાલવા લાગી શહેરમા ઠેકઠેકાણે આગો લાગી અને મોટી મોટી ઇમારતો તૂટવા લાગી અને સ્ત્રીપુરુષ અને બાળકો મરવા લાગ્યા એક દિવસ અગ્રેજોએ બરાબર તાકીને પાણી ભરવાની જગા ઉપર તોપનો મારો ચલાવ્યો પાણી ભરનારા બ્રાહ્મણો કાવડો લઈ જતા રસ્તામા જ ભૂમિશરણ થયા પાણીની બૂમો પડવા લાગી આ જોઈ ને રાણીએ જાતે જઈને તોપનો એવો તો સખત મારો ચલાવ્યો કે અગ્રેજ ગોલદાજ પોતાની તોપો મૂકીને જીવ બચાવવા સતાઈ ગયા અને રાણીએ પોતાના લશ્કરને પાણી પાયુ શહેરમા ઓગરી દુષ્પ્રાપ્ય થઈ એટલે રાણીએ સરકારી રસોડા મારફત લોકોને અન્ન આપવા માડયુ શાતિમા તેમ યુદ્ધમા આ રાણી પોતાની પ્રજાને જમાડયા વિના રહી નહિ

ઝાશીમા આ પ્રમાણે ચાલતુ હતુ ત્યારે એક દિવસ બપોરને વખતે મહેલની સામેના દારૂના ભડાર ઉપર અગ્રેજોનો એક ગોળો આવીને પડયો અને એમએક મોટા ધડાકો થતા લોકોના કાન બહેરા થઈ ગયા અને બધે ધુમાડો અને ધૂળ છવાઈ ગયા બધાના પેટમા ફાળ પડી અને જરા શાતિ થયા પછી ખબર પડી કે દારૂના આખા ભડારનો ભડકો થયો હતો અને તેમા કામ કરનારા ત્રીસ પુરુષ અને આઠ સ્ત્રીઓ યમસદને પહોચી ગયા હતા અને ચાળીસ પિસતાળીસ માણસો દાઝયા હતા રાણી તુરત જ ત્યા પહોચી ગઈ અને મરેલા માણસોના સગાવહાલાને તેમ જ ઘવાયેલાને આશ્વાસન આપ્યુ

અંગ્રેજોની તોપોના મારાથી કેટલાક બુરજ ખખડી ગયા તો રાણીએ રાતોરાત કેદીઓને કાળા વસ્ત્રો ઓઢાડી તેમની મારફત સમરાવ્યા એક દિવસ આખી રાત રાણીના મહેલ ઉપર અંગ્રેજ તોપોનો અવિરત મારો ચાલ્યો હતો પણ રાણીના મહેલનું બાંધકામ એટલું તો મજબૂત હતું કે મહેલની અગાશીને ચાળણીની જેમ ગણા પડ્યાં અને ગોળા મહેલની અંદર ઘૂસી જઈને અંદરના સામાનનો ધ્વંસ કરવા લાગ્યા વિશેષ કરીને હાંડી અને ઝુમ્મર તથા આયનાઓનો ભુક્કો ઊડ્યા ત્રણચાર ચાકરડીઓ પણ મરી ગઈ પણ મહેલ ભીનો જ રહેવાથી બીજું કંઈ નુકસાન થયું નહિ રાણીના મહેલ ઉપરના મારાને ઝાશીના ગોલંદાજોએ ભારે સિફતથી અંગ્રેજોની તોપો બંધ પાડીને અટકાવ્યો

આ પ્રમાણે એક પછી એક વિપત્તિ આવી પણ રાણી હિંમત હારી નહિ અંગ્રેજ સેનામાં તો એક બીજાની જગા લેનાર અને રણસંગ્રામની યોજના કરનાર અનેક સેનાપતિઓ હતા જુદા જુદા કામ ઉપર અનેક સમય નાયકો હતા જ્યારે ઝાશીમાં તો બધું જ કામ રાણીને એકલીને જ કરવાનું હતું તેને બે ઘડીનો પણ આરામ આપનાર કોઈ સેનાપતિ નહોતો કિલ્લા ઉપરના તેમ જ શહેરના વિવિધ મોરચા સાચવનાર સમર્થ સરદારો નહોતા તેમ જ સલાહ મસલતમાં મદદ કરનાર કોઈ મુત્સદ્દી નહોતા તે એકલી જ હતી અને છતાં તેની હિંમત મેરુ પર્વતના જેવી અડગ હતી બહારથી કોઈ મદદ મળવાની તેને આશા નહોતી તેનો દારૂગોળાનો ભંડાર બળી ગયો હતો તેના ઉત્તમ ઉત્તમ લડવૈયાઓ પણ માર્યા ગયા હતા લોકોમાં હાહાકાર વર્તી હતો અનેક મરી ગયા હતા અને અનેક ઘવાયા હતા આમ એક પછી એક આફત તો વધતી જ જતી હતી, પણ તેથી રાણી સૂનમૂન બેસી ન રહેતા આ આફતોનો સામનો કરી જે કાર્ય તેણે ઉપાડ્યું હતું તેમાં વિજયી નીવડવાની તે તૈયારી કરવા લાગી

## ૧૩. ઝાંશીમાંથી વિદાય

'ગિયાર દિવસ સુધી અવિરત યુદ્ધ ચાલતું હતું. અંગ્રેજોના સૈન્યમાં ારો થતો હતો અને રાણીના સૈન્યમાં ઘટાડો થતો હતો. યુદ્ધની મચી પણ ભડકો થઈને બળી ગઈ તોપણ રાણીના પુરુષાર્થમાં કે ા હિંમતમાં જરાએ ઘટાડો થયો નહિ. અગિયારમા દિવસની રાત્રે ણી પોતે હમેશની જેમ શહેરના કોટ ઉપર અને કિલ્લા ઉપર ા વળીને યુદ્ધને દોરવણી આપતી હતી એટલામાં કોઈ જાસૂસે મને ખબર આપી કે અંગ્રેજોએ ઝાંશી ઉપર બે અઢી લાખ રૂપિયા- દારૂ વાપર્યો છે, તો યે જય મેળવવાની તેમને ખાતરી નથી. નો દારૂગોળો પણ પૂરો થવા આવ્યો છે. તેથી આવતી કાલે ારે એકાદ પહોર લડાઈ કરીને લશ્કર ઘેરો ઉઠાવી જશે. એ ંભળીને રાણીને ઉત્સાહ આવ્યો. તેનું મોઢું પ્રફુલ્લિત થયું અને ની શક્તિ અને હિંમતમાં વધારો થયો. રાત્રે બે વાગ્યાને સુમારે ને જરા ઊંઘ આવી. પરંતુ પરોઢને સમયે શહેરના દક્ષિણ તરફના ાટ આગળ તોપ બંધ પડી હતી ત્યાંથી એક જાસૂસ આવ્યો અને ણે રાણીને જગાડી. તેની પાસેથી મળેલા સમાચારથી બધા સ્તબ્ધ ઇ ગયા. શહેર અંગ્રેજોએ સર કર્યું હતું. કોઈ દેશદ્રોહીએ દક્ષિણનો ાપ્ત માર્ગ અંગ્રેજોને બતાવ્યો હતો. રાણી છજ્જે મજલે ચડીને નિરી- ણ કરવા લાગી તો હજી અંધારું હતું તોપણ હજારો મજૂર ઘાસના ભારા લઈને શહેરના કોટ તરફ આવતા હતા અને તે ભારાઓની ઓથે ગોરા સિપાઈઓ ચાલે છે તેનું તેને દેખાયું. જોત- જોતામાં તો ઘાસના ભારાવાળા લોકો કોટની સમીપમાં આવી પહોંચ્યા. ભારાવાળા લોકોએ માથા પરના ભારા કોટની પાસે નાખી નાખીને ત્યાં દાદરા જેવો રસ્તો બનાવ્યો અને તેની ઉપર થઈને ગોરા સિપાઈઓ કોટ ઉપર ચડ્યા. રાણીના કોઈ કોઈ સિપાઈ નાસી ગયા પણ બીજાઓએ ગોરાઓને પડકાર્યા, પણ તેમની સંખ્યા નાની

હોવાથી અંગ્રેજ સિપાઈઓએ તેમને કાપી નાખ્યા અને દસબાર મિનિટમાં તો શહેરની દક્ષિણ તરફની દીવાલ ઉપર હજારો ગોરા સિપાઈઓ દેખાવા લાગ્યા

આ બધું જોઈને રાણીને થયું કે હમણાં જીવના પહેલાની ખબર અને આ દૃશ્ય એનો કંઈ મેળ મળતો નથી પણ પછી ઝાઝો વિચાર કરવા ન બેસતાં તેણે લડાઈ આપવાની તૈયારી કરવા માંડી. વિલાયતી એટલે આરબ સિપાઈઓ જે લગભગ પંદરસો હતા તેમને સાથે લઈને તુરત જ કિલ્લાની બહાર પડી અને મોટા દરવાજામાંથી બહાર નીકળી દક્ષિણ તરફ ધસી ગઈ આ જોઈને દક્ષિણ તરફથી શહેરમાં પેઠેલા ગોરા સિપાઈઓએ પણ પોતાની તરવારો મ્યાનમાંથી બહાર કાઢી રાણી પોતાના આરબ સિપાઈઓની વચ્ચોવચ હતી અને તેણે અંગ્રેજોની સમીપ પહોંચતાં જ પોતાની તરવાર ચલાવવા માંડી બંને પક્ષે તુમુલ યુદ્ધ શરૂ થયું અને પા અર્ધા કલાકમાં તો બંને પક્ષે સેંકડો માણસ કપાયાં રાણી આગળ ધસતી ગઈ અને પોતાની તરવારથી અંગ્રેજોને પાડતી ગઈ એટલે આરબ સિપાઈઓને વિશેષ શૂર ચડયું અને પછી યુદ્ધનો જે રંગ ચડયો તેનું વર્ણન થઈ શકે એવું નથી ગોરા સિપાઈઓમાં નાસભાગ શરૂ થઈ અને તેઓ ઝાડ કે ભીંતની આડે ઊભા રહીને બંદૂકોના બાર કરવા લાગ્યા આ વખતે પોણો સો વર્ષનો એક વૃદ્ધ સૈનિક રાણી પાસે આવ્યો અને હાથ જોડીને બોલ્યો "મહારાજ! આ વખતે આપ આગળ જઈને બંદૂકની ગોળીથી મરણશરણ પામો એ વાજબી નથી અંગ્રેજો મકાનો પાછળ સંતાઈને ગોળી મારે છે અને સેંકડો ગોરાઓ શહેરમાં પ્રવેશી ચૂક્યા છે શહેરના દરવાજા ખૂની ગયા હશે અને તેથી હવે અહીં રહીને લડવામાં કંઈ અર્થ નથી તેના કરતાં આપ કિલ્લામાં પાછા જઈ દરવાજો બંધ કરીને ઈશ્વર જેમ સુઝાડે તેમ કરશો તો સારું આ સમય પાછા ફરવાનો છે" આમ કહીને તેણે રાણીને પાછી વાળી અને મોટેથી બૂમ પાડીને તેણે વિલાયતી સિપાઈઓને પણ પાછા વાળ્યા અને કિલ્લાનો દરવાજો બંધ કરી દીધો

આ તરફ અગ્રેજો બધા જ દરવાજામાથી શહેરમા પેઠા અને કતલ કરતા કરતા આગળ વધ્યા પાચ વરસથી ઉપરના અને એંસી વરસથી નાના જેટલા પુરુષો નજરે પડતા તેમને ગોળીથી કે તરવારથી ઠાર કરતા કરતા અને શહેરને આગ લગાડતા તેઓ બધે ઘૂમવા લાગ્યા પહેલી આગ હલવાઈપુરાને લગાડી તે વખતે શહેરમા દુ ખનો જે સાગર ઊનટયો તેનો પાર નહોતો વરુને જોઇને જેમ ઘેટા નાસે ભાગે તેમ લોકો જ્યા ને ત્યા નાસભાગ કરવા લાગ્યા, કેટલાક નાસતાં નાસતા જ મડદા થઇને પડતા કોઈ આ ગલીમા તો કોઈ પેલીમા, કોઈ ઘરમાં તો કોઈ દીવાલ પાછળ, કોઈ વાડામા તો કોઈ કોઠીમા, જ્યા જગા મળે ત્યા સતાવા લાગ્યા જીવ બચાવવા માટે કોઈ કોઈ કાયરોએ તો દાઢીમૂછ મુડાવી સ્ત્રીનો પહેરવેશ પણ પહેરી લીધો. ગોરા સિપાઈઓ કતલ કરે છે એ સાભળીને શહેરની વચ્ચોવચ્ચ ઓડેનો બાગ હતો તેમા હજારો માણસો પેસવા લાગ્યા અગ્રેજોને ત્યા આવતા જોઇને આ લોકો આક્રદ કરવા લાગ્યા અને સાષ્ટાંગ પ્રણિપાત કરીને અગ્રેજો પાસે દયા માગવા લાગ્યા અમે સિપાઈ નથી, લશ્કરીયા નથી, સામાન્ય લોકો છીએ ' એમ પોકારી પોકારીને રડવા લાગ્યા. અગ્રેજ અમલદારે ત્યા આવી બાગના દરવાજાને બધ કરી ત્યાં પહેરો ગોઠવી દીધો અને બહારથી અદર કે અંદરથી બહાર જવા આવવાની મનાઈ કરી લગભગ વીસ હજાર માણસો એ બાગમા હશે

બીજી તરફ અંગ્રેજ સિપાઈઓ ઘરોમા પેસીને પુરુષોને ઠાર કરીને ઘરમાથી સોનારૂપાની લૂટ ચલાવવા લાગ્યા ગોરો ઘરમાં પ્રવેશ કરે તેની સાથે જ જો ઘરમાના માણસો પોતાની સપત્તિ તેની આગળ ધરી દે તો ઠીક, નહિ તો પછી આ ગોરા સિપાઈઓ ઘરમાંના માણસોને તેમના જ ધોતિયાનો ગળે ફાસો લગાવી ઘરના ઉપર ટગાડી જતા અને ત્યાં મારઝૂડ કરતા બીજા ઘરમા પેસીને જમીન ખોદતા, પેટીપટારા તોડતા અને ભીંતો તોડીને ધન પ્રાપ્ત થાય

એટલે પોતાને ગોળીથી વીંધીને ઠાર કરતા જે પુરુષ ધન સોપી દે તે બીજા ગોળાએ આવે એટલે અચૂક વીંધાઈ જતો ! કુલીન સ્ત્રીએ અંગ્રેજ સિપાઈઓના હાથમા સપડાવાની બીકે કૂવામા કૂદી પડી મૃત્યુને ભેટતી તો કાઈ કાઈ સ્ત્રી તો પતિ ઉપર તરવારનો ઘા પડતો હોય કે બંદૂકની ગોળી આવતી હોય એટલે પતિને વળગી પડી તે પોતે પણ પતિ સાથે મરણને ભેટતી આ પ્રમાણે આખો દિવસ કતલ અને લૂટ ચલાવીને રાત્રિ પડતા અંગ્રેજ સિપાઈઓ શહેરનો બંદોબસ્ત કરીને પોતાની છાવણીમાં પાછા ગયા

કિલ્લામા પાછી આવ્યા પછી રાણી શોકમા ડૂબી ગઈ તે તે વખતની વીરાંગનાની તે વખતની મનોવ્યથા જોઇને આજુબાજુના લોકોને કઈ સૂઝતુ નહોતુ રાણી ઊંડા વિચારમા પડી ગઈ હતી તેની પાસે જવાની કોઇની હિંમત ચાલતી નહોતી એક પહોર પછી શહેરના હાલહવાલ જેવા રાણી અગાશી ઉપર ચડી ત્યારે પોતાની ઝાશી નગરીની દીન દશા જોઈને તેનું અંતઃકરણ કકળી ઊઠયુ અને તેની આંખમા ઝળઝળિયા આવ્યા હલવાઈપુરા એ શહેરનો મોટો અને સંપન્ન વિભાગ હતો તે સળગતો હતો ખરા ઉનાળાના મધ્યાહ્ન સમયે ગગન સુધી પહોંચતી આગની જ્વાળાએ તેના મનને દઝાડતી હતી જ્યા ને ત્યા ગડારોળ બૂમાબૂમ અને નાસભાગ ચાલતી હતી. બંદૂકોના મોટો અવાજ ફટાફટ સભળાતા હતા અને નિરપરાધ માણસો ટપોટપ પડતા હતા હજારો પશુએ મરણ સમયના ચિત્કાર કરીને ભાગતાં હતા કેટલાક છૂટા થઈને જીવ બચાવવા આમતેમ દોડાદોડી કરતા હતા અને કૂતરા બળદ ઘોડા ગધેડા ઊંટ વગેરેના ચિત્કારોનો વિચિત્ર ધ્વનિ ગાજતો સભળાતો હતો એ આખુ દૃશ્ય શરીરના રોમેરોમ ખડા કરી દે એવુ હતુ રાણી તો એક સ્ત્રી હતી તેનું કોમળ હૃદય આ દૃશ્ય જોઈને કોચવાઈ ગયુ તેના મોમાથી એક પણ શબ્દ નીકળતો નહોતો તે જોતી હતી કે વિચારમા મગ્ન ઉભી હતી તેની જ સમજણ આજુબાજુના લોકોને પડતી નહોતી.

ભડકે બળતું શહેર જોઇને તેનું હૃદય પણ ભડકે બળતું હતું. સ્વાતંત્ર્યલક્ષ્મીની ઉપાસના આવો બધો ભોગ માગી લે છે એનો તેને ખ્યાલ નહોતો એમ નહિ; તેને ચિંતા તો એ હતી કે એ સ્વાતંત્ર્યલક્ષ્મીનું જતન કેવી રીતે કરવું. ક્રાંતિને સફળ કરીને અંગ્રેજી રાજ્યને ઉથલાવી કેવી રીતે નાખવું, દેશમાં સ્વરાજ્ય કેવી રીતે સ્થાપવું, દબાઈ જતા બળવાને ફરીથી કેવી રીતે સળગાવવો, તેની આગ આખા ભારતમાં કેવી રીતે ફેલાવવી, હતાશ થયેલા નાનાસાહેબ જેવા સાથીને ઉત્સાહ આપી કાર્યમાં પ્રવૃત્ત કેવી રીતે કરવો.

એવામાં તેના મનનો કોઈ નિશ્ચય થયો હોય એવું જણાયું. તે એકાએક અગાશી ઉપરથી નીચે ઊતરી, સત્તર સત્તર દિવસ સુધી અવિરતપણે અંગ્રેજોના ફીંકાયેલા ગોળા ઝીલી ઝીલીને ખંડેર જેવો થતો કિલ્લો લડાઈને યોગ્ય નથી તે તેણે જોયું. વળી તેની પાસે યુદ્ધની સામગ્રી પણ રહી નહોતી.

રાત્રે ઘોર અંધારું થતાં રાણીએ પોતાના સફેદ રત્ન જેવા ઘોડા ઉપર સવાર થઈ, શરીરે બખ્તર ધારણ કરી પુરુષવેશ સજ્યો; કેડમાં જંબિયો અને તરવાર લટકાવ્યાં. શસ્ત્રાસ્ત્રો સિવાય બીજું કોઈ પણ સાધન તેણે લીધું નહિ. ફક્ત પાણી પીવાનો એક રૂપાનો પ્યાલો તેણે લીધો. પોતાની પાછળ પોતાના દત્તકપુત્ર દામોદરરાવને બાંધી લીધો અને હાથમાં તરવાર લઈ દુશ્મનની સેનાને ભેદવા તે તૈયાર થઈ. રાણીના પિતા મોરોપંતે જરજવાહર અને સિલક ખજાનો હાથી ઉપર લાદ્યો અને તે પણ ઝાંસી છોડવા તૈયાર થયા. શહેરમાં લડતાં બાકી રહેલા બારસો આરબોને લઇને રાણી કિલ્લાની બહાર નીકળી.

શહેરમાં ઠેર ઠેર અંગ્રેજોની ચોકીઓ બેઠી હતી. રાત્રિના અંધકારમાં હજાર બારસો માણસોનું આ મોટું ટોળું પસાર થતું જોઇને તેમણે તેમને પડકાર્યાં અને બુમાબુમ કરી મૂકીને આ ટોળા ઉપર તેઓ ધસી ગયા. બીજી અંગ્રેજ ફોજ પણ સાવધ થઈ ગઈ.

અને આ ટોળા ઊપર ધસી આવી તેણે પણ હુમલો કર્યો. તોપોની ધણેણાટી પાછી શરૂ થઈ અને અંધારામાં જ અંગ્રેજોની એક ટુકડી રાણીનો માર્ગ રોકીને લડવા ઊભી રહી, પણ રાણીએ તેમની હરોળ ચીરીને સડસડાટ કાપીનો રસ્તો લીધો. રાણીના અનેક વિશ્વાસુ સિપાઈઓ તે રાત્રે કામ આવ્યા. તેને માટે પ્રાણ આપનાર અનેક સરદાર રણશય્યામાં પોઢી ગયા અને બીજા કેટલાક અંધકારમાં જ્યાં માર્ગ સૂઝે ત્યાં વેરાઈ જવાથી છૂટા પડી ગયા. રાણીની સાથે એક દાસી અને એક સેવક એમ બે જ બીજા ઘોડેસવાર રહ્યા. તેમનો પીછો અગ્રેજોની એક ટુકડીએ પકડ્યો પણ રાણીના ઘોડા તેજ એટલે થોડી ક્ષણોમાં જ તેઓ અંગ્રેજોની નજર બહાર જતાં રહ્યાં. રાણીના આ હજાર બારસો માણસો ક્યાં ગયાં, કઈ દિશામાં ગયાં કે પછી અંગ્રેજોની ફોજમાં જ છૂપી રીતે પેસી ગયાં એની કઈ પણ ગમ અધકારને લીધે ન પડવાથી અંગ્રેજી ફોજના સરદાર ભારે વિમાસણમાં પડી ગયા અને તેથી તેમણે સવાર થતાં સુધી તોપમારો ચાલુ જ રાખી! ઠેઠ સવારમાં અજવાળું થતાં એમની નજરે રાણીના માણસોનાં મડદા પડ્યાં. ૨૧ માઈલ સુધી એક ટુકડીએ રાણીનો પીછો પકડવા યત્ન કર્યો પણ તે ચે ઉંવરે અટવાઈને પાછી ફરી. એ ગમે તેમ હો પણ તા. ૫ એપ્રિલને રોજ ઝાંશીના કિલ્લા ઉપર અંગ્રેજી વાવટો ફરકવા લાગ્યો અને અંગ્રેજોએ માન્યું કે ક્રાંતિનાં બધા જ મુખ્ય કેન્દ્રો હવે જમીનદોસ્ત થઈ ગયા છે.

જે દિવસે કિલ્લા ઉપર યુનિયન જેક ફરક્યો તે અંગ્રેજોનો ઝાંશી–પ્રવેશનો બીજો દિવસ હતો. લોકોને ખાત્રી જ હતી કે ગઈ-કાલની જેમ આજે પણ શહેરમાં લૂંટફાટ, બાળઝાળ અને કતલ થશે, એટલે લોકોમાં વિલક્ષણ ગભરાટ પેસી ગયો હતો. તે અને ત્યારપછીના દિવસે અંગ્રેજોએ શહેરમાં જે કતલ ચલાવી તેનું વર્ણન ગોડશે ભટજી નામના બ્રાહ્મણે ખૂબ આબેહૂબ કર્યું છે તે તેના જ શબ્દોમાં નીચે આપીએ છીએ. આ ભટજી દક્ષિણમાંથી ઉત્તરમાં

કમાણી કરવાની આશાએ નીકળેલા અને ઝાશીની રાણીને ત્યાં એને આશ્રય મળેલો. રાણી ઝાશી છોડીને ગયા પછી એને જ્યા માર્ગ મળ્યો ત્યાં એ પણ ગયેલો તે લખે છે :

"બીજે દિવસ કતલનો જ એની બધાને ખબર હતી એટલે દરેક માણસને એમ જ લાગતુ હતું કે પોતે સ્મશાનભૂમિને આરે જ ઊભો છે અને તે આ સંકટમાંથી કેમ બચી શકાય એનો વિચાર કરતો હતો. અમે પણ માડવગણેને ઘેર જઈ પહોચેલા હોવાથી તેમને ખૂબ ઉત્કંઠાથી પૂછવા લાગ્યા કે આવતી કાલની શી વ્યવસ્થા? ત્યારે માંડવગણેએ કહ્યું હતું કે તમે એની લગારે ચિંતા કરશો નહિ. આપણી સામે પેલી મોટી ઇમારત છે તેની પછવાડે એ ઇમારતનાં મોટા મોટા ખંડેરો પડ્યા છે ઇમારત ભાગીને અર્ધી પડી ગઈ છે અને તેમા ઠેર ઠેર ચોમાસામા ઘાસ અને મોટા મોટા છોડ ઊગ્યા છે ત્યાં ઢોર કે માણસ જઈ શકે એવો રસ્તો નથી પહેલા એ ખંડેરમા જવાનો પોળમાથી રસ્તો હતો પણ તે એક રંગારાએ વચમા જ ઘર બાંધવાને કારણે બંધ થયો છે તેથી એ જગા કોઈને જડવાની નથી ત્યા જઈને ભીંતમાના બડામા જઈને બેસીશુ મેં પૂછ્યુ, બડા એટલે શુ? તો તેમણે જવાબ આપ્યો કે પહેલા બુંદેલખંડમા ચોર લૂટારાનો ભય બહુ હતો તેથી મોટા મોટા મકાનોની દીવાલો ખૂબ પહોળી જાડી બાંધવામા આવતી અને તેમા મોટા મોટા ચોરગોખલા રહેતા. તે કોઈ કોઈ ઠેકાણે તો એટલા મોટા હોય છે કે તેમા બધા માણસો વાસણકૂસણ અને કપડાંલત્તા વગેરે પણ સમાઈ શકે ચોરોનો ભય વધી પડે એટલે બધા આ ચોરગોખલામા—બડામાં પેસી જઈ ઘર ખાલી કરી નાખતા એવા બડામા આપણે જઈને સંતાઈશુ આ સાભળીને મને ટાઢ વળી અને સાંજે વાળુ કરી મેડે ચડી શહેરની નવાજૂની જોવા લાગ્યો તો આખુ શહેર સ્મશાનભૂમિ જેવુ દેખાતુ હતુ રાત્રિનો વખત હતો તોપણ શહેરમા ભયકર આગ લાગવાથી બધે સ્વચ્છ પ્રકાશ પડ્યો હતો, સગાવહાલા

દુઃખથી ગાંડા થઈને પોતાના સ્વજનોના શબોની પાસે બેસીને શેરીએ શેરીએ કરુણ સ્વરે રડારોળ કરતા હતા ગરીબ લોકો અન્નને માટે બૂમો પાડતા રડતા ફરતા હતા જનાવરો પણ દાણાપાણી માટે ભાંભરતા આમતેમ ફરતા હતા હલવાઈપુરામાં મોટા મોટા શ્રીમંતોનાં ઘર હતા ત્યાં આગ લાગવાથી ભારે અનર્થ વ્યાપ્યો હતો જ્વાળાઓ ગગન સુધી પહોંચી હતી તે આગ ઓલવવા કોઈ પણ માણસ પ્રયત્ન જ કરતુ નહોતુ પેલી વિશાળ ભયંકર જ્વાળાઓ જ્યાં ને ત્યાં ફેલાઈને નવા નવા ઘરને સળગાવતી હતી, પરંતુ તેને તેમ કરતા કોઈ પણ અટકાવતુ નહોતુ આવો ભયંકર પ્રસંગ ઝાંથી ઉપર આવેલો જોઈને મારા આખા શરીરે કંપ છૂટ્યો, ખૂબ બીક ઉત્પન્ન થઈ અને પેટમાં એવી તો આગ ભડકી ઊઠી કે તેને કોઈ ઉપમા જ નથી જીવની બીક બહુ મોટી હોય છે મને ઊંઘ આવે નહિ આખી રાત એવી રીતે જાગીને જ પસાર કરી સવારમાં ઊઠીને બધાએ સ્નાન સંધ્યા અને ભોજનાદિ આટોપીને પેલી ખડગ ઇમારતમાં જવા અમે ચાર જણા ઊપડ્યા ત્યાં તો ઘરની પાસે જ બંદૂકના ભડાકા સાંભળી અમારો જીવ તાળવે પહોંચી ગયો હજી પ્રાતઃકાળ થયો નથી, તમને મારવાનો હક નથી, એવુ પેલા જમના દૂતોને કોણ કહે? તેમની મૂર્તિ દરવાજાની પાસે દેખાતા જ હવે કંઈ આપણે જીવવાના નથી એવી ભયંકર બીક લાગી મારા આખા શરીરે કંપ અને પરસેવો છૂટ્યો, મોઢુ સુકાઈ ગયુ અને જીભ અંદર ખેંચાઈ ગઈ કેડની નીચે પગ છે કે નહિ એની ગમ પડી નહિ. પેલા બે જણ તો અંધારામાં ઘરમાં પેસીને ક્યાંક સંતાઈ ગયા અને અમે બે કાકાભત્રીજા હબકી જઈને ત્યાં જ જમીન સાથે જાણે જડાઈ ગયા. બે ગોરા દોડીને બંદૂક તાકીને સામે આવ્યા અને તે વખતે પરમેશ્વરે જ અમને અક્કલ સુઝાડી એમાં શક નથી અમે તરતજ જમીન ઉપર સાષ્ટાંગ પ્રણિપાત કરીને હિંદુસ્તાની ભાષામાં બોલવા લાગ્યા "સાહેબ, અમે મુંબાઈ પાસેના થાણા જિલ્લાના રહેવાસી છીએ.

અમે આ તરફ જવા માટે આવેલા છીએ. અમને મારી નાખશો નહિ અમે અંગ્રેજ સરકારની રૈયત છીએ. અમે નિરાધાર છીએ અને ગરીબ ભિક્ષુક છીએ આ ધરના જજમાનનું ઓળખાણ નીકળવાથી અહીં કંઇક દક્ષિણા મળશે એમ માનીને અહીં આવ્યા છીએ સાહેબ, અમને મારશો નહિ" અમારી ભાષા ઉપરથી અમે આ દેશના રહેવાસી નથી એવું જાણીને અમારી પાસે રૂપિયા માગ્યા અને શોધાશોધ કરવા લાગ્યા. રાણીએ કિલ્લો છોડના પહેલા અમને અઢીસો રૂપિયા દક્ષિણા આપેલી તેની પોટલી બિસ્તરાના વીંટામાં રાખી હતી તે વીંટો ગોરા લોકોએ ખેંચી લીધો કે તુરત જ રૂપિયાની પોટલી અંદરથી નીકળી પડી તેટલા રૂપિયા લઇને તે જમદૂતો અમારી આયુષની દોરી બળવન એટલે ચાલ્યા ગયા. ત્યારપછી માડવગણે અને અમે પેલી ધર્માગતમાં સંતાવા ચાલ્યા તો એ આખી જગા સ્ત્રીઓ અને પુરુષોથી ભરાઇ ગઇ હતી કેટલાક બડાઓમાં એટલે ચોરગોખલાઓમાં ત્રણ જ માણસ બેસી શકે એવી જગા હતી ત્યાં ચાર ચાર માણસો બેઠા હતા અમે એક બડામાં ઘૂસી જઇને બેઠા પછી એક ઘડી પછી તદ્દન અજવાળું થતાં ચોતરફ બંદૂકોના સેંકડો અવાજ થવા લાગ્યા દરેક અવાજે એક માણસ મરી ગયો હશે એવું ખ્યાલમાં આવે એટલે શરીરે રોમાંચ ખડા થતા હર હર! શી અંગ્રેજોની દુષ્ટતા! નિરપરાધ દીન લોકોને આ શિક્ષા શા માટે? મારનારા સિપાઇઓમાંથી એકને પણ તે દીન લોકોની દયા આવી હશે કે? આવી રીતે વિચાર કરતો બડામાં બેઠો હતો ત્યારે બાર વાગવાને સુમારે મને ખૂબ જ તરસ લાગી એક તો વૈશાખ માસ, તેમાં જ્યાં જરાએ પવન નહિ એવી અકળામણની જગામાં બેઠેલો અને વળી ખરો બપોરનો સમય થયેલો, આવા અનેક ગરમીના કારણોથી પહેલાં જ ભયથી સુકાઇ ગયેલો કંઠ એવો તો સુકાઈ ગયો કે શરીરમાંનું લોહી સુકાઇ ગયું હવે જીવ જશે કે શું એમ લાગ્યું તરસ લાગશે એવું માનીને બધાએ

તેની વ્યવસ્થા કરી મૂકી હતી આ મહોલ્લામાં અવાજ થતો નથી એમ જોઈને તેમણે કૂવાના રહેંટને એક દોરડું બાંધી મૂક્યું હતું અને પાસે જ એક માટીનો ઘડો રાખ્યો હતો પણ બહાર જવાની મારી હિંમત થતી નહોતી છેવટે અહીં બેસી રહેવાથી જીવ તો જવાનો જ છે તો તરસ છિપાવીને શું કામ ન જવા દેવો, એવું વિચારીને આજુબાજુ કંઈ અવાજ થતો નથી એ તક સાધીને બડામાંથી બહાર નીકળ્યો દોટ મૂકીને કૂવા ઉપર જઈને દોરડે ઘડો બાંધીને ઝપ ઝપ પાણી ખેંચીને ઘડો મોઢે માંડ્યો અને બે ઘૂંટડા પાણી ગળે ઊતર્યું ન ઊતર્યું ત્યાં તો પાસેના મકાનમાંથી બંદૂકનો અવાજ કાને અથડાયો માણસની જીવવાની આશા કદી છૂટતી નથી ઘડો હાથમાંથી નાખીને મેં દોટ મૂકી પણ ગૂંચવાઈ જવાથી અમારા બડાનો રસ્તો ચૂકી ગયો મારા હાથ પગ થર થર કાંપવા લાગ્યા અને હું બેબાકળો થઈને આમતેમ દોડવા લાગ્યો એવામાં એક બડાનું દ્વાર દેખાયું તેમાં માથું ઘાલી પેસવા લાગ્યો તો ત્યાં બે તરુણ સ્ત્રીઓ દેખાઈ તેમણે પણ ખૂબ ઉતાવળથી અંદર આવો એમ કહ્યું તે બડો બહુ નાનો હોવાથી અંદર બે સ્ત્રીઓને જ બેસવા માટે પૂરી જગા નહોતી પણ તે કોમળ અંતઃકરણવાળી સ્ત્રીઓએ તકલીફ વેઠીને પણ મને અંદર લીધો છ સાત ઘડી પછી ક્યાંયે અવાજ થતો નથી એવું જોઈને હું એ બડામાંથી બહાર નીકળીને અમારા બડામાં જઈને બેઠો મને જોઈને કાકાને પરમ આનંદ થયો તેમને તો હું મરાયો હોઈશ એમ માનીને ખૂબ શોક થયો હતો પરંતુ પરમેશ્વરની દયાથી તે દિવસ તો પસાર થઈ ગયો રાત્રિ થતાં અમે અમારી ગુફામાંથી બહાર નીકળ્યા અને ઘેર જઈને બેઠા તો પડોશના બાપદીક્ષિતના મૃત્યુને કારણે માસુ અને વહુ શોક કરતાં હતાં તે બંને પ્રેતોને અંતિમ સંસ્કાર ત્યાં ને ત્યાં કરીને તે બંનેને આશ્વાસન આપ્યું બીજે દિવસે આગલા દિવસની યાદ હોવાથી પાછલી રાત્રે જ ઊઠીને બડામાં જઈને બેઠા તે દિવસે બહુ માણસો મરાયા દૂરથી

ગોરા દેખાય એટલે કેટલાય માણસો ઘાસની ગંજીમાં જઈને ભંતાયા. ત્યાં તેમણે આવીને ગંજીને સળગાવી મૂકી અને પેલા માણસો તેમાં બળી મર્યા. કેટલાકોએ ગોરો આવ્યો એ જોઈને કૂવામાં ભૂસકા માર્યા, પરંતુ ગોરાઓએ કૂવા ઉપર બેસીને પાણી ઉપર માથું દેખાતાં જ ગોળીઓ ચલાવી તેમને ત્યાં જ ઠાર કર્યા. કેટલાક પાયખાનાંમાં ભંતાઈ બેઠેલા, તેમને ત્યાં જઈને મારી નાખ્યા. અમારા પડોશમાં અગ્નિહોત્રીનું ઘર હતું. અગ્નિહોત્રી હોમ કરીને બહાર નીકળ્યા ત્યાં તો બે ગોરા અને ચાર કાળા સિપાઈઓએ ત્યાં પ્રવેશ કર્યો. ગોરા સિપાઈઓ સીધા હોમશાળામાં જ ગયા. ત્યા અગ્નિના કુંડ ઉપર ટોપલા સૂપડા ઢાંકેલાં હતા તે ઉપરથી ગોરાઓને એમ લાગ્યુ કે આની નીચે કંઈક ધન છે, તેથી લાત વડે ટોપલા ફગાવી દઈને જુએ છે તો ગખોડો નજરે પડયો. તેની નીચે ધન પૂરેલુ હશે એમ માની અંદર હાથ નાખ્યો તો દેવતાને લીધે હાથ દાઝયો તેથી ગુસ્સે થઈને તે ગોરા સિપાઈઓ અગ્નિહોત્રીને, તેના ભાઈને અને દીકરાને ગોળી મારીને ઠાર કરી ઘરમાં જે કંઈ હતું તે લૂંટીને બીજે ઘેર ગયા. એ કુટુંબમા એકંદર અગિયાર માણસ મરાયા આખું કુટુંબ જ ઠાર થયું. રસ્તામા નાસતા લોકોને પણ આ ગોરાઓ મારતા બીડના બાગમા બધા માણસો બે દિવસથી ભૂખ્યાં હતા. ત્રીજે દિવસે પરોઢિયે પહેરેગીર ગોરા લોકોએ બાગમાં જઈને સહુને કહ્યુ કે પોતપોતાને ઘેર જઈને સીધું પાણી લાવીને અહીં રસોઈ કરો તે સાભળીને બધાને ખુબ જ આનંદ થયો અને તેઓ ઘેર દોડી જઈને રસોઈનો સામાન લઈ આવ્યા. આ વખતે કેટલાક બીજા લોકો પણ જીવ બચાવવા બાગમા ભરાયા અને તેને લીધે ત્રીજા દિવસની કતલમાંથી બચ્યા.

આવી રીતે ત્રણ દિવસ સુધી કતલ ચલાવી શહેરમા જેટલું સોનું, રૂપુ, હીરા, મોતી વગેરે મળ્યું તે ગોરા લોકો લઈ ગયા. કરોડો રૂપિયાની લૂંટ ગોરાઓને મળી હશે. માણસનુ નસીબ બહુ વિચિત્ર છે. ચોથે દિવસે અંગ્રેજોના માણસો શહેરના મહેલમા પેઠા અને ત્યાં બધું જ

લૂટી લીધું સોનુ, રૂપું પિત્તળ તાંબુ બધું જ લૂટીને પોતાની છાવણીમા લઈ ગયા એક પણ પૈસો, વાસણ કે વસ્ત્ર રહેવા દીધું નહિ પોથીઓ ઉપરના વેષ્ટનો ઉપર પણ ધાડ પાડી ઝાંસીની પુસ્તકશાળા ખૂબ મોટી અને વ્યવસ્થિત હતી કારણકે ઝાંસીના એકએક સૂબેદારને ગ્રંથસંગ્રહનો ભારે શોખ હતો ચારે વેદના ભાષ્યો અને બધી શાખાઓના સૂત્રો ભાષ્ય સાથેના પરિશિષ્ટ ભાષ્યો સ્મૃતિઓ ટીકા સાથેની અને પુરાણો ઉપરાંત જ્યોતિષ વૈદક ઇત્યાદિ ઉપરના બધા પ્રકારના ગ્રંથો હતા ઝાંસીથી ચારસો પાંચસો માઈલ પૃથ્વી ઉપર કોઈ નવો ગ્રંથ છે એવી ખબર પડતા જ ત્યાં ઝાંસીથી લેખક મોકલવામા આવતો અને ગ્રંથ લખાવી લેવાતો કોઈ કોઈ વાર તો કાશીના વિદ્વાનો ઝાંસીથી ગ્રંથ જોવા મગાવતા બધા ગ્રંથોના વેષ્ટનો ખૂબ મજબૂત હતા અને પાટિયા સીસમના હતા આ વખતે અંગ્રેજ સરકારે પુસ્તકોનાં પાટિયા અને વેષ્ટનો કાઢી લઈને પુસ્તકો ત્રીજે માળથી રસ્તા ઉપર ધડાધડ નાખી દીધા. તે પોથીઓના પાના પવનને માર્ગે રસ્તાઓમા ઊડી ગયા તે ઉપરાંત દીવાનખાનામાંના મોટા મોટા પાથરણાં, તકિયા, તંબૂ પડદા બધું લૂંટી ગયા નગારખાનામા જઈને નોબત નગારા તોડી ફોડીને ત્રાંબાના વાસણ માત્ર લઈ ગયા. આવી રીતે મહેલની તદ્દન દુર્દશા કરી નાખી શ્રી લક્ષ્મીનું દેવાલય લૂટવાનુ પણ બાકી રાખ્યુ નહિ દેવીના અલંકાર વસ્ત્ર અને બીજા ઉપસ્કર લૂટી ગયા કતલનો ત્રીજો દિવસ હોવાથી આવતી કાલથી કતલ બંધ થશે એ જોઈને તે દિવસે કતલનું કામ ખૂબ જોરમા ચાલ્યુ ઘરમા પેસીને, ખૂણેખાંચરે અંધારામાં સંતાઈ રહેલા માણસોને શોધીને મારતા હતા ધર્મશાળાઓ પણ બાકી રાખી નહિ અને દેવાલયોના ગર્ભાગારમા પણ માણસોના મડદાના ઢગલા કર્યાં કોષ્ટીપુરામા ખૂબ જ માણસો મરાયા તેમા સ્ત્રીઓ પણ હતી

× × × કતલનો ત્રીજો દિવસ પૂરો થતા જ અમને આનંદ થયો રાત્રે જમીનમા સંતાડી રાખેલું અનાજ કાઢીને જેમ તેમ રસોઈ

ફરી ખાધુ સવાર થતા જ એટલા ઉપર બેઠા ત્યા તો મદ્રાસી સિપાઇઓ આવ્યા તેઓ શહેરમા ત્રાંબુ પિત્તળ વગેરે ધાતુની લૂંટ કરવા આવ્યા હતા તેઓ પોતાની સાથે કૂવામાથી વાસણ કાઢવા દોરડા લઈને આવ્યા હતા કૂવાઓમાથી અને ઘરોમાથી બધા જ વાસણ લઈ ગયા અમે તેમને નમ્રતાપૂર્વક પૂછપરછ કરી તો તેમણે કહ્યુ કે ત્રણ દિવસની કતલમા જેટલુ સોનુ રૂપુ મળ્યુ તે ગોરા સિપાઈઓને ઈનામ આપવામા આવ્યુ છે હવે બીજા ચાર દિવસ લૂટ ચાલશે કોઈની પણ કતલ કરવામા નહિ આવે આ ચાર દિવસ કાળી પલટણો અને દેશી રાજાઓની મદદે આવેલી પલટણોમા વહેંચવામા આવ્યા છે આજ અમારો મદ્રાસી સિપાઇઓનો વારો છે આવતી કાલે બાર વાગ્યા સુધી હૈદ્રાબાદવાળાને ભાગે છે. ઘડીએ ઘડીએ મદ્રાસીઓની ટોળીઓ આવતી અને ધાતુનુ જે કઈ પાત્ર કે બીજુ કઈ મળે તે લૂટી જતી × × × જેમ તેમ ખાઈ પરવારીને અમે પાચ સાત માણસ શહેરના હાલહવાલ જોવા નીકળ્યા રસ્તામા ઢેર ઢોર મડદા પડ્યાં હતા શહેર સ્મશાન જ હતું જે જીવતા હતા તે ઘણુ કરીને ભૂખ્યા હોવાથી કરુણ સ્વરે રડતા હતા હજારો જનાવરો રસ્તા ઉપર પડ્યા હતા શેરીએ શેરીએ શબોની પાસે બેસીને લોકો રડતા હતા વધુ જોવાથી ચીતરી ચડવાથી અમે ઘેર આવીને સૂઈ ગયા બીજે દિવસે સવારે હૈદ્રાબાદવાળા સિપાઈઓએ શહેરમા લૂટ ચલાવી તેઓ વસ્ત્રોની લૂટ કરતા હતા ઘરમા પેસીને જેટલા વસ્ત્ર-ફાટેલા ધોતિયા કે કીમતી પીતાબર મળ્યા તે લેવા માડ્યા બે ત્રણ મકાનોની વચમા હાથી ઊભા રાખીને તેમની ઉપર આ વસ્ત્રો લાદીને કપડા, ઓછાડ, નેતરંજીઓ, ગાદલા જાજમ બધુ જ લઈ ગયા મોટા મોટા વેપારીઓને ત્યા લાખો રૂપિયાની લૂટ કરી × × ત્રીજે દિવસે પલટણના લોકો આવ્યા અને તેઓ અનાજની લૂટ કરવા લાગ્યા તેઓ પોતાની સાથે બળદ લઈને આવ્યા હતા. બળદો ઉપર અનાજ લાદતા. દાળ, ચોખા, જુવાર, બાજરી જે મળે તે લૂટી જતા ચોથે દિવસે બધી

હતા તેમને પકડીને ઝાંશી લાવીને ફાંસીએ ચડાવવામાં આવ્યા. રાણીના પિતા મોરોપંત તાંબેને તે રાત્રે નાસતાં નાસતાં પગમાં તરવારનો ઘા વાગ્યો હતો. જાંઘ પાયજામાની આરપાર કપાઈ ગઈ હતી. પણ તે એવી જ હાલતમાં ઘોડા ઉપર દાબીને બેઠા અને અને ઘોડાને દોડાવતા દોડાવતા પરોઢિયે દતિયા શહેરની નજીક જઈ પહોંચ્યા, પણ શહેર દુશ્મનના તાબામાં છે એમ જણાયું. પણ આખું શરીર લોહીથી ખરડાયેલું, કપડાં લાલ થઈ ગયેલાં વગેરે જોઈને, ગભરાઈને તે શહેરના દરવાજા પાસે ગયા. ત્યાં એક તંબોળી દરવાજામાં પાન વેચવા બેઠો હતો. તેને જોઈને ઘોડા ઉપરથી ધીમે રહીને ઊતરીને ઘોડો છોડી મૂક્યો અને તંબોળીને શરણે જઈ તેને કેટલીક મહોરો આપી તેને પલાળ્યો. તંબોળી મોરોપંતને ધીમે ધીમે પોતાને ઘેર લઈ ગયો. પછી તે રાજાને બધી હકીકત કહેવા ગયો અને રાજાના માણસોએ આવીને મોરોપંતને પોતાના કબજામાં લીધા. દતિયાના રાજાએ તેમને કેદમાં પૂરી અંગ્રેજ સરકારને ખબર આપી. અંગ્રેજો તેમને ડોળીમાં નાખીને ઝાંશી લઈ ગયા અને ત્યા રાજમહેલની સામે તેમને ફાંસીએ ચડાવ્યા. આમ જ્યાં ને ત્યાંથી બંડવાળાઓને શોધી શોધીને ફાંસીએ ચડાવવામાં આવ્યા. અંગ્રેજોએ ઝાંશીમાં આવી રીતે પોતાનો દાબ બેસાડી પોતાનો અમલ શરૂ કર્યો. ઝાંશીની રાણી લક્ષ્મીબાઈની ઝાંશીમાંની વિદાય પછી ઝાંશીની સ્વાતંત્ર્યલક્ષ્મી પણ આવી રીતે વિદાય થઈ ગઈ.

જ જાતની લૂંટ શરૂ કરી જેને જે મળે તે લૂટી જાય લોકોનાં ઘરોમા કામની એક પણ વસ્તુ રાખી નહિ. કૂવાના રહેંટ અને દોરડા પણ લઇ ગયા. વાડામાના ઝાડ ઉપરના ફળો કેરી વગેરે ફળો અને ખુરશી વગેરે લાકડાનો સામાન પણ લૂટયો, × × × શહેરમા હજારો લોકો ભૂખ્યા હતા, શહેર બળતુ હતુ લાખો મરી ગયા હતા કોઈની પાસે કંઈ રહ્યુ નહોતુ બધુ જ લુટાયુ હતુ. × × ×"

આઠમો દિવસ ઊગ્યો એટલે અગ્રેજ સરકારે શહેરમા 'ખલ્ક ખુદાકા, મુલ્ક બાદશાહકા, અમન અગ્રેજ સરકારકા' એ જાતનો ઢંઢેરો પિટાવ્યો મડદાનો નિકાલ કરવા હુકમ કર્યો રસ્તા સાફ કરાવ્યા આગો હોલવવાનો પ્રબંધ કર્યો. મડદા બાળવા વાસ્તે ઘરમા જેટલું રાચરચીલુ વધ્યુ હતુ તે તેમજ બારણાના પાટિયા, કડેરા વગેરેનો ઉપયોગ કરવામા આવ્યો આખુ શહેર સ્મશાન જેવુ દેખાતુ હતુ શહેરમા પડેલા હજારો બળદ, ઊંટ, હાથી, ગધેડા, કૂતરા વગેરેને શહેર બહારની ખાઈમા લઈ જઈને નાખવામા આવ્યા બધી સાફસૂફી થયા પછી અગ્રેજ સરકારે બધી વસ્તુઓની દુકાનો માડી અને લોકો તેમાથી જોઈતી વસ્તુઓ ખરીદી જવા લાગ્યા આ પછી સરકારી લૂટની હરરાજી કરવામા આવી ઊંટ, ઘોડા, હાથી વગેરે લડાઈનો સરંજામ શિંદે સરકારે ખરીદ્યા એક ઉત્તમ પિત્તળનુ નકશીદાર પારણુ હતુ તે શિંદેએ જ ખરીદ્યુ

આવી રીતે નગરજનો કંઈક નિશ્ચિત થયા, પરતુ જે લોકો રાજખટપટમા ભળ્યા હતા તેમના ઉપરની આફતનો કંઈ અત આવ્યો નહોતો રાણીના સરદાર, મુત્સદ્દી વગેરેની અગ્રેજ સરકારે શોધખોળ કરવા માડી જે જે સરદારો બળવામા ભળેલા તે પકડાતા જ તેમને શહેરના રાજમહેલની સામે ફાસીએ ચડાવવામા આવતા હતા. સંગ્રામની અગિયારમી રાત્રે રાણી અગ્રેજ સરકારની હરોળને ચીરીને ગઈ ત્યારે તેમની સાથેના ઘણાખરા સવાર, સરદાર અને પાયદળ આરબ સિપાઈઓ મરાયા હતા કોઈ કોઇ નાસી જઇને બચવા પામ્યા

હતા તેમને પકડીને ઝાંશી લાવીને ફાંસીએ ચડાવવામાં આવ્યા. રાણીના પિતા મોરોપંત તાબેને તે રાત્રે નાસતાં નાસતા પગમાં તરવારનો ઘા વાગ્યો હતો. જાંઘ પાયજામાની આરપાર કપાઈ ગઈ હતી. પણ તે એવી જ હાલતમાં ઘોડા ઉપર દાબીને બેઠા અને અને ઘોડાને દોડાવતા દોડાવતા પરોઢિયે દતિયા શહેરની નજીક જઈ પહોંચ્યા, પણ શહેર દુશ્મનના તાબામાં છે એમ જણાયું પણ આખું શરીર લોહીથી ખરડાયેલું, કપડા લાલ થઈ ગયેલાં વગેરે જોઈને, ગભરાઈને તે શહેરના દરવાજા પાસે ગયા. ત્યાં એક તબોળી દરવાજામાં પાન વેચવા બેઠો હતો તેને જોઈને ઘોડા ઉપરથી ધીમે રહીને ઊતરીને ઘોડો છોડી મૂક્યો અને તબોળાને શરણે જઈ તેને કેટલીક મહોરો આપી તેને પલાળ્યો. તંબોળી મોરોપંતને ધીમે ધીમે પોતાને ઘેર લઈ ગયો. પછી તે રાજાને બધી હકીકત કહેવા ગયો અને રાજાના માણસોએ આવીને મોરોપતને પોતાના કબજામા લીધા. દતિયાના રાજાએ તેમને કેદમા પૂરી અંગ્રેજ સરકારને ખબર આપી. અંગ્રેજો તેમને ડોળીમાં નાખીને ઝાશી લઈ ગયા અને ત્યા રાજમહેલની સામે તેમને ફાસીએ ચડાવ્યા. આમ જ્યાં ને ત્યાથી બંડવાળાઓને શોધી શોધીને ફાસીએ ચડાવવામા આવ્યા અગ્રેજોએ ઝાશીમાં આવી રીતે પોતાનો દાબ બેમાડી પોતાનો અમલ શરૂ કર્યો. ઝાશીની રાણી લક્ષ્મીબાઈની ઝાંશીમાની વિદાય પછી ઝાંશીની સ્વાતન્ત્ર્યલક્ષ્મી પણ આવી રીતે વિદાય થઈ ગઈ.

# ૧૪. ક્રાંતિની નેત્રી

લગભગ સત્તર દિવસ સુધી ઝાંશીનો કિલ્લો લડાવનાર બાવીસ વર્ષની રાણીને યુદ્ધનો શો અનુભવ હતો? જેની સામે તેણે આ કિલ્લો લડાવ્યો હતો તે અંગ્રેજોનો સેનાપતિ યુદ્ધો ખેલી ખેલીને જ વૃદ્ધ થયો હતો લડાઈના દાવપેચ અને સૈન્યની વ્યૂહરચનાઓનો તેને અનુભવ હતો. જ્યારે રાણી લક્ષ્મીબાઈ હજી નાના વયની તરુણી હતી, તેને સંગ્રામનો અનુભવ નહોતો અને તેમ છતા તેણે જે કુનેહ અને વીરતાથી આ કિલ્લો લડાવ્યો હતો તે જોઈને ખુદ સર હ્યુ રોઝના મોંમાંથી પણ રાણીના રણકૌશલ માટે પ્રશંસાના ઉદ્ગાર નીકળ્યા અને ઘેરા ઘાલીને પડેલી સાગર જેવી વિરાટ સેનાને વીંધીને રાણી જે રીતે કિલ્લામાંથી ચાલી ગઈ તે તેના સાહસ અને વીરતાએ તો સમસ્ત અંગ્રેજ લશ્કરને મોંમા આંગળી જ નખાવી. તેણે પોતાના દત્તક પુત્ર દામોદરરાવને પોતાની કમર સાથે કસીને, કિલ્લા ઉપરથી નીચે એક હાથી ઉપર ભૂસકો માર્યો હતો અને ત્યાંથી પોતાના સફેદ ઘોડા ઉપર સવાર થઈ અર્ધરાત્રિને સમયે અંધકારમાં તે અંગ્રેજ સૈન્યને ભેદતી ચાલી જતી હતી શરૂઆતમાં તો આ કોણ જાય છે, શું છે, એની અંગ્રેજોને ખબર પડી નહિ અને છતાં રાણીના અને અંગ્રેજોના સૈન્ય વચ્ચે ઘમસાણ મચ્યું પણ સવારમા જ્યારે અંગ્રેજોને ખબર પડી કે ઝાંશીમાંથી રાણી જ ચાલી ગઈ છે ત્યારે લેફ્ટેનન્ટ બોરકર પોતાની ટુકડી લઈને તેને પકડવા તેની પૂઠે પડયો.

રાણી ઝાંશીમાંથી નીકળી સીધી કાલ્પીને રસ્તે પડી. કાલ્પી આ વખતે બળવાવાળાઓનું મુખ્ય કેન્દ્ર થયુ હતું. દિલ્હી, લખનૌ અને કાનપુરના પતન પછી બળવાવાળા કાલ્પીમા આવીને ભરાયા હતા. તાત્યા ટોપીએ જ જાણે કાનપુરની માટીને ફૂંકીને તેમાંથી કાલ્પીનું આ નવુ કેન્દ્ર ઊભુ કર્યુ હતુ કાલ્પીના નાગરિકો સ્વાતંત્ર્યના ભક્તો હતા અને તેમણે જ પેશવાને કાલ્પી નિમંત્રણ આપ્યુ હતુ વિપ્લવકારીઓની મોટી સેનાને જોઈતી રસદ કાલ્પીના ધનિકોએ પૂરી પાડી

અને શહેરના પ્રતિનિધિ રાવસાહેબ પેશવાએ ત્યાં મુકામ કર્યો હતો અને તાત્યાટોપી બળવાના ગેયાલનનો દોરીસંચાર ત્યાં રહીને કરતો હતો. બાંદાવાળો નવાબ પણ અંગ્રેજોથી હાર ખાઈને ત્યાં આવ્યો હતો અને રાણી લક્ષ્મીબાઈ પણ ભવિષ્યની કાર્યદિશા નક્કી કરવા કાલ્પી તરત જ ચાલી નીકળી હતી.

સવાર થતાં જ રાણીએ પોતાના દત્તક પુત્ર દામોદરરાવને દૂધ પિવડાવવા ભાંડેર નામના ગામે મુકામ કર્યો. ત્યાં તો તેને ખબર પડી કે અંગ્રેજ લશ્કરની એક ટુકડી બોરકરની આગેવાની હેઠળ તેની પૂંઠ પકડતી નજીક આવી પહોંચી છે. પોતાના પુત્રને લઈને તરત જ તે ઘોડેસવાર થઈ અને તેણે ઘોડાને મારી મૂક્યો. બોરકર પણ પોતાના ઘોડાને ફેંકતો રાણીની નજીક આવી પહોંચ્યો. રાણીએ પોતાની તલવાર ખેંચી અને તેણે બોરકર ઉપર એવો તો ઘા કર્યો કે બોરકર ઘોડા ઉપરથી નીચે પડ્યો અને રાણી—ઝાંશીની વીજળી—વિદ્યુલ્લતાની જેમ એકદમ ત્યાંથી પસાર થઈ ગઈ. એક પહોર થયો, બે પહોર થયા, ત્રણ પહોર થયા, સાંજ પડી અને રાત્રે આકાશમાં તારાગણ પણ દેખાવા લાગ્યા પણ રાણી કંઈ પોતાના ઘોડા ઉપરથી નીચે ઊતરી નહિ. તેનો ઘોડો તો રાણીને અને દામોદરરાવને લઈને કાલ્પી તરફ તીરની જેમ ચાલ્યો જ જતો હતો. છેક મધરાતે રાણી કાલ્પી આવી પહોંચી. તેણે એક ધર્મશાળામાં મુકામ કર્યો અને સવારનો પહોર થતાં જ તે રાવસાહેબ પેશવાને મળવા ચાલી. ચોવીસ કલાક સુધી, સતત, એક ક્ષણનો પણ આરામ લીધા વિના, ઘોડાની પીઠ ઉપર બેસીને ઝાંશીથી કાલ્પી ૧૦૨ કન્ના પણ વધારે માઈલનો પ્રવાસ કરનાર રાણીનું શરીર કેવુંક વજ્જનું હશે! અને તેનું મનોબળ?

રાણીએ પુરુષવેશ ધારણ કર્યો હતો તે જ. પાસે બીજું કોઈ વસ્ત્ર નહોતું. પ્રવાસની ધૂળ, પસીનો તો થયો જ હતો. તેમાં માસિક ઋતુ આવી. તે વખતે આ સ્ત્રીની આંખમાં એક ક્ષણ આંસુ ભરાઈ

આવ્યાં. પણ પછી તુરતજ મનને મક્કમ કરીને ગમે તેવી આફતોનો સામનો કરવાનો તેનો નિશ્ચય દૃઢ થયો. એવામાં રાણીના આવ્યાની ખબર રાવસાહેબ પેશવાને મળતાં જ તેમણે તેમનો યથાયોગ્ય આદર-સત્કાર કર્યો અને પંદર માણસોનો મરજામ તેમની તહેનાતમાં આપ્યો. તેમના શૌર્યની બધાએ પ્રશંસા કરી અને થયેલ પરાજય માટે તેમનું સાન્ત્વન કર્યું. ઝાંશીની વીર રાણી લક્ષ્મીબાઈ કાલ્પીમાં આવી છે એ સાંભળી અનેક વીર બુંદેલાઓ તેના ઝંડા નીચે યુદ્ધ કરવા કાલ્પીમાં આવવા લાગ્યા.કાલ્પીમાં બળવાવાળાની જબરજસ્ત સેનાનો જમાવ થયો.

કાલ્પીમાં વિપ્લવકારીઓનો મોટો જમાવ થયો હતો પણ તેમની પાસે કોઈએક એવો નેતા નહોતો કે જેની દોરવણી નીચે બધા એક થઈને સંગ્રામ ચલાવે. રાણીની એ યોગ્યતા હતી પરંતુ તાત્યાટોપી અને બાંદાવાળા નવાબ જેવા પીઢ અને અનુભવી પુરુષ નેતાઓ આગળ આ છોકરી જેવી બિનઅનુભવી રાણીને કોણ સેનાપતિ બનાવે ? તાત્યાને પોતાની કુશળતાનો ફાંકો હતો. બાંદાવાળા નવાબને પોતાના પૌરુષનું ઘમંડ હતું. રાણીને એક નાનકડી ટુકડીની જ સરદારી આપવામાં આવી. એક આદર્શ સિપાઈની જેમ એક હરફ પણ ઉચ્ચાર્યા વિના તે પોતાને મળેલી ટુકડી સાથે સજ્જ થઈ.

ઝાંશી સર કર્યા પછી અને ત્યાં બધું વ્યવસ્થિત કર્યા પછી સર હ્યૂ રોઝે કાલ્પી તરફ મોરચો માંડ્યો. અંગ્રેજો માનતા હતા કે દિલ્હી, લખનૌ, કાનપુર અને ઝાંશી પડ્યા પછી ક્રાંતિકારીઓને માટે કોઈ સ્થાન જ રહ્યું નહિ. પણ કાલ્પીની તૈયારીની તેમને ખબર પડતાં જ બધું પૂરું થયું છે એમ માનીને નિરાંત વાળતા અંગ્રેજો પાછા સજ્જ થયા. તાત્યાટોપી પણ સજ્જ થઈને સામો ગયો. બંને લશ્કરોનો કુચ ગામ આગળ ભેટો થયો. બંડવાળાઓમાં વ્યવસ્થા નહોતી. તેમનું ધૈર્ય પણ ઓસરતું જતું હતું. રાણીએ સમસ્ત સૈન્યની વ્યવસ્થા કરી વ્યૂહરચના કરવાની એક જ વખત સૂચના કરી પણ તેનું કોણ સાંભળે ? અંગ્રેજો પાસે તોપો ઘણી હતી અને તેમની હિંમત ભારે હતી. સૈન્યમાં

તેમની વ્યવસ્થા પણ નમૂનેદાર હતી. છેવટે બળવાવાળાઓનો પરાજય થયો અને તેમને પાછા હઠવું પડયું. એટલું ખરું કે તાત્યા ટોપીની કુશળતાને લીધે આ પીછેહઠ ખૂબ વ્યવસ્થિત રીતે થઈ. પણ આ વ્યવસ્થિતતા કેટલી મોડી આવી? અને ક્યારે?

મૌની સાથે કાલ્પીમાં પાછા આવ્યા પછી રાણીએ પેશવાને સ્પષ્ટ સંભળાવી દીધું. તેમણે કહ્યું કે 'જે સૈન્યની વ્યૂહરચના પાકી હોય છે તે કદી હારતુ નથી. અંગ્રેજોના સૈન્યમાં કદી ગાફેલપણુ હોતું નથી. આપણા લશ્કરમાં ખાલી હોદ્દા અને અવ્યવસ્થા હોવાથી તેના ઉપર તૂટી પડવુ સહેલું હોય છે. અંગ્રેજો કાલ્પી ઉપર આવ્યા વિના રહેવાના નથી. હવેના વખતે સૈન્યના વિભાગ પાડી ઠેકઠેકાણે મોરચા બાંધો જેથી શત્રુની સેના સાથે ટક્કર લઈ શકાય.' રાણીની સૂચના લક્ષમાં લઈને આ વખતે પેશવાએ સૈન્યની વ્યવસ્થા કરવા માંડી. બાંદાવાળા નવાબની ફોજને એક બાજુનો મોરચો સોંપ્યો. કાલ્પીના બધા નાકાંઓ ઉપર લશ્કરની ટુકડીઓ ગોઠવી અને કિલ્લા ઉપર તોપો ચડાવી મોરચા બંધાવ્યા. પ્રત્યેક મોરચા ઉપર હોશિયાર ગોલન્દાજોની નિમણૂક કરી. આવી વ્યવસ્થા કર્યા પછી સમસ્ત લશ્કરનુ આધિપત્ય પેશવાએ લીધું તે જાણતા તો હતા જ કે રાણી શૂરવીર છે પણ આવા મોટા સૈન્યનું આધિપત્ય એક અબળા ગણાય એવી સ્ત્રીને આપતાં તેમનો જીવ ચાલ્યો નહિ. બસો અઢીસો માણસો આપી તેને યમુના તરફનો ભાગ સાચવવાનું કામ સોંપ્યુ. પેશવાએ એકદર સૈન્યની વ્યવસ્થા સારી કરેલી જોઈ રાણી એક મોટા યુદ્ધવિશારદ સેનાપતિની જેમ પોતાના સ્થાન ઉપર જઈને તૈયાર થઈને ઊભી રહી.

સર હ્યૂ રોઝ કુંચથી કાલ્પી તરફ આગળ વધ્યો. પણ આ વખતે તેને ખબર મળી કે બળવાવાળાઓ વ્યવસ્થિત રીતે સજ્જ થઈને ઊભા છે વળી કાલ્પીની આજુબાજુ ખાડા ટેકરાવાળો પ્રદેશ હોવાથી અંગ્રેજો માટે ત્યાં સીધા ચડાઈ કરીને જવું લાભકારક નહોતું. તેથી સર હ્યૂ રોઝ કાલ્પી ઉપર ન જતાં તેની આસપાસનો પ્રદેશ

સર કરવા લાગ્યો. કાલ્પીથી ૭ માઈલ ઉપર આવેલા ગલૌલી મુકામે બન્ને પક્ષનો ફરીથી ભેટો થયો. જીતનું પાસું ઘડી ઘડી બદલાવા લાગ્યું. બંડવાળા જોર પર આવ્યા પણ અંગ્રેજોએ મક્કમતાથી ટક્કર ઝીલી એટલે તેઓ ટકી રહ્યા. વરસાદ પડવા માંડ્યો અને યમુના નદી પૂરથી ઉભરાઈ ગઈ. બંડવાળાઓએ અંગ્રેજ ફોજ ઉપર જોરથી ધસારો કર્યો પણ અંગ્રેજોએ એવી જગાએથી તોપો અને બંદુકોનો મારો ચલાવ્યો કે બંડવાળાઓનો ધસારો દીવા ઉપર ધસી જતા પતંગિયાના ધસારા જેવો થવા લાગ્યો. બંડવાળા ટપોટપ પડવા માંડ્યા. પેશવા અને બાંદાવાળા નવાબ નાઉમેદ થયા. તેમણે યુદ્ધમાંથી પલાયન કરી જવાનો વિચાર કરવા માંડ્યો. ત્યાં તો રાણીએ પોતાના અઢીસો માણસોની મોખરે રહીને અંગ્રેજ સેના ઉપર જમણી બાજુથી એવો તો ધસારો કર્યો કે તેમના ઝંઝાવાત જેવા ઓચિંતા હુમલાથી અંગ્રેજ સૈન્યમાં નાસભાગ શરૂ થઈ અને અંગ્રેજ ગોલંદાજો સ્તબ્ધ થઈ ગયા. તોપનો મારો બંધ પડતાં રાણી ઠેઠ તોપોની નજીક સુધી ધસી ગઈ. તેના સિપાઈઓ પણ તેને અનુસર્યા. આ જોઈને બંડવાળાઓને શૂર ચડ્યું અને તે બધા જ અંગ્રેજો ઉપર ધસારો કરી ગયા. તુમુલ યુદ્ધ ચાલ્યું. બળવાવાળા મૃત્યુને મૂઠીમાં રાખીને અંગ્રેજી સૈન્ય ઉપર તૂટી પડ્યા. રાણી અત્યંત ચપળતાથી વીજળી જેમ આમથી તેમ ઘૂમતી હતી અને તેના હાથમાં નૃત્ય કરતી સમશેરનું અંગ્રેજોને પાણી ચખાડતી હતી. અંગ્રેજ ગોલંદાજો હારી ગયા અને રણમાં પડવા લાગ્યા. અંગ્રેજ સૈન્ય અસ્તવ્યસ્ત થવા લાગ્યું. મામલો બગડેલો જોઈ એક અંગ્રેજ સરદાર માથે મોત ઝઝૂમતું રાખી તોપખાનાની પાસે આવીને ઊભો રહ્યો અને પોતાના ગોલંદાજોને તોપો ચલાવવા પ્રોત્સાહન આપવા લાગ્યો. અંગ્રેજ તોપોનો મારો ફરીથી ચાલુ થયો. આ વખતે રાણીએ વીરહાક વગાડી અંગ્રેજી લશ્કરને છિન્નભિન્ન કરી નાખી તોપખાનું ફરીથી બંધ પાડ્યું. એક અબળાનું આવું પરાક્રમ જોઈને બળવાવાળા રંગ ઉપર આવ્યા અને

અંગ્રેજોમાં ભારે નામશામ શરૂ થઈ. આજ વખતે અંગ્રેજોને મદદ આપવા મેજર બ્રૂ રોઝ ઊંટવાળી ટુકડી લઈને આ ભયંકર લડાઈની વચમાં ધસી આવ્યો. ઊંટવાળા સવારોએ વરસાદની ઝડીની માફક તીરોનો વરસાદ વરસાવ્યો અને તેને લીધે અંગ્રેજોનો પરાજય ટળ્યો. બળવાવાળાની હરોળો તૂટી ગઈ. ગણી એકલી પડી લાચાર થઈને તેને પાછા હટવું પડ્યું.

બળવાવાળાઓએ કાલ્પીને લડાવવાનો નિશ્ચય કર્યો. કિલ્લો બધી બાજુએથી સજ્જ કરવામાં આવ્યો. પેશવાના ગોલંદાજ કિલ્લા ઉપરની તોપોમાંથી ધુમ્માસ કરતા ગોળા ફેંકી અંગ્રેજ લશ્કરને કાલ્પી તરફ આવતું રોકવા પ્રયત્ન કરતા હતા. પરંતુ સર હ્યૂ રોઝનો કાલ્પી જીતવાનો નિશ્ચય હતો. આખા ઉત્તર હિંદુસ્તાનમાં બળવાની આગ ઓલવાઈ ગઈ હતી અને અંગ્રેજોને પોતાનું બધું જ બળ કાલ્પી ઉપર કેન્દ્રિત કરી શકે એવી સગવડ હતી. કાલ્પી લઈને બળવાવાળાઓની ક્રાંતિની ભાવનાને જ જમીનદોસ્ત કરવી એવું તેણે નક્કી કર્યું હતું. તેને કુમક ઉપર કુમક આવીને મળવા લાગી અને બળવાવાળા ચારે તરફથી ઘેરાયેલા અંગ્રેજી સૈન્યની વચ્ચે એકલા પડવા લાગ્યા.

વળી કાલ્પીમાં જે બળવાવાળા સૈનિકો હતા તેમનું ધ્યેય પણ સ્પષ્ટ નહોતું. દિલ્હી લખનૌ, કાનપુરમાં બળવો તૂટવા લાગ્યો ત્યારે જીવ બચાવીને નાસી આવેલા, કાલ્પીમાં કામ મળશે એ આશાએ આવેલા સામાન્ય કોટીના માણસો તેઓ હતા. જેઓ પાકા હતા તેઓ તો દિલ્હી કાનપુર, લખનૌમાં જ લડતાં લડતાં મૃત્યુ પામ્યા હતા. આ સૈનિકોને મરવાની તૈયારી કર્યા વિના વિજય જોઈતો હતો. બલિદાન આપ્યા વિના ક્રાંતિને સફળ કરવી હતી. તેમને આશા હતી કે ઉંદરે કંઈ નહિ તો લૂંટફાટ કરીને ધાધલ કરવા તો મળશે જ. જેઓ સાચા ધ્યેયનિષ્ઠ હતા અને સાથેસાથ શૂરા હતા તેમની સંખ્યા બહુ નાની હતી અને તેથી એવા અનેક ભાડૂતી સિપાઈઓની અંદર આ સાચા ક્રાંતિકારી સિપાઈઓ ન વ્યવસ્થા જાળવી શક્યા, ન પરાક્રમ દાખવી શક્યા કે ન વિજય મેળવી શક્યા નહિ તો

જે તાત્યાટોપીએ હજાર બે હજાર સિપાઈઓથી વીસ વીસ હજારની અંગ્રેજોની સેનાને તોબા પોકરાવી હતી તે તાત્યા વીસ વીસ હજાર બળવાવાળાઓ સામે હજાર પંદરસોની અંગ્રેજી સેના આવે તો હારતો શાથી? એનું ખરું રહસ્ય જ આ હતું લાખોની અસ્તવ્યસ્ત ફોજ કરતા નાનકડી સુસજ્જ ફોજ વધારે સારી. કાલ્પીમાં ફોજ મોટી હતી પણ તે ઉપર જણાવી તેવી જીવ બચાવીને જશ ખાટવા ઇચ્છતી ફોજ હતી આવી ફોજ સામે ચારે તરફથી કિલ્લા ઉપર તોપોનો મારો ચાલુ થયો અને ધૂળ તથા ધુમાડાથી આકાશ છવાઈ ગયું જીતવાની આશા ન જણાતા રાવસાહેબ પેશવા, બાંદાવાળા નવાબ અને ઝાંશીની રાણી કાલ્પી છોડીને વીખરાઈ ગયા અને કાલ્પી અંગ્રેજોના હાથમાં આવી પડ્યું. કાલ્પીમાંથી અંગ્રેજોને લગભગ ૭૦૦ મણ દારૂગોળો અને અસંખ્ય શસ્ત્રાસ્ત્રનો જથ્થો મળ્યો

પેશવા, બાંદાવાળા નવાબ અને રાણી લક્ષ્મીબાઈ ગ્વાલિયરની નૈઋત્યમાં બેતાળીસ માઈલ ઉપર આવેલ ગોપાલપુર ગામમાં પાછાં મળ્યાં તાત્યાટોપી જે કુચગામની લડાઈ પછી પોતાને વતન ગયો હતો તે પણ કાલ્પીની હારની વાત સાંભળી ગોપાલપુર આવી પહોંચ્યો. અંગ્રેજોએ આખો બુંદેલખંડ જીતી લીધો હતો અને આખા ઉત્તર હિંદુસ્તાનમાં અંગ્રેજી રાજ્યનો વાવટો ફરીથી ફરકતો કર્યો હતો. હવે આગળ શું કરવું અને કેમ કરવું તેની યોજના કરવા માટે જ આ ક્રાંતિના જ્યોતિર્ધરો ગોપાલપુરમાં એકઠા થયા હતા કાલ્પી જવાથી ક્રાંતિકારીઓના બે જૂથ પડી ગયા ઉત્તર તરફ ક્રાંતિની પ્રવૃત્તિ કરતા નાનાસાહેબ, બાળારાવ, બિહારના અમરસિંહ અને દક્ષિણ તરફ આવેલા શ્રીમંત રાવસાહેબ, તાત્યાટોપી, ઝાંશીની રાણી અને બાંદાવાળા નવાબ પ્રત્યાદિનો સંબંધ તૂટ્યો હવે ક્રાંતિકારીઓની પાસે એક પણ કેન્દ્ર રહ્યું નહોતું ઉત્તર તરફના નેતાઓ થોડો વખત લડીને ધીમે ધીમે નેપાળમાં ગયા અને ત્યાં અનેક પ્રકારની વિટંબણાઓમાં તેમનો અંત આવ્યો

આ દક્ષિણ તરફના નેતાઓને પણ કાલ્પી ગયા પછી કોઈ આશાનું કિરણ તો દેખાતું જ નહોતું. એક વરસ સુધી અત્યંત પરિશ્રમ કરીને કાલ્પીમાં એકઠો કરેલો હજારો મણ દારૂગોળો, હજારો બંદૂકો, હજારો સૈનિકોના પોશાક, ધ્વજ, નગારાં અને ધનધાન્યના અપાર ભંડારો બધું જ તેમણે ગુમાવ્યું હતું. તેમના ધ્યેયનિષ્ઠ સરદારો પણ લગભગ ખપી ગયા હતા. સૈન્ય પણ વીખરાઈ ગયું હતું. તેમને રહેવાનું કોઈ સ્થાન નહોતું અને પ્રવૃત્તિ માટે કોઈ ક્ષેત્ર નહોતું. તેઓ નિરાશામાં ડૂબી ગયા હતા. તેમને ક્યાંએ કંઇ પ્રકાશ દેખાતો નહોતો. રાવસાહેબ પેશવાને તો મૂંઝવણથી શોક વ્યાપી ગયો હતો. કોઈને કંઈ સૂઝતું નહોતું.

આવી ઘોર નિરાશા જોઇને રાણી લક્ષ્મીબાઈ અકળાઈ ઊઠી. અંગ્રેજોની સત્તા સામે લડીને જીતવું તેને શક્ય લાગતું નહોતું પરતુ અંગ્રેજો સામે લડવાનો તેનો જુસ્સો વારંવાર ઊછળી આવતો હતો. કંઇ જ કર્યા વિના હમણે હાથ દઇને બેસી રહેવું કે ગુપ્તવેશે છુપાતા ફરીને બાકીનું આયુષ વિતાડવા કરવું એ તેના સ્વભાવની વિરુદ્ધ હતું. તેને હજી પણ ક્રાંતિની ચિનગારી દક્ષિણમાં લઈ જઈને પ્રચંડ આગ સળગાવવાની અદમ્ય આકાંક્ષા હતી અને તેથી રાવસાહેબ વગેરેને શોક અને નિરાશામાં ડૂબેલા જોઈને તે એકદમ તેમની પાસે ગઈ અને બોલી: 'હાથપગ જોડીને બેસી રહેવાથી કંઈ થનાર નથી. જે થવાનું હશે તે થશે આપણે તો હાથમાં લીધેલું કાર્ય પૂરું કરવું જ જોઈએ અને તે કરતાં કરતાં મૃત્યુ આવે તો તેને આનંદથી ભેટવું જોઈએ. બીવાથી બીક જતી નથી કે ઓછી થતી નથી. વિચારમાં વિમાસી બેસવાથી માણસની નિરાશા અને બીક વધે છે, તેની બુદ્ધિ ગૂમ થઇ જાય અને તે નિર્વીર્ય બની જાય છે. જ્યારે પરિશ્રમ કરવાથી માણસની તાકાત વધે છે, તે કંઈક પણ પુરુષાર્થ કરી શકે છે અને જીવનનો ઉત્સાહ જાળવી શકે છે, માટે આપણે કંઈ પણ કાર્ય કરવા સજ્જ થવું જોઇએ.

આપણી પાસે અત્યારે ક્રાંતિ માટે કોઈ કેન્દ્ર નથી. તે આપણે ઊભું કરવું જોઇએ. મરાઠા લોકોએ આજ સુધી જે વિજય મેળવ્યા છે અને સામ્રાજ્ય સ્થાપ્યાં છે તે કિલ્લાઓને જ જોરે. આપણી પાસે મજબૂત કિલ્લો હોવો જોઇએ. કિલ્લા સિવાય આપણે જ્યાં જઇશું. ત્યાં અંગ્રેજોની મોટી સેના આપણને ઘાસની માફક કાપી નાખશે. પણ આપણી પાસે જો મજબૂત કિલ્લો હશે તો આપણે અંગ્રેજોને સારી પેઠે હંફાવી શકીશું. માટે ચિંતામાં બેસી ન રહેતાં આવો કોઇ કિલ્લો મેળવવાના ઉદ્યમમાં પ્રવૃત્ત થાઓ.'

રાણીની કર્તૃત્વશક્તિ અને રણકુશળતાની બધાને હવે ખાતરી થઈ ચૂકી હતી અને તેથી તે જે કહેતી હતી તે બધા અત્યંત માનપૂર્વક સાંભળતા હતા. રાણીએ આગળ ચલાવ્યું: 'હાલ ઝાંશી કે કાલ્પી પાછાં લેવાય એમ નથી. અને કાલ્પી અને ઝાંશીની આજુબાજુ ધીંગાણાં કરવાથી અંગ્રેજોનું રાજ્ય ઊખડી શકવાનું નથી. તેના કરતાં આપણે ગ્વાલિયર જઇએ અને ત્યાંના મોરારના કિલ્લાનો કબજો લઇએ. એ કિલ્લો ખૂબ જ મજબૂત છે અને ખુદ પેશવા ગ્વાલિયર જાય તો તેમની સામે લડાઇ કરવાનું સાહસ સિંધે કરી શકશે નહિ. ગ્વાલિયરથી આપણે હોલકર અને પવારની મદદ પણ મેળવી શકીશું અને ત્યાંથી દક્ષિણ તરફ બળવાનો દાવાનળ સળગાવી શકીશું. પેશવાને ખાતર મહારાષ્ટ્રમાંથી કુમક અવશ્ય મળી શકશે અને દક્ષિણ દેશ આપણી પડખે જ રહેશે.'

રાણીનાં આ વચનોથી પેશવા અને તેનું મંડળ ઉત્સાહમાં આવ્યું. તેની યોજના સહુને તત્કાળ ગળે ઊતરી. તે યોજનામાં જેટલું સાહસ હતુ તેટલું જ ડહાપણ હતું. તેટલી જ દીર્ઘદૃષ્ટિ હતી. ઇતિહાસકાર મેલિસન આ સંબંધે લખે છે:–બળવાખોર નેતાઓને પરિસ્થિતિ વિષમ જણાઈ. અને વિષમ પરિસ્થિતિ નિવારવાના ઇલાજ પણ ઉગ્ર જ હોય છે. અને આ યોજના પ્રથમદર્શને જો કે બેહૂદી લાગે છતાં તે આ નેતાઓમાં જેની સૌથી તેજ કલ્પના હતી તેને જ

સૂઝી હતી. આ યોજના કોને સૂઝી હતી તે હજી સુધી જણાયુ નથી પણ ત્યાં ભેગા મળેલા નેતાઓ ઉપરથી વિચાર કરીએ તો રાવ સાહેબ અને બાંદાવાળા નવાબને પહેલે જ સપાટે ઉડાવી દઈએ. કારણ કે આવી વિશાળ અને સાહસયુક્ત યોજના ઘડવાનું સામર્થ્ય કે કલ્પકતા તેમનામા હતા જ નહિ તાત્યાટોપીને આ યોજનાનો જનક આપણે એટલા માટે ન ગણીએ કેમકે જો કે તેનામા એ યોજના ઘડવાનું સામર્થ્ય અને કલ્પકતા બન્ને હતા તોપણ તે તેનાં પોતાના સંસ્મરણોમા આ મહાન યોજના કે જેમાં તે પ્રમુખપણે જોડાયો હતો તેની સફળતાનું શ્રેય તે પોતે લેતો નથી. જ્યારે ચોથી બાકી રહેલી વ્યક્તિમા મહાન કાર્યો નિર્માણ કરવામા જે કલ્પકતા, સાહસ અને વીરતા જોઈએ તે હતા તેનામા ચામેજો પ્રત્યે ઝેર હતું, વેરવૃત્તિ હતી, ઘવાયેલું લોહિયાળ દિલ હતુ અને તક છે તો જીવલેણ ઘા કરવાનો નિશ્ચય હતો સામે પડેલી શકયતાઓનો તેને ખ્યાલ હતો અને જો પહેલો ઘા સફળ થાય તો આખા સગ્રામનું ભાગ્ય ફરી જાય એવી તેને આશા હતી અને આ બધા ઉપરાંત રાવસાહેબ ઉપર તેનો ભારે પ્રભાવ હતો અને તેથી ગોપાલપુરમા ઘડાયેલી આ યોજના ઝાંશીની રાણીને જ સૂઝી હતી અને તેણે જ તેનો પોતાના સાથીઓ પાસે સ્વીકાર કરાવ્યો હતો એ અનુમાન નીકળે છે ×

× The situation then seemed desperate to the rebel chieftains But desperate situations suggest desperate remedies and a remedy which, on first inspection, might well seem desperate, did occur tothe fertile brain of one of the confederates To which one it is not certainly known But judging the leading group of conspirators by their antecedents,-Rao Saheb the Nawab of Banda, Tatia Topi and the Rani of Jhansi – we may at once dismiss the two first from consideration They possessed neither the character nor the genius to conceive a plan

આ યોજના રાવસાહેબને અને અન્ય સાથીઓને ખૂબ જ ગમી ગઈ લશ્કરના માણસો અને બીજા વૃદ્ધો પણ આથી આનંદમાં આવી ગયા અને રાણીને ધન્યવાદ દેવા લાગ્યા આ યોજના જો સફળ થાય તો દક્ષિણમાં દાવાનળ સળગેલો જોઈને ઉત્તરના દબાઈ ગયેલા બળવાવાળા પણ પાછા જાગી ઊઠે એવો પૂરતો સંભવ હતો અંગ્રેજોનું ગન્ય કોઈને ગમતું તો હતું જ નહિ દમનથી કોઈ વિચાર મરી તો જતો જ નથી, તે દબાઈ જાય છે અને તક મળતા જ વિશેષ બળથી તે ઊછળી આવે છે

તાત્યાટોપી કુચ પછી પોતાને વતન ગયો હતો એ વાત ઉપર આવી ગઈ છે. વાસ્તવિક રીતે તે પોતાના વતનમાં માતપિતાને

---

so vast and so daring Of the two who remain we may dismiss Tatia Topi Not that he was incapable of forming the *design, but he has his memoirs and in those he* takes to himself no credit for the most successful act with which his career is associated The fourth conspirator possessed the genius, the daring, the despair necessary for the conception of great deeds She was urged on by hatred, by desire of vengeance, by a blood-stained conscience, by a dertermination to strike hard *whilst there was yet, a chance. She could recognise the* possibilities before her, she could hope even that if the first blow were successful the fortunes of the campaign might be changed she possessed and exercised unbounded influence over one at least of her companions the Rao Saheb The conjecture, then almost amounts to certainty that the desperate remedy which the confedarates decided to execute at Gopalpur was suggested and pressed upon her comrades by the daring Rani of Jhansi '

—*Malleson*

બળવા નહોતો ગયો પણ ગ્વાલિયરના લશ્કરનો દાણો ચાંપવા ગયો હતો તેના નમ્ર વર્તનને લીધે અને મધુર ભાષણને લીધે અંગ્રેજી રાજ્ય સામે પહેલેથી જ અસંતુષ્ટ થયેલા ગ્વાલિયરના-રેસિડન્સીના અને સિંધે સરકારના બન્ને-સિપાઇઓ અંગ્રેજો સામે બળવો પોકારવા તૈયાર થયા હતા ગ્વાલિયરના રાજદરબારીઓ અને પ્રજાજનો પણ તૈયાર થયા ગ્વાલિયરના મહારાજા જયાજીરાવ સિંદે નાની ઉંમરના હતા અને રાજ્યની લગામ મુખ્ય દીવાન દિનકરરાવ રાજવાડેના હાથમાં હતી રાજવાડે બળવાની વિરુદ્ધ હતો પણ તેણે ઘણા સમય સુધી પોતાના મનની વાત લશ્કરને જણાવા દીધી નહિ બળવાની આગ સળગી ત્યારે ગ્વાલિયરના બળવાવાળાઓએ ત્યાંના અંગ્રેજોની કતલ કરવાનો વિચાર કરેલો પરંતુ દિનકરરાવની હિકમતથી તે નિષ્ફળ ગયેલો અંગ્રેજો આગ્રા તરફ રવાના થયા પછી સિપાઇઓએ જયાજીરાવને આગ્રા ઉપર ચડાઈ કરવા વીનવ્યા, પરંતુ દિનકરરાવ મોઢેથી હા-હા કરતો જાય અને પેટમાં જુદી જ ભાવના રાખતો જાય નહિ તો તે વખતે આગ્રા નિરાધાર હતું અને તે કિલ્લો જો જિતાયો હોત તો અંગ્રેજોને ભારે નુકસાન થાત પણ દિનકરરાવની આવી હિકમત ક્યાંસુધી ચાલે? છેવટે લશ્કરે કંટાળીને દિનકરરાવને સીધો જ સવાલ પૂછ્યો, ત્યારે દિનકરરાવે જણાવ્યું કે પોતે બળવાની વિરુદ્ધ છે આથી ફોજ સિંધે સરકારની સામે થઈ પણ જયાજીરાવે મરાઠા સિપાઇઓને પ્રેમથી જીતી લેવાથી ત્યાં વિશેષ કંઈ થયું નહિ. જેઓ બળવો કરવા આતુર હતા તેઓ રાજ્ય છોડીને ઉત્તર તરફ ચાલ્યા ગયા

આ બધું તાત્યાની પ્રેરણાથી જ થયું હતું અને તેથી કાલ્પી પડ્યા પછી તે ફરીથી ગ્વાલિયરમાં આવીને ગુપ્ત મસલતો કરી ગયો તેણે પોતાના કાર્યનો દેખાવ ગોપાલપુરમાં પોતાના સાથીઓ આગળ રજૂ કર્યો અને સૌનો નિશ્ચય દૃઢ થયો રાણીની યોજના પ્રમાણે ક્રાંતિને ફરીથી ઊભી કરવા સહુ સજ્જ થયા

# ૧૫. સંગ્રામદેવતા

ગ્વાલિયરને લઈને તેને ક્રાંતિનું મુખ્ય કેન્દ્ર કરવાની કલ્પના અજોડ હતી એમાં તો કંઈ શંકા નથી અંગ્રેજ અમલદારોએ અને ઇતિહાસકારોએ જ કહ્યું છે કે ગ્વાલિયર જો પહેલેથી જ ક્રાંતિમાં ભળ્યું હોત તો અંગ્રેજી રાજ્યને માટે કોઈ આધાર નહોતો, કારણકે ઉત્તરના દાવાનળને શાંત કરવા માટે અંગ્રેજી ફોજ ઉત્તરમાં મથતી હતી ત્યારે દક્ષિણનાં મરથાનોમાં અંગ્રેજી ફોજ બિલકુલ રહી નહોતી, અને ઉત્તર દક્ષિણ બન્ને સાથે જ સળગે તો એ મહાદાવાનળને શાંત પાડવો કેવી રીતે? અને ક્યાંથી? ગ્વાલિયરના રાજા જયાજીરાવ જુવાન હતા અને આખો દરબાર બળવો બળવો કરી રહ્યો હતો સિંધેની જબરજસ્ત અને કમાયેલી ફોજના હાથમાં બળવાનો ધ્વજ જઈ ચડે તો તેને ઝૂંટવીને ધૂળમાં રગદોળવાની કોઈની મગદૂર નહોતી સિંધેની દક્ષિણે આવેલા નિઝામની બળવાન અને કમાયેલી ફોજો પણ બળવા માટે એવી જ તત્પર થયેલી હતી. આમ આખા દેશમાં બળવાની જ્વાળાઓ ભડભડી હોત અને તેની ઝાળમાં તાજું જ જામવા મથતું અંગ્રેજી રાજ્ય તૃણની જેમ ફૂંકાઈ ગયું હોત. પરંતુ અંગ્રેજોનો સિતારો હજી ચમકતો હતો ગ્વાલિયરમાં દિનકરરાવ રાજવાડે જેવો અંગ્રેજોનો સાચો મિત્ર દીવાન હતો તેની સલાહથી જ ગ્વાલિયરના અંગ્રેજો સહીસલામત આગ્રા પહોંચી ગયા હતા અને તેની શિખામણથી જ જુવાન સિંધે કાબૂમાં રહ્યા હતા તાત્યાટોપીએ ફૂંક મારી ગ્વાલિયરમાં જ્યાં અગ્નિ પેટાવ્યો હતો તેને ફેલાવા માટે અનુકૂળતા ન મળ્યાથી તે અગ્નિ ત્યાંથી ઊડીને ઉત્તરમાં ચાલ્યો ગયો હતો

અને હવે-ઉનગમાં બળવો જ્યારે દબાઈ ગયો હતો ત્યારે પણ પણ જો ગ્વાલિયર-તેનો રાજા અને દીવાન પેશવાનો મોરચો આ વર્ષની સાથે જ બળવામાં ભળ્યા હોત તો દિલ્હી, કાનપુર, લખનૌ, ઝાંસી અને નવનિર્મિત ક્રાંતિના પતન પછી પણ ગ્વાલિયરે ક્રાંતિના અગ્નિને

ચોતરફ ફેલાવવાનું કાર્ય સહેલાઈથી કર્યું હોત, કારણ કે હજી સુધી પણ દક્ષિણ દેશ અંગ્રેજી ફોજ વિનાનો જ હતો અને ઉત્તરમાંની અંગ્રેજી ફોજ આઠદસ મહિનાની સતત દોડાદોડી અને લડાઈથી થાકી ગઈ હતી. સર હ્યૂ રોઝ પણ બધું શાંત પડ્યું એમ માનીને રજા લઈને પોતાને વતન જવાની તૈયારી કરતો હતો અને ઉત્તરના અંગ્રેજોના ગભાનુષી જુલમથી પ્રજા જો કે ડધાઈ ગઈ હતી પણ મરી ગઈ નહોતી. દક્ષિણ તરફથી આગનો પ્રકાશ જોઈને તેનો પ્રાણ સળવળી ઊઠીને તે ફરીથી સળગી ઊઠત એ અસંભવિત નહોતું આ રીતે ગ્વાલિયર અને તેનો ખડક ઉપર ઊભેલો મોરારનો કિલ્લો ઝટપટ સર કરી ત્યાં બળવાનો ધ્વજ રોપવાની રાણી લક્ષ્મીબાઈની કલ્પના ખરેખર અપૂર્વ હતી. ગવર્નર જનરલ લૉર્ડ કૅનિંગે પણ ઇંગ્લંડ તરફ તાર કર્યો હતો કે : જો સિંધે બળવામા ભળશે તો મારે ગાંસડાપોટલા બાંધીને ઊપડી જવું પડશે. ×

ગોપાલપુરમા સહુ સાથીઓને રાણી લક્ષ્મીબાઈની ગ્વાલિયર લેવાની યોજના ખૂબ જ ગમી ગઈ અને સહુ તે લેવાની યોજનામાં પરોવાઈ ગયા. કાલ્પીથી કે બીજેથી અંગ્રેજી ફોજ ગ્વાલિયર જઈ પહોંચે ત્યાર પહેલાં ગ્વાલિયર ઉપર બળવાનો ધ્વજ ચડી જવો જોઈએ તેથી તાત્યાએ ગ્વાલિયરમા પોતાનાં કારસ્થાન શરૂ કરી દીધાં. તેની તેજસ્વી પણ મીઠી ભાષાએ ગ્વાલિયરની સેનાનાં મન જીતી લીધાં. દરબારીઓ પણ પેશવાના સત્કારની તૈયારીઓ કરવા લાગ્યા.બધું સીધું ઊતરી જશે એમ જ જણાયું. શ્રીમંત રાવસાહેબ પેશવાએ સિંધે સરકાર ઉપર પત્ર મોકલાવ્યો કે " અમે આપની તરફ મિત્રભાવથી આવીએ છીએ. આપ અમારા (પેશવાના) અને આપના પૂર્વસંબંધને યાદ કરજો. અમે આપની સહાયની આશા રાખીએ છીએ, જેથી અમે દક્ષિણ તરફ આગળ વધી શકીએ " વગેરે.

× If the Scindia joins the mutiny I shall have to pack off to-morrow.

પણ ગ્વાલિયરમાં દીવાન દિનકરરાવ હજી જીવતો હતો. તેણે પોતાનું દિલ અંગ્રેજોને અર્પણ કરી દીધેલું હતું અને તેથી બળવાવાળાઓની બાજી ઊંધી વાળવાની હિકમત હજી પણ તે અજમાવ્યા કરતો હતો. શ્રીમંત પેશવાના પત્રનો યોગ્ય જવાબ વાળીને તે અંગ્રેજો સાથે નવા કારસ્થાન–બળવાને તોડી પાડવાના કારસ્થાનમાં પડ્યો. ગ્વાલિયરમાં અંગ્રેજી ફોજ આવી પહોંચે ત્યાંસુધી કાળહરણ કરવા તે મથતો હતો. પૂર્ણ આશા અને વિશ્વાસથી પેશવા ગ્વાલિયર તરફ વધવા લાગ્યા. આમન મહાલની નજીક આવતાં જ સિંધિયાના એક અધિકારીએ તેમને અટકાવવાનો પ્રયાસ કર્યો. પેશવાએ તપી જઈને તેને કહ્યું, "અમને અટકાવનાર તું કોણ છે ? હું સિંધે કે તેના દિવાનને ઓળખતો નથી. શું તેઓ ખ્રિસ્તી છે કે અમારી સામે થાય છે ? હું 'રાવ પંતપ્રધાન પેશવા' છું. સ્વરાજ્ય તથા સ્વધર્મને ખાતર પરદેશીઓ સામે યુદ્ધ કરું છું. સિંધેના પૂર્વજોએ અમારી ચાકરી કરેલી છે અને અમે જ આ રાજ્ય તેમને આપ્યું છે. સિંધેનું લશ્કર તો અમારી સાથે ભળી ગયું છે અને સેનાના અધિકારીઓના અમારા ઉપર પત્રો આવ્યા છે. તાત્યાટોપીએ બધી વ્યવસ્થા કરી છે ત્યારે તું જ શું અમારી સાથે લડાઈ કરવાનો વિચાર કરે છે ?" પેલો અધિકારી ચૂપ થઈ ગયો અને પેશવાનું લશ્કર ગ્વાલિયરથી નવ માઈલ ઉપર આવીને પડાવ નાખીને પડ્યું. ત્યાંથી પેશવાએ સિંધેને પોતાના આવ્યાની ખબર આપી.

આ ખબર આવતાં જ દરબારમાં ખળભળાટ મચી ગયો. ક્રાન્તિપક્ષી દરબારીઓ ઉમંગમાં આવી જઈ પેશવાનો સત્કાર કરવાની સલાહ આપવા લાગ્યા. નગરજનો પણ સત્કારની તૈયારીમાં લાગી ગયા. પણ દીવાન દિનકરરાવના પેટનું પાણી હાલતું નહોતું. તે સત્કાર કરવાનું કહે છે કે યુદ્ધ કરવાનું એની જ કોઈને ખબર પડતી નહોતી. તે સર હ્યુ રોજ કાલ્પીથી ગ્વાલિયર આવી પહોંચે તેની રાહ જોતો હતો. અને આ તરફ ક્રાંતિની સેના તો આગળ ધપતી હતી. છેવટે તેણે મુત્સદ્દીગીરીનો પાસો નાખ્યો. શહેરના અને કિલ્લાના

દરવાજા બંધ કરી આત્મરક્ષણની વ્યૂહરચના તેણે કરી. તેને ખાતરી હતી કે સર હ્યુ રોઝ આવતાં સુધી જ આ આત્મરક્ષણ કરવાનું છે. તેનો આ પેંતરો સમજી જઈ દરબારમાંના ક્રાંતિકારોએ જયાજીરાવને પેશવાની સેના સામે ચડાઈ કરવાનું ધોરણ સૂચવ્યું. દિનકરરાવ શિંદે પાસે હોય ત્યાં સુધી તો બીજા કોઈનું કંઈ ચાલે એવું નહોતું. મધરાત પછી તે પોતાને મુકામે જતાં જ દરબારમાંના બીજા પક્ષનો જયાજીરાવ ઉપર પ્રભાવ પડ્યો અને તેઓ દરવાજા ખોલી દઈ સવારના પહોરમાં પેશવા સામે ધસી ગયા! તોપો શરૂ થઈ. આ તોપો સત્કારની છે કે સંગ્રામની તેનો રાવસાહેબને શરૂઆતમાં તો ખ્યાલ પણ ન આવ્યો. અને શિંદેની તોપોએ પેશવાની સેનાને નસાડવા માંડી ત્યારે જ રાવસાહેબની આંખો ઊઘડી. આ નવી યોજનાની અધિષ્ઠાત્રી રાણી આ જોઈને પોતાના બસો ત્રણસો સવાર લઈ શિંદેના તોપખાના ઉપર તૂટી પડી. રાણી સહુને મોખરે હતી. કૃતાંત કાળની જેમ હાથમાં સમશેર લઈને તેને ઘૂમતી જોઈને તેના નેક અને શૂરવીર સવારોએ પોતાની સમશેરો એવી તો ચલાવી કે શિંદેના તોપચીઓ તોપો મૂકીને નાસવા લાગ્યા. પૂર્વસંકેત પ્રમાણે તાત્યાટોપીએ શિંદેની સેનાને કેટલીક નિશાનીઓ કરી અને એકાએક શિંદેની ઘણી મોટી સેનાએ લડાઈ બંધ કરી દીધી. તેઓ બધા ક્રાંતિના ધ્વજ તળે આવવા લાગ્યા. આ જોઈને જયાજીરાવની બાલેઘાટી નામની અંગત પલટણ વિશેષ શૂર ઉપર આવી બળવાવાળા સાથે લડવા માંડી. રાણીની દેશભક્તિ અને જયાજીરાવની રાજ્યભક્તિ વચ્ચે આ યુદ્ધ હતું. અને રાણીના સવારોની દેશભક્ત સમશેરો આગળ જયાજીરાવની બ્રિટિશ-રાજ્યભક્ત પલટણો જમીનદોસ્ત થવા લાગી. ક્રાંતિવાળાને સજા કરવા નીકળેલા જયાજીરાવ રાણીનો મારો સહન ન થવાથી રણમાંથી નાસી ગયા અને દીવાન દિનકરરાવ તેમને લઈને આગ્રા નાસી ગયો. પોતાના રાજમહેલમાંની રાણીઓનો કોઈ બંદોબસ્ત કરવાની ધીરજ પણ તેમને રહી નહિ. જનાનખાનાની બિચારી

ઓએ પોતાના રક્ષણ માટે રાજમહેલ છોડીને નરવર નામના એક ગામમાં આશ્રય લીધો.

આવી રીતે ગ્વાલિયરમાં ઊથલપાથલ થઈ ગઈ. રાણીની યોજના સફળ થઈ. જયાજીરાવ અને દિનકરરાવ પલાયન કરી ગયા અને તેમની સાથે અંગ્રેજી રાજ્ય પણ ખસી ગયું. મોરારનો કિલ્લો પેશવાના હાથમાં આવ્યો અને તેના ઉપર ક્રાંતિનો ધ્વજ ફરફરવા લાગ્યો.

કિલ્લેદાર ક્રાંતિવાળા સાથે અગાઉથી મળી ગયેલો જ હતો. તાત્યાટોપી દરવાજા પાસે આવતાં જ કિલ્લેદારે દરવાજા ઉઘાડી દીધા અને પેશવાની સેનાએ કિલ્લામાં પ્રવેશ કર્યો. મોટો, મજબૂત અને ખડક ઉપર આવેલો અજય્ય કિલ્લો આવી રીતે પુષ્કળ યુદ્ધસામગ્રી સાથે હાથમાં આવેલો જોઈને તાત્યાટોપીને બહુ જ આનંદ થયો અને હવે બળવાવાળા નિર્ભય છે એવો એને સંતોષ પણ થયો. કિલ્લો અને શહેર હાથ આવ્યા પછી વિજયાનંદમાં ફુલાઈ ગયેલા સિપાઈઓએ રેસિડન્સી ઉપર દરોડો પાડ્યો અને ત્યાંની બધી ઇમારતોને બાળીને પાયમાલ કરી. શહેરમાં પણ અંગ્રેજોના મિત્રોનાં મકાનોનો નાશ કરવા માંડ્યો અને દીવાન દિનકરરાવનું ઘર લૂંટીને જમીનદોસ્ત કરી દીધું. આટલાથી ન ધરાતાં તેઓ શહેરમાં લૂંટફાટ કરવા લાગ્યા. પણ શ્રીમંત રાવસાહેબ પેશવાએ લોકોને લૂંટવાની મનાઈ કરવાથી બધું શાંત પડ્યું. લોકો સંતોષ પામ્યા. દરબારીઓ અને નગરજનો આનંદમાં આવી ગયા. શિંદેની સેનાએ પણ પેશવાને પોતાના સ્વામી ગણી તેમના માનમાં તોપોની સલામી આપી. પેશવાને કૃતકૃત્યતાનો અનુભવ થયો અને તેઓએ ખૂબ ઠાઠમાઠથી નગરમાં પ્રવેશ કરી રાજમહેલમાં મુકામ કર્યો.

પુખ્ત વિચાર પછી પેશવાએ પોતાનો રાજ્યાભિષેક કરાવવાનો નિશ્ચય કર્યો. રાજ્યાભિષેકને લીધે બળવાવાળાઓને સ્વરાજ્ય સ્થાપનાની પ્રતિષ્ઠા મળે એમ હતું. દેશભરમાં તેને લીધે બળવાને નૈતિક બળ

મળે એમ હતું. ગ્વાલિયરના સરદારો અને મુત્સદ્દીઓને પણ આ વિચાર ગમ્યો અને સહુ આનંદમાં આવી ગયા. શ્રીમંત રાવસાહેબ પેશવાએ રાજમંડળને બોલાવી શિંદેના રાજાઓ તથા જાગીરદારોને નિમંત્રણ મોકલ્યાં. શિંદેના કોષાધ્યક્ષ અમરચંદ ભાટિયાએ શિંદેનો આખો ખજાનો પેશવાને ચરણે રજૂ કર્યો.

૩ જૂન ૧૮૫૮ ને રોજ ફૂલબાગમાં એક બહુ મોટો દરબાર ભરાયો. તમામ સામન્તો, સરદારો અને અમીરો પોતપોતાને સ્થાને બિરાજ્યા. અરબ, રોહિલા, રજપૂત અને મરાઠા પલટણો પોતપોતાના પોશાક પહેરી દરબારમાં ગોઠવાઈ ગઈ. પેશવાનો શિરટોપ અને કલગી તુર્રો શ્રીમંત રાવસાહેબના મસ્તક ઉપર મૂકવામાં આવ્યો. છડીદારે છડી પોકારી. મંગલ વાદ્યો વાગવા લાગ્યાં. પેશવાની રાજ્યસ્થાપનાના જયનાદથી આકાશ ગાજવા લાગ્યું. સમસ્ત દરબારે રાવસાહેબનો પેશવા તરીકે સ્વીકાર કર્યો. પેશવાના અષ્ટપ્રધાન નિયુક્ત કરવામાં આવ્યા. તાત્યાટોપીને મુખ્ય સેનાપતિ નીમવામાં આવ્યો અને તેને રત્નજડિત તલવાર ભેટ આપવામાં આવી. સમસ્ત સેનાને વીસ લાખ રૂપિયા વહેંચવામાં આવ્યા અને સર્વને અંતે તોપોની સલામી અપાઈ.

આવી રીતે રાણી લક્ષ્મીબાઈ અને તાત્યાટોપીએ દિલ્હી, કાનપુર અને લખનૌને સ્થાને ૫૭-૫૮ ના બળવાવાળાઓને એક નવું અને જબરજસ્ત કેન્દ્ર આપ્યું. આ વિશે ઇતિહાસકાર મૅલેસન લખે છે:—

"આવી રીતે જે બીના અસંભવિત લાગતી હતી તે બની ગઈ × × × સર હ્યુ રોઝ સમજી ગયો કે, હવે વિલંબ કરવાથી કેટલી જબરજસ્ત હાનિ થવાનો સંભવ છે. જો ગ્વાલિયર તરત જ બળવાવાળાઓના હાથમાંથી ન છીનવી લેવામાં આવે તો કોઈ પહેલેથી કહી નહિ શકે કે પરિણામ શું આવે. જો બળવાવાળાને અવકાશ મળી

'જાય તો તાત્યાટોપી, જેનું રાજકીય અને લશ્કરી બળ ગ્વાલિયર 'હાથમાં આવી જવાથી બેહદ વધી ગયું હતું અને જેની પાસે આ વખતે ગ્વાલિયરની સમસ્ત જનતા, ત્યાંનું ધન અને સામગ્રી પડ્યાં છે તે કાલ્પીની પરાજિત સેનાના અવશેષ ઉપર એક નવી સેના ઊભી કરી દેશે અને સમસ્ત ભારતમાં એક મરાઠા વિપ્લવ ઊભો કરી દેશે. તાત્યા ટોપી આ કામમાં બરાબર પાવરધો હતો. આવી પરિસ્થિતિમાં પૂરતું સંભવિત છે કે તે પેશવાના ધ્વજને ફરકાવીને દક્ષિણ મહારાષ્ટ્રના પ્રાન્તોને સળગાવી મૂકે. તે મુલકમા અંગ્રેજી સેના બિલકુલ નથી. જો મધ્ય ભાગતમાં બળવાવાળાઓને પૂરી સફળતા મળી જાય તો સંભવ છે કે દક્ષિણના લોકો પેશવાની પેઢી સત્તાને માટે ખડા થઈ જાય કે જેને ખાતર તેમના પૂર્વજો લડી ચૂકયા હતા અને પોતાનું લોહી રેડી ચૂકયા હતા."

હવે રાણી લક્ષ્મીબાઈએ એક વસ્તુ ખૂબ ભાર દઈને કહી કે બીજુ બધુ છોડી દઈને ફોજને તૈયાર કરી મેદાનમાં ગોઠવી દેવી જોઈએ. રાવસાહેબ અને અન્ય નેતાઓએ રાણીની આ સલાહ તરફ લક્ષ ન આપ્યુ. તેમને પોતાને વિશે એટલી બધી નિશ્ચિતતા લાગી કે અંગ્રેજોના બળને તેમણે ગણ્યુ જ નહિ. રાજ્યાભિષેકને નિમિત્તે બ્રાહ્મણભોજનો શરૂ થયા, જલસા શરૂ થયા, શ્રીમંત રાવસાહેબ કસુંબી પીતાબર અને શાલ ઓઢીને પંગતમાં આવે, બ્રાહ્મણો તેમને આશીર્વાદ દે અને પોતે આગ્રહ કરી કરીને વિદ્વાન બ્રાહ્મણોને પકવાન્ન પિરસાવે. આવો ઠાઠ કેટલાક દિવસ સુધી ચાલુ રહ્યો અને સમસ્ત મંડળ મોજ, શોખ, આનંદ, બ્રહ્મભોજન, મિજબાનીઓ અને રંગરાગમા મશગૂલ થઈ ગયું. રાવસાહેબને તો એમ જ લાગ્યુ કે હવે કોઈ દુશ્મન રહ્યો નથી

પેશવા વગેરેને આમ મોજશોખમા પડેલા જોઈને રાણી લક્ષ્મીબાઈને ઘણુ લાગી આવ્યું તેમને થયુ કે માથે પ્રબળ દુશ્મન ગાજતો હોય ત્યારે શ્રીમંત રાવસાહેબ તાનબાજીમાં પડ્યા રહે.એ

કેમ ચાલે. રાજ્યાભિષેકના આ આનંદના કાર્યક્રમમાં તેમણે ભાગ લીધો નહિ, એટલું જ નહિ, પણ દુભાતે દિલે તેમણે રાવસાહેબને સંદેશો કહાવી મોકલ્યો કે "તમે આ વખતે આપણા વિજયને શાશ્વત માની આનંદમાં મગ્ન થયા છો પણ તેમાં સાર નથી. ગ્વાલિયર અને સિંદેનું લશ્કર મળવાથી તમને હવે કોઈનો ભય રહ્યો નથી એમ માનતા નહિ. અંગ્રેજ લોકો બડા બાહોશ અને ચતુર છે. તેઓ હારીને કદી બેસી રહેતા નથી. તેઓ કેવી રીતે તમારા ઉપર હુમલો કરશે તે ખ્યાલમાં આવે એમ નથી. તમને આજે તક મળી છે તો તેને એળે ન જવા દો. મોટી ફોજને લીધે તમે ઘણું કરી શકો એમ છો. દેશમાં ચારે તરફ નાકાબંધી કરાવો અને લશ્કરના સિપાઈઓને પગાર આપી તેમનાં મન છતી લો. બાજીરાવ પેશવાએ બ્રાહ્મણ-ભોજનમાં જ રાજ્ય ગુમાવ્યું હતું તેમ તમે પણ આ શુભ અવસર ગુમાવશો." રાણીનાં આ કડવાં વેણથી પણ રાવસાહેબના કાન ઊઘડ્યા નહિ. 'વિનાશકાળે વિપરીત બુદ્ધિ.' રાણીનાં વચન તેમને પસંદ પડ્યાં નહિ અને તેમની અવજ્ઞા કરીને તેઓ તો પોતાના રંગ-તાનમાં ગુલતાન જ રહ્યા. તાત્યાટોપી પણ મગરૂરીમાં થાપ ખાઈ ગયો. આપણી બળવાન ફોજ સામે કોણ ચડી આવનાર છે એવી ગર્વયુક્ત બેપરવાઈ તેનામાં કોણ જાણે ક્યાંથી આવી અને નેતાઓનું અનુકરણ કરીને બીજા બંડવાળા પણ ચાર દિવસના ચાંદરણા જેવા સુખચેનમાં તલ્લીન થઈ ગયા. એક જરા જેટલા વિજયથી ફુલાઈ જઈને આમોદપ્રમોદમાં લીન થઈ કર્તવ્યવિમુખ થવાથી ક્રાંતિ પૂર્ણ રીતે સફળ થતી નથી. ક્રાંતિકારને આમોદ શો, આરામ શો ને ગફલત શા ? તેણે તો સદા જાગ્રત રહીને અવિરત પરિશ્રમ જ કરવાનો હોય છે અને ક્રાંતિ પૂરેપૂરી સફળ થતા સુધી બાંધેલો કેડને છોડવાની પણ નથી હોતી.

બળવાવાળા કરતાં તો અંગ્રેજો વધારે જાગ્રત હતા. ગ્વાલિયરના સમાચાર અંગ્રેજ છાવણીમાં પહોંચતાં જ ત્યાં વિલક્ષણ ફફડાટ શરૂ

થયો. હિંદમાંથી અંગ્રેજી રાજ્યનું સિંહાસન ડોલતું જણાયું પણ તેથી બુદ્ધિને ગુમ થવા દઈ હાથ જોડીને તેઓ બેસી ન રહ્યા સર હ્યૂ રોઝ કે જે રજા લઈને વિલાયત જવા તૈયાર થયો હતો તેને ગ્વાલિયરના સમાચાર મળતા જ એ રજા રદ કરાવીને ગ્વાલિયર ઉપર ચડી જવા તૈયાર થયો અને આ શ્રમિત અને વૃદ્ધ સેનાપતિની દેશભક્તિ-રાજ્યભક્તિ અને કર્તવ્યનિષ્ઠા જોઈને અંગ્રેજી છાવણી ઉત્સાહમાં આવી. અંગ્રેજી ફોજો સુસજ્જ થઈને ગ્વાલિયર તરફ કૂચ કરવા લાગી. અને જે ઠેકાણે જયાજીરાવને હરાવી રાણીએ રણક્ષેત્રમાંથી નસાડયા હતા તે બહાદુરપુર ગામની પાસે આવી પહોંચી ત્યાંથી ગ્વાલિયર અને મોરાર-નો કિલ્લો સ્પષ્ટ દેખાતા હતા આ કિલ્લો પ્રથમ લઈ લેવો જોઈએ એ સર હ્યૂ રોઝે જોઈ લીધું મોરારનો કિલ્લો બળવાવાળાના હાથમાં હતો તે ઘણો મજબૂત હતો અને તેનામાં જે ફોજ હતી તે શિંદે સરકારની નામાંકિત બડખોર ફોજ હતી આ ફોજને બળે જ આખા હિંદુસ્તાનને સર કરવાનો તાત્યાટોપીનો વિચાર હતો અયોધ્યાની રોહિના પલટણો પણ ત્યાં હતી યુદ્ધની સામગ્રી પણ વિપુલ હતી પરંતુ આ બધાનો ઉપયોગ કરવાનું કોઈને સૂઝયું નહોતું અને જેને સૂઝયું હતું તે તો એક અબળા અને નિર્વાસિત તરુણી હતી તે શૂરવીર હતી એ વિશે કોઈને શંકા નહોતી પરંતુ યુદ્ધની તૈયારી કરવા માટેની સલાહ રાજ્યારોહણના ધામધૂમમાં કોઈએ કાને ધરી નહોતી

અંગ્રેજો ગ્વાલિયર તરફ આવે છે એવી રાવસાહેબને ખબર જ નહોતી, જ્યારે મોરાર ઉપર હુમલો કરવા અંગ્રેજી ફોજ વ્યૂહ ગોઠવે છે એવી તેમને ખબર પડી ત્યારે જ તે જરા ચમકયા અને તાત્યાને સૈન્યની વ્યવસ્થા કરવાનો હુકમ આપ્યો વિજયના મદમાં તે અંગ્રેજોને મગતરાં જેવા સમજતા હશે અને તેથી જ સેનાપતિ બધું કરી લેશે એ વિશ્વાસે તેઓ પાછા બ્રહ્મભોજન કરાવવામાં અને સુવર્ણ-દક્ષિણા વહેંચવાના કામમાં પ્રવૃત્ત થઈ ગયા

પણ તાત્યાટોપી સૈન્યની વ્યવસ્થા કરે ત્યાર પહેલા તો અંગ્રેજ

ફોજે પોતાની વ્યૂહરચના કરી દીધી હતી. તાત્યાટોપીએ લશ્કરી પોશાક ધારણ કરી પોતાના સૈન્યને મોરચા બાંધવાનો હુકમ કર્યો. પણ તેનું લશ્કર તૈયાર થાય ત્યાર પહેલા જ સર હ્યૂ રોઝે તેના ઉપર જોશથી છાપો મારી તેને વેરવિખેર કરી નાખ્યું. તાત્યાની ફોજે અંગ્રેજો સામે તોપો માંડી. પણ સર હ્યૂ રોઝે માગાની જગાઓ અગાઉથી જ હાથ કરી લીધી હોવાથી તેનું કંઈ ચાલ્યું નહિ. આથી બળવાવાળા અંગ્રેજી ફોજ ઉપર ધસી આવ્યા અને હાથોહાથની લડાઈ શરૂ થઈ. આ વખતે બળવાવાળાએ વીરોચિત પરાક્રમ કરીને અંગ્રેજ પલટણમા કાપાકાપી શરૂ કરી એક પ્રખ્યાત સેનાનીને ઘાયલ કર્યો અગ્રેજો કંઈક હતાશ થયા પણ ડગ્યા નહિ. બે કલાક તુમુલ યુદ્ધ ચાલ્યુ અને અંતે અંગ્રેજોનો વિજય થયો મોરારની છાવણી તેમના હાથમા ગઈ અને ત્યા જ તેમણે પડાવ નાખ્યો.

મોરારની છાવણી જવાથી બળવાવાળાઓમાં હાહાકાર વર્તાઈ રહ્યો. શ્રીમત રાવસાહેબની ઊંઘ ઊડી ગઈ ગભરા ગભરા લશ્કરમાં આવીને તે સિપાઈઓને ઉત્તેજન આપવા લાગ્યા બાંદાવાળો નવાબ પણ જાગ્યો તે પણ શહેરના મોરચાની વ્યવસ્થા કરવા લાગ્યો. તાત્યાટોપીએ પણ હવે પૂરી ગભીરતાથી સૈન્યની તૈયારી કરવા માડી. તેણે ઠેકઠેકાણે તોપના મોરચા બધાવ્યા અને લશ્કરની વ્યૂહરચના કરવા માડી. તાત્યા રાણીને મળ્યો અને વ્યૂહરચનાને અગે તેની સાથે મસલત કરી. મોડુ તો ઘણુ થયુ હતુ પણ તેથી પોતાના સાથીઓને ન તરછોડતા રાણીએ તેમને હિંમત અને ઉત્સાહ આપ્યો. પોતાના માણસોને લઈને ગ્વાલિયરના પૂર્વ વિભાગનું રક્ષણ કરવાનું તેણે પોતાને માથે લીધુ સહુને ખાતરી જ હતી કે રાણીમા જીવ છે ત્યા સુધી પૂર્વ તરફના લશ્કરમા ગાબડુ પાડવુ કાર્તિકેયને માટે પણ અશક્ય છે. તેણે લડાયક પોશાક ધારણ કર્યો, અને ઘોડા ઉપર સવાર થઈ હાથમા તલવાર લઈ તેણે પોતાના સૈન્યની કવાયત લેવા માડી. તેની સુમનજ મૂર્તિ જોઈ અને તેના ગંભીર બોલ સાભળી તેના

સિપાઈઓમાં શૌર્ય આવ્યું અને તેઓ લડવા તૈયાર થઈને ઊભા રહ્યા.

સર હ્યૂ રોઝ પોતાની સાથે જયાજીરાવને લઈને આવ્યો હતો અને તેણે તેમને પોતાના લશ્કરની મોખરે રાખ્યા હતા. પોતાના જ સ્વામી ઉપર તોપના ગોળા ફેંકવા ગ્વાલિયરની ફોજ તૈયાર નહિ થાય એ તેનો દાવ હતો અને તે માચ્યો હતો. રાણીએ એ વસ્તુને પણ ખ્યાલ બહાર જવા દીધી નહોતી અને તેથી જ કિલ્લામાં ભરાઈ ન બેસતાં જૂની મરાઠા પ્રણાલીથી શહેરબહાર ધસી જઈ દુશ્મનના લશ્કર ઉપર અચાનક છાપો મારી તેની ખાખાવીખી કરી શહેરમાં આવી જવાની યુદ્ધરીતિ તેણે તાત્યાને સૂચવી હતી. તેણે પૂર્વ તરફ એક ઊંચે સ્થાને પડાવ નાખ્યો અને ત્યાંથી અંગ્રેજોની દિશામાં તોપો ગોઠવી. અંગ્રેજોએ પણ આ બાજૂએ રાણી છે એ જોઈને પોતાની ફોજનો પણ વધારે મજબૂત બંદોબસ્ત કર્યો.

તા. ૧૭ મીને દિવસે ગ્વાલિયર સર કરવાના ઇરાદાથી અંગ્રેજ સેનાપતિએ ચારે તરફથી હુમલો શરૂ કર્યો. આ જોતાં જ રાણીએ રણદુંદુભિ વગાડી પોતાના સૈન્યને ઉત્તેજિત કરી અંગ્રેજી સેના ઉપર તૂટી પડવાનો હુકમ કર્યો બંને સૈન્યો વચ્ચે આવેશયુક્ત યુદ્ધ ચાલ્યું. જ્યાં ને ત્યાં રણગર્જનાઓ સંભળાતી હતી. આકાશ ધૂળથી ભરાઈ ગયું. રાણી ઘોડા ઉપર સવાર થઈને પોતાના સૈન્યને ઉત્તેજતી સર્વત્ર ઘૂમતી હતી. અને તેની ઉત્તેજનાને લઈને તેના સૈન્યની હરોળો ખડક જેવા દુર્ગની જેમ અભેદ્ય જ રહી. આથી અંગ્રેજો પાછા હટયા અને તે દિવસનો વિજય રાણીને મળ્યો. તે આખો દિવસ સવારથી સાંજ સુધી રાણી ઘોડા ઉપર રહી હતી.

૧૮ મી જૂનને દિવસે જનરલ સ્મિથ વધારે મોટી ફોજ લઈને રાણીના એ પૂર્વ દરવાજા ઉપર જ ધસી આવ્યો. તે દિવસે કેટલીયે બાજૂએથી અંગ્રેજી ફોજે ગ્વાલિયર ઉપર હુમલો શરૂ કર્યો હતો. સર હ્યૂ રોઝે જાહેર કર્યું હતું કે અમે તો જયાજીરાવને ગ્વાલિયરની ગાદી ઉપર

ફરીથી ભેગા થવા જ આવ્યા છીએ. અને આજે તો તે પોતે પણ જનરલ સ્મિથની સાથે રાણીની સામે લડવા આવ્યો હતો. હજી પૂરુ સવાર પણ નહોતું થયુ અને રાણી અને તેની એક સખી—જે તેની જેમ મરદના પોશાકમાં સજ્જ થયેલી સુંદરી હતી—શરબત પીવાની તૈયારી કરતા હતાં તેવામા તેને ખબર મળી કે અંગ્રેજ સેનાપતિએ તેની બાજૂ પર હમારો કર્યો છે શરબતનાં પાત્ર તેમનાં તેમ પડી રહ્યા અને રાણી પોતાની સખીઓ સાથે ઘોડા ઉપર સવાર થઈ ગઈ. તેણે પુરુષનો પહેરવેશ પહેર્યો હતો. માથે ટોપી ઉપર ફેંટો બાંધ્યો હતો, ખડી પર અંગરખુ અને પાયજામો હતા અને કંઠમાં મોટા મોટા મોતીની માળા ધારણ કરી હતી. તેનો ઘોડો બે દિવસના સતત શ્રમથી થાકી ગયેલો હોવાથી તેણે એક નવો ઘોડો કઢાવી તેના ઉપર તે સવાર થઈ હતી એક અંગ્રેજ લખે છે :—

"સુરત સુન્દર રાણી મેદાનમાં પહોંચી ગઈ. સર હ્યૂ રોઝની સેનાના મુકાબલા માટે તેણે પોતાની સેનાને દૃઢતાથી ખડી કરી. તેણે પ્રચંડ વેગથી સર હ્યૂ રોઝની સેના ઉપર વારવાર હુમલો કર્યો. રાણીનું દળ શત્રુના ગોળાઓથી વીંધાઈ ગયુ તેના સિપાઈઓની સખ્યા નિરતર ઘટતી ગઈ, તોપણ રાણી સદાએ સૌને મોખરે જ દેખાતી હતી તે ફરી ફરીને પોતાની વિખેરાઈ ગયેલી સેનાને એકઠી કરતી ગઈ અને પદે પદે અલૌકિક વીરતાનો પરિચય કરાવતી ગઈ. પણ આ વખતે તેનો આ બધો પુરુષાર્થ કામ ન આવ્યો સર હ્યૂ રોઝ પોતે પોતાના સાંઢણી સવારોને લઈને રાણીની સામે ધસી ગયો અને તેની અંતિમ વ્યૂહરચનાને તોડી પાડી. આટલુ થતા પણ આ વીર અને નીડર રાણી તો પોતાને સ્થાને ઘૂમતી જ રહી "

જ્યારે રાણી અલૌકિક વીરતાથી સર હ્યૂ રોઝનો મુકાબલો કરતી હતી ત્યારે બાકીની અંગ્રેજી ફોજ બીજા ખડવાળાઓની હરોળો ચીરતી રાણીની પૂંઠે આવીને ખડી થઈ ગઈ. રાણી હવે બન્ને બાજૂએથી ઘેરાઈ ગઈ. તેની મૂળ સેનાથી તે વિખૂટી પડી ગઈ.

અને ગ્વાલિયરની તોપો એકાએક ઢંડી પડી ગઈ. પોતાના રાજા જયાજીરાવને અંગ્રેજી સેનાની સન્મુખ જોઈને તેમના ઉપર ગોળા વરસાવવા ગ્વાલિયરના ગોલંદાજો તૈયાર નહોતા. આને લીધે બળવાવાળાની મુખ્ય સેના અવ્યવસ્થિત થઈ ગઈ. પાયદળ લશ્કર ખસી ગયેલું જોઈને રાણીએ એક ક્ષણમાં જ જોઈ લીધું કે હવે સ્વપરાક્રમ ઉપર મદાર રાખ્યા વિના ચાલે એમ નથી. પેશ્વાની સેના ભાગી ગઈ હતી. અને અંગ્રેજોની સાગર જેવી સેના ચારે તરફથી રાણીની ગંઠાયાઈ જતી સેના ઉપર ઊલટવા લાગી હતી. રાણીના સિપાઈઓ હતોત્સાહ થતા જતા હતા, પણ મહિષાસુરમર્દિની દુર્ગાની જેમ રણે ચડેલી આ તેવીસ વર્ષની રાણીનું અતુલ પરાક્રમ જોઈને તેમની વીરશ્રી ફરી ફરીને જાગ્રત થતી હતી અને તેઓ પણ પરાક્રમ કરીને જિંદગીનો ખેલ ખેલી લેવાના નિશ્ચય ઉપર આવેલા જણાતા હતા. ટપ ટપ કરતા રાણીના યોદ્ધાઓ રણમાં પડતા હતા અને રાણી પોતે પણ આખે શરીરે અનેક પ્રકારના ઘાથી વીંધાઈને લોહી-લુહાણ થઈ હતી. તેની પાસે છેવટે બે સખીઓ અને પંદર કે વીસ સવાર જ બાકી રહ્યા તોપણ દુશ્મનને શરણે જવાનો વિચાર ન કરતાં તેણે પોતાના ઘોડાને મારી મૂકીને શત્રુની હરોળને ભેદીને બીજી બળવાવાળી સેનાને મળવા વિચાર્યું અંગ્રેજ સવારોએ તેનો પીછો પકડ્યો રાણી પોતાની તલવારથી માર્ગ કરતી કરતી આગળ ચાલી. અચાનક તેની સખી મન્દરાને દુશ્મનની એક ગોળી વાગી. મન્દરા ઘોડા ઉપરથી નીચે પડી ગઈ અને મરી ગઈ. રાણીએ તત્ક્ષણ જરાક વળીને પોતાની તલવારથી પેલા ગોરા સવારને ઊભો ચીરી નાખ્યો. તેની જ ગોળીથી મન્દરા રણમાં પડી હતી. સવાર કપાઈને ગબડી પડયો. પછી ફરીથી રાણી આગળ વધી. સામે એક નાનકડો વોકળો આવ્યો. એને છલંગ મારીને કૂદી ગયા પછી અંગ્રેજ સવારો રાણીને આંબી શકે એવો સંભવ નહોતો. પરંતુ દુર્ભાગ્યે રાણીનો ઘોડો નવો હતો. તેના પોતાના પ્યારા ઘોડાઓ

અત્યાર સુધીમાં યુદ્ધોમાં ખપી ગયા હતા. આ ઘોડો છલગ મારવાને બદલે વોકળાને આ પાર ચક્કર ચક્કર ફરવા લાગ્યો. અંગ્રેજ સવાર રાણીની વધુ નિકટ આવ્યા. બે દિવસના પરિશ્રમથી રાણી થાકી ગઈ હતી પણ તેણે અંગ્રેજોથી છટકવા જોરથી પ્રયાસ કર્યો પણ ઘોડાએ મદદ ન કરી. રાણી ચોતરફથી ઘેરાઈ ગઈ.

રાણી આ વખતે તદ્દન એકલી પડી ગઈ હતી. તેણે એકલીએ જ એ બધાનો પોતાની એકાકી તલવારથી મુકાબલો કર્યો. એક સવારે પાછળથી ધસીને રાણીના માથા પર ઘા કર્યો. માથાનું જમણું પડખું છૂટું પડી ગયું. જમણી આંખ પણ બહાર નીકળી પડી. તોપણ ઝાંશીની સ્વાતંત્ર્યલક્ષ્મી ઘોડા ઉપર ચોંટી રહીને પોતાની તલવારને ફેરવતી જ રહી. એવામાં એક બીજો ઘા તેની છાતી ઉપર પડ્યો. માથુ અને છાતી બનેમાથી લોહીના ફુવારા છૂટ્યા. આખે તમ્મર ચડતાં હતા તોયે રાણીએ એવી જ બેહોશ અવસ્થામા પોતાની તલવારથી છાતીમા ઘા કરનાર અંગ્રેજ સવારને કાપી નાખ્યો ! પણ ત્યાર પછી તેની ભુજામા જરા પણ શક્તિ રહી નહિ.

લક્ષ્મીબાઈનો એક વફાદાર સેવક રામચદ્રરાવ દેશમુખ તે વખતે પાસે આવ્યો. અગ્રેજ ઘોડેસવાર ચાલ્યા ગયા હતા. પુરુષવેશમા રાણી પોતે જ છે એ તેમના ખ્યાલમા આવ્યુ નહોતુ પાસે જ ગગાદાસ બાબાની ઝૂપડી હતી રામચદ્રરાવ રાણીને ઉપાડીને તે કુટિરમા લઈ ગયો ગગાદાસ બાબાએ રાણીને પીવા માટે ઠડુ પાણી આપ્યુ અને તેને પોતાની કુટિરમાં સુવાડી

થોડી જ ક્ષણોના રાણીનું શરીર ઠંડુ પડી ગયુ. રામચદ્રરાવે રાણીની છેવટની ઇચ્છા પ્રમાણે શત્રુથી છૂપી રીતે ઘાસની એક નાનકડી ચિતા બનાવી અને તેની ઉપર રાણીના મૃતદેહને સુવાડ્યો. થોડા જ સમયમા આગની જ્વાળાઓએ રાણીના નાજુક દેહને પોતાનામાં લપેટી લીધો અને રાણીના અસ્થિ જ બાકી રહ્યા. ચયુ.

ગ્વાલિયરના રણક્ષેત્રમાં મત્તાવનના સંગ્રામની આ તેજસ્વી દેવતા અલોપ થઈ ગઈ અને તેની સાથે જ ક્રાંતિકારોના તેજનો પણ લોપ થઈ ગયો! ૧૮૫૮ ના જૂનની ૧૮ મી તારીખે ભારતની આ સ્વાતંત્ર્ય-લક્ષ્મીના મૃત્યુની સાથે સ્વાતંત્ર્યની પ્રાપ્તિની આશા પણ તે સમય પૂરતી મૃત્યુ પામી. ઝાંશીની રાણી લક્ષ્મીબાઈએ પોતાનું જીવન આ સ્વાતંત્ર્યના આદર્શ પાછળ જ ખપાવી દીધું. એકવીસ વર્ષની વયે તેણે જીવન શરૂ કર્યું અને તેવીસ વર્ષની વયે ભારતને યુગોનાં યુગો સુધી સ્વાતંત્ર્યની પ્રેરણા આપવા માટે સમાપ્ત પણ કર્યું. તેના જીવનનાં ત્રણ વર્ષ હજારો વર્ષની અવધિનાં થયાં.

# પૂર્ણાહુતિ

**ઝાંશીની** રાણી લક્ષ્મીબાઈનું વીરમૃત્યુ થયું. તે તો પોતાના જીવનનો હેતુ–સ્વાતંત્ર્યની સાધનામાં જીવન અર્પતી ગઈ. પણ તેના મૃત્યુ પછી બળવાનો જુસ્સો પણ નરમ પડયો. ખરું જોતાં બળવાનાં ઓસરતાં પાણી વખતે જ તે બળવામાં ભળી હતી અને તેણે બળવામાં નવો જ પ્રાણ ફૂંકયો હતો. તેની યોજના પ્રમાણે અને ભાવના પ્રમાણે બળવાનું સંચાલન થયું હોત તો આજે હિંદ કદાચ જુદી જ જાતનું હોત. પરંતુ તેમ થઈ શકયું નહિ. રાવસાહેબ પેશવા અને ક્રાંતિકારો ગફલતમાં રહ્યા અને લક્ષ્મીબાઈની છેલ્લી યોજના ઊંધી વળી ગઈ. તે બળવાના આ અંગને અગાઉથી જોઈ ગઈ હતી અને તેથી જ બળવાના બીજા આગેવાનોએ અંગ્રેજ સરકારની માફી માગી હતી અને મેળવી હતી તેમ તે કરી શકી હોત; પણ તે માર્ગ તેને યોગ્ય લાગ્યો નહિ. તે શું કામ માફી માગે? દેશમાં બળવો જે કારણોથી ઉદ્ભવ્યો હતો તે દૂર થોડાં જ થયાં હતાં? ઈસ્ટ ઈંડિયા કંપનીની સત્તા નષ્ટ થઈ ત્યાં હિંદનાં જ સંતાનોની સત્તા પ્રસ્થાપિત થઈ હતી? હિંદના હુન્નરઉદ્યોગનો થતો વિનાશ અટકયો હતો? હિંદના કારીગરોની બેકારી અને ભૂખમરો બંધ થયા હતાં? હિંદી અને ગોરા સિપાઈઓ અને અમલદારો વચ્ચેનો રંગભેદ દૂર થયો હતો? વિજેતા અને જિત પ્રજા તરીકે પડેલા બે ભેદ નષ્ટ થયા હતા? અંગ્રેજ હિંદને પોતાનો ગણી હિંદના હિતની દૃષ્ટિએ જ વેપાર વા બીજી પ્રવૃત્તિ કરતા થયા હતા? હિંદની સંસ્કૃતિને સમજી તેને અપનાવતા થયા હતા? હિંદી પંચાયતો પાછી સજીવન થતી હતી? આવું તો કંઈ થતું નહોતું અને થવાનું ચિહ્ન પણ દેખાતુ નહોતું તેથી તેણે જોયું કે અપમાનિત અને માનવ્યહીન પરિસ્થિતિ પલટાવવાનો પ્રયત્ન કરતાં કરતાં વીરોચિત મૃત્યુને ભેટવું એમાં જ જીવનનું સાફલ્ય છે; તો જ પોતાના જીવનથી નહિ તો મૃત્યુથી પણ હિંદની ભાવી પેઢીને જીવનના

આદર્શનો વારસો આપી શકાશે અને તે દ્વારા કોઈકવાર પણ આ ઉપાડેલો મહાન યજ્ઞ સફળ થશે; એવી ભાવનાથી તેણે આખર સુધી સ્વાતંત્ર્ય માટે લડીને મૃત્યુને ભેટવાનું જ પસંદ કર્યું. અને તેને તેવું જ મૃત્યુ મળ્યું તેથી મરણ વખતે તેના મનને કર્તવ્ય બજાવ્યાનો સંતોષ અને આનંદ હતાં. વીસ બાવીસ વર્ષની તરુણ વયે પણ એક સાચા કર્મયોગીની જેમ તે જીવન જીવી ગઈ અને મરીને જીવનનો હેતુ તેમ જ કર્મયોગનો મંત્ર આપણે માટે મૂકતી ગઈ. બાંદાવાળા નવાબ કે બીજા માફી માગીને જીવતા રહેલા અને જીવન ગાળતા ક્રાંતિના આગેવાનોએ કોણ જાણે કયા હેતુસર જીવવાનું પસંદ કર્યું. ઝાંસીની રાણીના મૃત્યુ પછી ધીમે ધીમે બળવાનો દાવાનળ શાંત પડવા લાગ્યો અને સરકારનું દમન જેમ જેમ વધતું ગયું તેમ તેમ તે દાવાનળ ભૂમિમાં ઊંડે ને ઊંડે ઊતરતો ગયો.

લોકોને પટાવવા વાસ્તે અંગ્રેજ સરકારે રાણી વિક્ટોરિયા પાસે હિંદની ભોળી અને ભોટ પ્રજા માટે ઢંઢેરો પિટાવ્યો જેનું એક સામાન્ય કાગળના ફેતરા કરતાં જરાયે મહત્ત્વ નહોતું. હિંદી સરકારના લૉ મેમ્બર સર જેમ્સ સ્ટિફેને જ આ ઢંઢેરાને અંગે કહ્યું હતું કે 'આ એક ખાલી પત્ર હતો, આ એવો કોઈ હક્કપત્ર નહોતો કે જે હિંદના અંગ્રેજ શાસકોને બંધનરૂપ થાય; આ ઢંઢેરાની કાયદાની દષ્ટિએ કંઈ જ કીમત નથી ( The proclamation has no legal force whatever). ઇંગ્લંડના કાયદાનુસાર ઇંગ્લંડના રાજા કે રાણીને આવો ઢંઢેરો કાયદેસર રીતે બહાર પાડવાનો કોઈ અધિકાર પણ નથી. પરંતુ આ ઢંઢેરાથી હિંદની પ્રજા છેતરાઈ. તેને લાગ્યું કે સ્વાતંત્ર્યનો હક્કપત્ર મળ્યો. આ ઢંઢેરામાં રાણીએ જણાવ્યું હતું કે :—

" જ્યારે ઈશ્વરની કૃપાથી દેશની અંદર ફરીથી શાંતિ સ્થપાશે, ત્યારે અમારી એ હાર્દિક ઇચ્છા છે કે હિંદુસ્તાનની કારીગરીને ઉત્તેજન આપવું, એવાં એવાં કામોને ઉત્તેજન આપવું જેનાથી જનતાને લાભ થાય અને તેની ઉન્નતિ થાય; અને શાસન એવી રીતે ચલાવવું

કે હિંદમાં રહેનારી અમારી સમસ્ત પ્રજાને લાભ થાય. પ્રજાની ઉન્નતિમાં જ અમારું બળ છે, તેમના સંતોષમાં અમારી સલામતી છે અને તેમની કૃતજ્ઞતા એ જ અમારે મન મોટો સિરપાવ છે. સર્વશક્તિમાન પરમાત્મા અમને અને અમારા તાબેદાર અમલદારોને બળ આપે કે જેથી અમે અમારી આ ઇચ્છાઓને પ્રજાના હિતને ખાતર પૂરી કરી શકીએ."

આવાં ચિત્તાકર્ષક વચનો જો અંગ્રેજોના સાચા હૃદયમાંથી નીકળ્યાં હોત તો આજે પણ અંગ્રેજ શાસકો પ્રત્યે પ્રજાના દિલમાં જે પ્રચંડ અસંતોષ છે તે રહેત નહિ; હિંદની બેકારી, ભૂખમરો અને સંસ્કૃતિવિનાશ બંધ થઈ સ્વતંત્ર હિંદી પ્રજા ઉત્કર્ષને માર્ગે વિચરતી હોત; અને દુનિયામાં શાંતિ, સુવ્યવસ્થા અને ઉત્કર્ષ સ્થાપવામા તે મહાન હિસ્સો અર્પતી હોત. પણ એવુ કંઈ થયુ નથી અને થવાનું પણ નહોતું. આવા ઢંઢેરાને સાચો માનનાર હિંદીઓ ખરેખર બાળબુદ્ધિના કે ભોટ જ હતા અને છે. ઇતિહાસકાર ફ્રિમેન જ આવા ઢંઢેરાઓની બાબતમા લખે છે કે "...પણ જ્યારે અમે વિજ્ઞપ્તિઓ અને ઢંઢેરા બહાર પાડીએ છીએ,.....ત્યારે અમે જાણીબૂજીને જૂઠના પ્રદેશમાં પહોચી જઇએ છીએ,.... જે માણસ પાર્લામેન્ટના હરેક કાર્ય કે હરેક કાનૂન ઉપર વિશ્વાસ મૂકી દે છે, તે બાળકની જેમ ભોળો જ છે...."×

બળવો શાંત પડ્યો. કંપનીનું રાજ્ય અંગ્રેજ સરકારે પોતાના હાથમાં લીધુ પણ સ્વામીના ફેરફારથી હિંદુસ્તાનની દશામાં કંઈ ફેરફાર થયો નથી. 'હિંદુસ્તાનના દ્રવ્યસાધનોની ઉન્નતિ' (Deve-

× "... ..But when we come to menifestoes, proclamations...here we are on the very chosen region of lies, .. He is of childlike simplicity indeed who believes every act of Parliament. . .."—Freeman's Methods of Histroical studies, pp. 258–59.

lopment of the Resources of India) કંપની બરાબર કરતી નહોતી તેથી પાર્લામેન્ટે હિંદનો કારભાર સીધો પોતાના હાથમાં લીધો. 'હિંદુસ્તાનનાં દ્રવ્યસાધનોની ઉન્નતિ' એ ટૂંકવાક્યનો માટો અર્થ એટલો જ થાય છે કે રેલ્વે, તાર, ટપાલ, રૂની ખેતી, રૂ અને અનાજ ઈંગ્લંડ રવાના કરવાં ઇત્યાદિ સાધનો દ્વારા હિંદમાંથી ધન ઘસડી જવાની સરળતા પેદા કરવી તે. અને આજે આ કાર્ય ખેરોકટોક ચાલ્યાં જ કરે છે.

બળવા પછી દેશી રાજ્યોને રાખવાં કે નહિ તેની ભારે ચર્ચા ઇંગ્લંડમાં ચાલી. અનેક ચર્ચાઓ પછી એવું નક્કી થયું કે હવે બાકી રહેલાં દેશી રાજ્યોને ટકાવવાં. એમને ટકાવવા પાછળ દેશી રાજાઓના સ્વતંત્રતાના રક્ષણનો હેતુ હતો એવું નથી. સબ્સીડિયરી યોજનાથી તેઓ જેમ ઈસ્ટ ઇંડિયા કંપનીના બંધનમાં બંધાયેલાં હતાં તેમ હવે ઇંગ્લંડના બાદશાહ સાથેના સંબંધથી તેઓ અંગ્રેજી રાજ્ય સાથે બંધાયેલા જ રહ્યા છે. ઇંગ્લંડનો બાદશાહ ખરી રીતે સ્વતંત્ર છે જ નહિ. તે પાર્લામેન્ટને અધીન હોય છે અને એ રીતે એનાં દેશી રાજાઓ ઇંગ્લંડની પાર્લામેન્ટ-અંગ્રેજ પ્રજા સાથે બંધાયેલા જ રહ્યા છે. પણ તેમને ટકાવવા પાછળ ખરો હેતુ તો એ રહ્યો છે કે વધતી જતી હિંદીઓની રાષ્ટ્રભાવનામાં આડખીલી નાખવામાં આ દેશીરાજ્યો કામમાં આવે. હિંદની બ્રિટિશ હદમાં રહેતી હિંદી પ્રજા જ્યારે સ્વાતંત્ર્ય માટે ઝૂઝતી હોય છે ત્યારે આ દેશી રાજાઓ હિંદમાં અંગ્રેજી રાજ્ય કાયમ રહે તેવા પ્રયત્નો કરતા જ હોય છે. અંગ્રેજી રાજ્યના અસ્તિત્વ ઉપર જ તેમની આપખુદી નભતી હોવાથી તેઓ અંગ્રેજી રાજ્યના આધારસ્તંભ જેવા થઈ પડયા છે. આમ તેમને ટકાવી રાખી અંગ્રેજ સરકારે એક અખંડ હિંદના બે હિંદ બનાવ્યા છે અને રાષ્ટ્રની અખંડિતતા ઉપર જબરો ઘા માર્યો છે. ઈસ્ટ ઇંડિયા કંપનીના હાથમાંથી હિંદુસ્તાનનું રાજ પોતાના હાથમાં લીધા પછી અંગ્રેજ સરકારે હિંદુસ્તાનને બ્રિટિશ સામ્રાજ્ય સાથે

કાયમનું બાંધી દેવા વાસ્તે તેને, આફ્રિકા, કૅનેડા કે ઑસ્ટ્રેલિયાની જેમ ઇંગ્લંડનું સંસ્થાન બનાવવાનો વિચાર કર્યો. અને હિંદુસ્તાનમાં અંગ્રેજ જમીનદારોનો વર્ગ ઊભો કરવાની યોજના કરી. આને ખાતર હિંદુસ્તાનને ખરચે ચાના બગીચા અને ગળીની ખેતીને ખીલવીને ત્યાં અંગ્રેજોને વસાવ્યા પણ ખરા. હેતુ એ કે કલ્પવૃક્ષ જેવું હિંદ કાયમનું ઇંગ્લંડને અધીન રહે, તેની સંપત્તિ કાયમને માટે અંગ્રેજોને ચરણે રહે. પણ આમાં ઇંગ્લંડને બહુ સફળતા ન મળી. એક તો અંગ્રેજો હિંદમાં હિંદી થઈને હિંદીઓ સાથે ભળી શક્યા નહિ. હિંદની સંસ્કૃતિ આફ્રિકા કે કૅનેડા કે ઑસ્ટ્રેલિયાના મૂળ નિવાસીઓના જેવી કાચી નહોતી. ઊલટું તેનામાં ખુદ અંગ્રેજોને ગુરુસ્થાને બેસવાની તાકાત હતી. તેથી હિંદીઓ અંગ્રેજો પ્રત્યે કાયમનો અહોભાવ ધારણ ન કરી શક્યા કે તેના કાયમના ચાકર બનવાની ભાવના ન અપનાવી શક્યા. હિંદમાં વસતા અંગ્રેજો પણ અતડા રહેવા લાગ્યા. હિંદી સંસ્કૃતિનો કે કોમનો પૂરો વિનાશ કર્યા સિવાય હિંદને ઇંગ્લંડનું સંસ્થાન કેવી રીતે બનાવી શકાય? અને ત્રીસ ચાળીસ કરોડનો પૂરો વિનાશ કરવો કદી શક્ય છે? કે તેમને દાસની જેમ રાખવા એ ચડિયાતી હિંદી સંસ્કૃતિવાળા હિંદીઓ કેમ સહન કરી લે? એટલે અંગ્રેજી રાજ્યની આ યોજના નિષ્ફળ ગઈ.

રાણી વિક્ટોરિયાએ ધર્મમાં દખલ ન કરવાનું વચન આપ્યું હતું. પણ હિંદીઓ જો ખ્રિસ્તી થાય તો તેઓ અંગ્રેજી રાજ્યના મોટા આધારસ્તંભ થાય. બળવા વખતે આની ખાતરી થઈ ચૂકી હતી અને આજે પણ આની યથાર્થતાનો પુરાવો મળી રહે છે. એટલે ધર્માંતરની પ્રવૃત્તિની પાછળ પણ ઇંગ્લંડને પોતાના સામ્રાજ્યવાદના મૂળ ઊંડા નાખવાની જ ધારણા હતી. ખ્રિસ્તી થયેલો હિંદી પોતાના જીવનનું ધ્યેય હિંદી તરીકે ઉત્કર્ષ સાધવાનું રાખતો નથી પરંતુ અંગ્રેજોની વાનરનકલ કરવાનું જ રાખે છે. પછી અંગ્રેજો

વર્ણભેદને કારણે એ ખ્રિસ્તીને ભલેને પૂરેપૂરા અપનાવતા ન હોય. વટાળની આ પ્રવૃત્તિ આજે પણ ધર્મપ્રચાર ચાલે છે અને આમાં હિંદની તિજોરીમાંથી જ ખરચ થાય છે એ લક્ષમાં ગણવા જેવું છે.

બળવા પછી અંગ્રેજી કેળવણીનો પ્રસાર જરા વેગથી શરૂ કરવામાં આવ્યો. આની પાછળ દૃષ્ટિ પણ ધર્માંતર પાછળની દૃષ્ટિના જેવી જ છે. ભારતની પોતાની અસ્મિતાને ભૂંસી નાખવી, તેમનામાં રાષ્ટ્રિયત્વનો અંશ પણ ન રહેવા દેવો. એક વસ્તુ નિઃસંશય છે કે અંગ્રેજી શિક્ષણે આપણા દેશમાં એક એવો વર્ગ પેદા કર્યો છે કે જે પોતાના ઉદરનિર્વાહને માટે અંગ્રેજી રાજ્ય ઉપર નિર્ભર છે–વકીલાત, દાક્તરી, દલાલી કે નોકરી દ્વારા જ તે પોતાનું ગુજરાન ચલાવી શકે એમ છે અને તેથી જે અંગ્રેજી રાજ્યનો વિશિષ્ટ પ્રકારનો સ્તંભ છે, જેની રહેણીકરણી અને હિંદી જનતાની રહેણીકરણી વચ્ચે બહુ અંતર પડી ગયું છે અને જેનામાં સામુદાયિક દૃષ્ટિએ રાષ્ટ્રીયતા અથવા રાષ્ટ્રિય સ્વમાનના ભાવોનો લગભગ અભાવ છે.

અને 'હિંદુસ્તાનનાં દ્રવ્યસાધનોની ઉન્નતિ' એટલે હિંદુસ્તાનના ચા અને ગળીના ઉત્પાદન અંગ્રેજોને જ અધીન રાખવા, કપાસનું વાવેતર કરાવી તેનું રૂ વિલાયત મોકલાવવું અને લેંકેશાયરનાં કાપડનાં કારખાનાંનું કાપડ હિંદુસ્તાનમાં ઘુસાડવું, રેલવેઓ દ્વારા હિંદનો કાચો માલ ઘસડી જવો અને એને પાકો કરીને હિંદમાં પાછો ઘુસાડવો. એટલે સીધી અને સ્પષ્ટ ભાષામાં કહેવું હોય તો હિંદુસ્તાનના હુન્નર-ઉદ્યોગોનો નાશ કરી ઇંગ્લંડના હુન્નરઉદ્યોગોને પોષવા, હિંદુસ્તાનના લોકોને ખેતી કરતા મજૂર બનાવી ઇંગ્લંડના લોકોને તેમના સ્વામી-શેઠ બનાવવા એ જ છે. ઇંગ્લંડ આટલા હેતુથી જ હિંદ ઉપર રાજ્ય કરે છે.

અને આ રાજ્ય કાયમ ટકે એ માટે શાસનની રીત પણ એવી જ રાખી છે. સુંદર અને મીઠાં વચનોની પાછળ દૃષ્ટિ કુટિલ

અને સ્વાર્થી જ હોય છે. ભાગલા પાડીને રાજ્ય કરવા માટે કોમ કોમ વચ્ચે ઝેર અને વેર યોજનાપૂર્વક ફેલાવાય છે, પ્રાંતિક સ્વાતંત્ર્યને નામે પ્રાંત પ્રાંત વચ્ચે પણ અનૈક્ય અને ઈર્ષ્યા પેદા કરવામાં આવે છે, લશ્કરમાં પણ દેશી રાજ્યોનાં અને બહારનાં સિપાઈઓને દાખલ કરી એક જ કોમની અકબંધ પલટનો રચવામાં આવતી નથી; અને પોતાની કોર્ટો, કેળવણી અને નોકરીઓ દ્વારા દેશમાં પોતાના આધારસ્તંભો નિર્માણ કરવામાં આવે છે. ટૂંકમાં, બળવા પહેલાં હિંદની જેવી સ્થિતિ હતી તેવી જ બલ્કે તેનાથી પણ અનેક ગણી ખરાબ સ્થિતિ અત્યારે છે. એક પ્રજા બીજી પ્રજા ઉપર રાજ્ય કરે એનું પરિણામ એ જ આવે કે જેની ઉપર રાજ્ય કરવામાં આવે છે એ પ્રજાનું ચારિત્ર્ય દિવસે દિવસે હીન થતું જાય. તેનામાં સ્વાર્થી દૃષ્ટિ, સંકુચિત ભાવ અને વિવેકશૂન્યતા જન્મે અને સ્વમાન કે રાષ્ટ્રિય અસ્મિતાનું નામનિશાન ન રહે. કર્તવ્ય બજાવવામાં પામર, સાહસ અને શૌર્યમાં નિર્માલ્ય અને મરણ આવતું નથી તેથી જ એ જીવનારી પ્રજા થાય છે. અને આનો અનુભવ આજે આપણે ડગલે ને પગલે કરીએ છીએ.

આ પરિસ્થિતિને પલટાવવાનો માર્ગ તો હોવો જ જોઈએ. જે પરમેશ્વરે મનુષ્યને સારાસાર વિચાર કરીને જીવવા માટે મન આપ્યું તેણે તેને જન્મની સાથે જ એ પણ ઉદ્બોધન આપ્યું કે સ્વરાજ્ય એ મારો જન્મસિદ્ધ હક છે. આ હક હાંસલ કરવા માટે મારે કર્તવ્ય બજાવવું જ જોઈએ. પરાધીનતાને ટાળવાનો માર્ગ છે સ્વાવલંબન, પરસ્પર સહકાર, સ્વદેશીવૃત્તિ. દેશના ગૃહઉદ્યોગોને સરકાર ઉત્તેજન ન આપે તો પ્રજા રેંટિયો, ખાદી, ગ્રામોદ્યોગને અપનાવી ભૂખી અને બેકાર પ્રજાને રોટલો તેમ જ કામ આપી શકે. આ રોટલો સ્વાવલંબનને પરિણામે મળવા માંડશે એટલે પ્રજામાં તાકાત અને સંગઠન પેદા થશે સહકાર અને સ્વદેશીધર્મ જાગશે. આમાંથી જ સ્વાધીન થવાની તાકાત આવશે અને તે આવશે એટલે

વિજેતા સાથે અસહકાર એ હથિયાર સ્વરાજ્ય લાવી આપશે જે જે સાધનો કે માર્ગો દ્વારા બીજી પ્રજા પોતાનું રાજ્ય ટકાવતી હોય તો તે તે સાધન અને માર્ગનો ત્યાગ, તેની સાથે અસહકાર એ જ રાષ્ટ્રિય અસ્મિતા અને પ્રાણને જાગ્રત કરવાનો માર્ગ છે ઝાડને પાણી જ ન પાઓ તો તે સુકાય, તેમ પરદેશી રાજ્યને સહકાર ન આપવાથી તે ટકી શકતું નથી.

બળવા પછી આપણાં હથિયાર છીનવી લઈને આપણને અકલ્પિત રીતે નિર્માલ્ય બનાવવાનો પેતરો અંગ્રેજ સરકારે રચ્યો પણ તેની સામે અહિંસક અસહકાર, સત્યાગ્રહનું શસ્ત્ર એ રામબાણ શસ્ત્ર છે એની ખાતરી થઈ ચૂકી છે એક પછી એક અન્યાયોનો સામનો સત્યાગ્રહથી કરીને આપણી પ્રજાએ ઘણી તાકાત અને ઘણા હક પ્રાપ્ત કર્યા છે એ જ રસ્તે આપણે જવાનું છે

આવે વખતે આપણને ઝાંશીની રાણી લક્ષ્મીબાઈનું સ્મરણ સતત થાય છે અને થવુ જોઈએ પોતાના જીવનનાં ત્રણ જ વર્ષમા તેણે પોતાના જીવનને ધન્ય કર્યું પોતાનું કર્તવ્ય એક વાર ખ્યાલમાં આવી ગયા પછી તે બજાવતા તેણે આઘુંપાછુ જોયુ નથી અને એકવાર કર્તવ્ય બજાવવા માડતા જ તેનું શૌર્ય તેની બુદ્ધિ અને તેનું સ્વમાન ચમકારા મારી ઊઠવા માડ્યા તેના શૌર્યની તો તેના દુશ્મનોએ પણ પ્રશસા કરી છે સર હ્યુ રોઝે તો તેને બંડવાળાઓમા સૌથી વધારે નિપુણ ગણી છે રાણીએ ઝાંશીનો સત્તર દિવસ સુધી બચાવ કર્યો ઝાંશી શહેર ઉપરે અંગ્રેજોએ સર કર્યા પછી તેણે તેમને જોતજોતામા ભમાવ્યા અને અને રાતોરાત શત્રુની હરોળ ભેદીને તે પસાર થઈ ગઈ ગ્વાલિયર જીતવાની યુક્તિ અને સાહસ, તેનું રણકૌશલ્ય અને સેનાનાયકત્વ દર્શાવી આપે છે કે અને મેલેસન એ બન્નેએ કબૂલ કર્યુ છે કે 'હિંદી લોકોની દૃષ્ટિએ તો રાણી પોતાના ધર્મ ખાતર અને સ્વરાજ્ય ખાતર જ લડી એમ પ્રતિહાસ

સાક્ષી પૂરશે.' તેનું રાજ્ય ખાલસા કરવામાં અન્યાય હતો અને ત્યાર પછી પણ તેના પ્રત્યેનું અંગ્રેજોનું વર્તન ઝેરી હતું એમ લેખકોએ જ કબૂલ કર્યું છે. લૉર્ડ કર્ઝન જેવા ઘમંડી અંગ્રેજે પણ તેને માટે પ્રશંસાના જ ઉદ્‌ગાર કાઢ્યા છે. ઝાંસીમાં થયેલી અંગ્રેજોની કતલમાં તે સામેલ નહોતી એ વાત ત્યાં હાજર રહેલા અને કતલમાંથી બચેલા અંગ્રેજને મોઢે જ સિદ્ધ થઈ છે. તે જેટલી તેજસ્વી હતી તેટલી જ પ્રજાહિતતત્પર અને દયાળુ હતી. એ તેની દસ મહિનાની શાસક તરીકેની કારકિર્દીમાં જણાઈ આવ્યું છે. પોતાના દત્તકપુત્રને પોતાની પૂઠે બાંધીને ખરેખરાં ધીંગાણાંમાં અને યુદ્ધોમાં કેવી રીતે સંભાળ્યો તે જોઈએ છીએ ત્યારે તેનો પુત્રપ્રેમ જોઈ રોમાંચ થાય છે. પોતાનું જતું રહેલું રાજ્ય પાછું મેળવવા માટે મળેલી સંધિનો તેણે લાભ ઉઠાવ્યો. શરૂઆતમાં જોકે તેણે મુત્સદ્દીપણું વાપરીને અંગ્રેજો સાથે મેળ રાખવાનો પ્રયત્ન કર્યો તોપણ પેશવા ઉપર આફતનાં વાદળ તૂટી પડતાં જ અને બળવો નિષ્ફળ જાય છે એ જોતાં જ તે ખુલ્લેખુલ્લી પેશવાની પડખે ખડી થઈ ગઈ અને મરણપર્યંત તે ત્યાં જ રહી. નાનાસાહેબને તે ભાઈ માનતી હતી તેથી તેમના આપત્તિકાળમાં તે ભગિનીપ્રેમને લીધે દોડી ગઈ અને પોતે માનેલો સંબંધ કેટલો સાચો હતો તે તેણે દુનિયાને બતાવી આપ્યું. મૃત્યુ સમયે તેની ઉંમર કેવળ ૨૩ વર્ષની હતી. આ નાની વયમાં હાથમાં તલવાર લઈ, તદ્દન પ્રતિકૂળ પરિસ્થિતિમાં અજબ પરાક્રમ કરવા અને સ્વધર્મ અને સ્વરાજ્યને ખાતર રણક્ષેત્રમાં ચિરનિદ્રા લેવી એ કસાયેલા વીર પુરુષને પણ ખૂબ શોભે એવી વસ્તુ છે! તો રાણી તો એક અબળા હતી, પણ વખત આવતાં જ એક વિદ્યુલ્લતાની જેમ તે હિંદુસ્તાનના ઇતિહાસમાં ચમકી ગઈ. એક નાજુક, એકવડા બાંધાની, કેતકીના જેવી ગૌરવર્ણવાળી, નાકે અને આંખે રૂપાળી એવી અત્યંત સુંદર રમણીને ? કલાકોના કલાક સુધી ઘોડા ઉપરની બેઠકને ઢીલી ન થવા દેતાં હાથમાંની સમશેરથી

દુશ્મનના રુધિરનો ભૂમાતાને અભિષેક કરતી જોઈને તેના સિપાઈઓમાં તે પ્રત્યક્ષ મહિષાસુરમર્દિની અંબિકા જ લાગી હોય તો નવાઈ નથી. તેના તેજ અને શૌર્યથી અંજાઈ જઈ તેના સિપાઈ તેને અધીન થયા હોય અને પૂર્ણ આવેશમાં આવી જઈ તેના નેતૃત્વ નીચે તેમણે વિલક્ષણ પરાક્રમ દાખવ્યું હોય તો તેમાં આશ્ચર્ય પામવા જેવું કંઈ નથી. આ સ્વાતંત્ર્યની જ્યોતિ, આ હિંદુરમણીઓની મૂર્તિમાન વીરતા, આ સ્વધર્મની પ્રતિમા, આ સ્વર્ગીય તેજસ્વિતા ક્ષણભર ચમકી અને અદશ્ય થઈ! પરંતુ હિંદુધર્મનું મુખ તેણે ઉજ્જ્વળ કર્યું. હિંદી લલનાની કીર્તિમાં તેણે મહત્ત્વનો ઉમેરો કર્યો અને સ્વાતંત્ર્યને અર્થે હિંદી લલના અત્યંત નાની વયમાં પણ પ્રાણાર્પણ સહેજે કરી શકે છે એ તેણે દુનિયાને બતાવી આપ્યું. બળવો દાબી દેવામાં આવ્યો પણ બળવાનું સ્મરણ આજે પણ નાશ પામ્યું નથી. અને બળવાનું સ્મરણ કદાચ નષ્ટ થશે તોપણ રાણીનું સ્મરણ નાશ પામવું શક્ય નથી. તેના નામ પ્રમાણે તે કેવળ મહારાષ્ટ્રની જ નહિ પણ સમસ્ત આર્યાવર્તની લક્ષ્મી હતી. આ સ્વાતંત્ર્યલક્ષ્મી ૧૮ જૂન ૧૮૫૮ (જેઠ સુદિ ૬) ને રોજ અસ્ત પામી.

હિંદુસ્તાનના ઇતિહાસમાં રાણીનું નામ અજરામર રહેશે. કોઈ પણ દેશના પ્રજાજન તેના નામનો જયઘોષ કરીને તેનું અહર્નિશ સ્મરણ કરે અને તેની પુણ્યપ્રદ સ્ફૂર્તિથી પોતાનો ઉદ્ધાર કરી લે, એવી મોટી તેની મહત્તા હતી. દુનિયાની મહાન રમણીઓમાં તેનું સ્થાન અવશ્ય રહેશે. રાણીની પુણ્યતિથિ અને રાણીનું પુણ્યસ્મરણ એ મૃતોને ચેતન આપશે અને આળસુઓને ઉત્સાહ અર્પશે.

## परिशिष्ट

# झांसीरानीकी समाधि पर

( श्री. सुभद्राकुमारी चौहान )

अिस समाधि में छिपी हुअी है
खाक राख की ढेरी ।
जल कर जिसने स्वतंत्रता की
दिव्य आरती फेरी ॥
यह समाधि, यह लघु समाधि, है
झांसी की रानी की ।
अन्तिम लीलास्थली यही है
लक्ष्मी मरदानी की ॥

यहीं कहीं पर बिखर गअी वह
भग्नहृदय — माला — सी ।
असके फूल यहां संचित हैं
है यह स्मृति-शाला-सी ॥
सहे वार पर वार अन्त तक
लड़ी वीर बाला — सी ।
आहुति — सी गिर. चढ़ी चिता पर
चमक अुठी ज्वाला-सी ॥

बढ़ जाता है मान वीर का
रण में बलि होने से ।
मूल्यवती होती सोने की
भस्म यथा सोने से ॥
रानी से भी अधिक हमें अब
यह समाधि है प्यारी ।

यहां निहित है स्वतन्त्रता की
आशा की चिनगारी ॥
अिससे भी सुन्दर समाधियां
हम जग में हैं पाते ।
अुनकी गाथा पर निशीथ में
क्षुद्र जन्तु ही गाते ॥
पर कवियों की अमर गिरामें
अिसकी अमिट कहानी ।
स्नेह और श्रद्धा से गाती
है वीरों की बानी ॥
यह समाधि, यह चिर समाधि है
झांसी की रानी की ।
अन्तिम लीलास्थली यही है
लक्ष्मी मरदानी की ॥